# અરબનો ઇતિહાસ.

## (ઉમૈયા ખીલાફત)



અનુવાદક

લવજી ઝીણા માસ્તર

ગઢડા. (ભાવનગર)



પ્રકાશક

પઠાણ નીઝામખાન નુરખાન વકીલ

અમદાવાદ.



આવૃતી પહેલી. નકલ ૧૦૦૦



કીંમત. ૨-૦-૦

ધી અમરસિંહજી પ્રી. પ્રેસ-લાલ દરવાજા અમદાવાદ-માં પઠાણ
નુરખાન અમીરખાન વકીલે છાપ્યું.

# અર્પણ પત્રીકા.

ગુજરાતની સુવિખ્યાત માંગરોલની
ગાદીવાળા ચિશતીઆ ખાનદાનના ગાદીપતી
પીર સાહેબ શ્રી મોટામીયાં સાહેબ સલામત !

મશહુર અજમેરવાળા ખ્વાજા સાહેબના ચિસ્તીયા સંપ્રદાય-સિલસિલાના મહાન બુઝર્ગ ઓલીઆ હઝરત સઇયદ મસઉદ શેખ ફરીદ શકર ગંજની ઓલાદમાં ઉતરી આવેલા સદરહુ ગાદીના આપ શ્રી સજ્જાદેનશીન છો. આપશ્રીએ બાલપણામાંજ વિદ્યાના પ્રેમને લીધે અરબી-ફારશી-ઉર્દુ, સંસકૃત-ગુજરાતી ઉપરાંત રાજભાષા ઈંગ્રેજીમાં બી. એ. સુધીની ઉંચી કેળવણી લીધી છે. આપની તેવી યોગ્યતાની કદર કરી ના૦ ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં દાખલ કર્યા હતા જ્યાં આપ ફતેહમંદ નીવડવાથી ઇસલામી રયાસત સચીન સ્ટેટે આપની નોકરી વડોદરા રાજ્ય પાસેથી ઉછીની માગી અને ત્યાં ગયા. ત્યાં આપ એક પછી એક અધિકાર ઉપર ચડતાં નાયબ દીવાનના દરજ્જા ઉપર કાયમ થયા અને આપે પોતાના કામ તથા જાતી ઉંચા સદગુણોથી રાજા પ્રજા અને સહવાસમાં આવનારા સઘળાને પૂર્ણ સંતોષ આપી સર્વ બાજુમાં પ્રીય થયા છો. રાજ્યના સંતોષકારક કામો કરવા ઉપરાંત રસુલે અરબી જેવી મઝહબી કીતાબની બે આવૃતીઓ ગુજરાતીમાં બહાર પાડી કોમની અગત્યની ખોટ પુરી પાડી છે. ઉપરાંત ઈંગ્રેજીમાં ટ્રેજેડી ઓફ મોહરમ નામની કીતાબ બહાર પાડી છે. તે મુજબના કામો બજાવવા ઉપરાંત .આપ નામદાર પોતાના તારીકા અને મઝહબમાં પુરા પાબંધ અને પરહેઝગાર રહ્યા છો. કોમની મઝહબી અને આર્થિક હાલાત સુધારવાના માટે આપે નાયબ દિવાન જેવો સારો હોદ્દો, સારો પગાર, સારી આબરૂ અને સારી સાહેબીવાળી પદવીનું એકદમ રાજીનામું આપી દઇ લોક કલ્યાણ માટે કમ્મર કસી મહાન હઝરત પેગમ્બર સઅમનો ફકીરી માર્ગ ગ્રહણ કર્યો છે. આપ શ્રીના તેવા અનેક સાચા સદગુણોથી આકર્ષાઇ અમો પોતાના આખા કુટુંબ સહીત આપ શ્રીનાજ હાથે આપનાજ મુરીદ થયા છીએ. અને તેવી અનેક લાગણીની અમારા તરફની એક અંશના યાદગીરી જળવાઈ રહેવા અમારા તરફથી પ્રગટ થતો આ "અરબોનો ઇતિહાસ" આપ શ્રીની મહેરબાની ભરી પરવાનગીથી આપ સાહેબને અર્પણ કરવાનું અમો મોટું અને સાચું માન સમજીએ છીએ.

આપ સાહેબનો ખાદેમ પ્રગટકર્તા.

# વિનંતિ.

આ પુસ્તકમાં ઇસ્લામી મહાન પુરૂષોના નામની આગળ પાછળ માન સુચક શબ્દો કે સંજ્ઞાઓ મૂકવા બનતો ખ્યાલ રાખવામાં આવેલ છે. છતાં પણ કોઇ જગોએ તે ખામી જોવામાં આવે તો વાંચકવર્ગ દરગુજર કરી માનપૂર્વક વાંચી લેવા કૃપા કરશે એમ ઉમેદ છે.

# અનુવાદકની પ્રસ્તાવના.

જે સબળી પ્રાચિન જાતિઓએ પોતાના બાહુ બળથી બહુ દુરના પ્રદેશોમાં ફતેહ મેળવીને, વિશાળ સામ્રાજ્ય સ્થાપન કીધેલાં છે તેમાં અરબોનું નામ પહેલું છે. જે જાતિના લોકોએ પોતાની બુદ્ધિના પ્રભાવ વડે સભ્યતાની ટોચ ઉપર બેઠક મેળવીને વર્તમાન સમયમાં સભ્યતાનો સંપુર્ણ દાવો કરનારી યુરોપીઅન પ્રજાને સભ્યતાના પાઠ શીખવ્યા છે તે પણ અરબ લોકોજ છે જેની બહાદુરીનાં વીર રસ પ્રાધાન્ય કથનો અને કીર્તિ કલાપો તેમજ ચારિત્ર બળના ઉજ્વળ દષ્ટાંતો જગતના ઇતિહાસના પુસ્તકોના પાનામાં પ્રલય કાળ સુધી તેજસ્વી અક્ષરે પ્રકાશીત રહેશે તે અરબ લોકોજ છે.

સભ્યતામાં સર્વોત્તમ ગણાતી યુરોપીયન પ્રજાને જ્ઞાનનો દરવાજો બતાવનારા અરબોજ હતા જેની સાક્ષી તેમના પોતાના લખેલા ઇતિહાસોમાંથીજ જાણી શકાય છે એવું છતાં અફસોસની વાત એટલીજ છે કે જે હિંદુસ્તાનમાં લગભગ સાડા પાંચસો વરસ સુધી ઇસ્લામીક સલતનત રહી તેમ છતાં હિંદુસ્તાનના મુસલમાનો આ ઇતિહાસોમાંથી કાંઇ પણ શીખી શકયા નહિ.

ઉરદુ વિદ્વાનોએ ઉરદુ ભાષામાં આવા ઇતિહાસો પ્રસિદ્ધ કરી તે ભાષા જાણનારાઓ ઉપર મ્હોટો ઉપકાર કીધો છે તેમજ અંગ્રેજી ભાષામાં લંડન પ્રીવિ કાઉન્સીલના માનવંતા સભાસદ રાઇટ ઓનરેબલ સૈયદ અમીર અલી સાહેબે આવાં ઇતિહાસનાં પુસ્તકો લખી તમામ મુસલમાનો ઉપર ઉપકાર કીધો છે.

હાલના સમયમાં હિંદુસ્તાનની વરનાક્યુલર ભાષાઓમાં સૌથી અગ્રસ્થાન ભોગવતી બંગાળી ભાષામાં તો આવા અનેક પુસ્તકો બાહોશ વિદ્વાનોના હાથથી લખાયેલાં છે તેમાં વધારે આનંદની વાત તો એ છે કે અક્ષયકુમાર દત જેવા હિંદુ ગૃહસ્થની કલમથી આવાં ઇતિહાસીક પુસ્તકો લખાએલાં છે.

ગુજરાતી ભાષામાં મારી સમજ પ્રમાણે આવા પ્રકારનું આ પહેલું પુસ્તક છે. અને તે પણ એક બંગાળી ઇતિહાસનો બહુ અંશે અનુવાદજ

છે. અસલ પુસ્તકના ત્રણ વિભાગો છે તેમાં જનાબ રસુલે ખુદા અ. સ. વ. ના જન્મ પહેલાંથી લઇને ઉમૈયા ખીલાફત સુધીનો ઇતિહાસ આ પ્રથમ વિભાગમાં આપવામાં આવ્યો છે. અબ્બાસી ખલીફાઓનો શાસનકાળ તેમજ સ્પેનના ખલીફાઓનો રાજ્ય વહીવટ એ જુદા જુદા વિભાગોમાં ભવિષ્યમાં પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે પણ જો ખુદાપાકને મંજુર હોય તો.

આ પહેલા વિભાગમાં અરબોના યુદ્ધ વિગ્રહની વાતો તેમનો આચાર વ્યવહાર રાજ્ય પ્રણાલી સામાજીક અને નૈતિક જીવનની આલોચના અને કઈ રીતથી તેઓ ઉન્નતિની ટોચે ચડી શકયા તેમજ કઇ રીતથી તેમનું પતન થયું વગેરે વિષયનું વિસ્તારથી અવલોકન કરાયેલું છે.

વાંચક વર્ગ માંહેના મુસલમાન ભાઇઓને મારી એક નમ્ર વિનંતી છે કે આ પુસ્તક એક ઇતિહાસ માત્ર છે માટે તેની અંદરના સત્યાસત્યનું તોલન, મઝહબી વિચારોથી કરવાનું નથી. શીયા કે સુન્ની એ માંહેના કોઇ પણ વિચારને પ્રાધાન્ય આપવાના હેતુથી આ પુસ્તક લખેલું નથી.

કબીર ચોરા–બનારસ
તા. જુન ૧૯૧૮ } લ. જી. મા.



# પ્રકટકર્તાની પ્રસ્તાવના.



આ પુસ્તક આપણા પ્રખ્યાત ઇસ્લામી ગૃહસ્થ રાઇટ ઓનરેબલ જસ્ટીસ અમીરઅલી સાહેબ એમ. એ. બેરિસ્ટર એટ લોના અંગ્રેજી પુસ્તક " હિસ્ટરી ઓફ ધિ સેરેસન્સ " નો તરજુમો છે. જસ્ટીસ અમીરઅલી એક શીઆ ગૃહસ્થ છે. તો પણ તેમના ખ્યાલ ઘણા ઉદાર અને સમસ્ત ઇસ્લામી કોમની બેહતરી તરફ વલણવાળા છે. જસ્ટીસ અમીરઅલી અંગ્રેજીના એક ચડતા લેખક છે અને તેમણે મહોમેડન લૉ ( મુસલમાની શરેહનો કાયદો ) એવિડન્સ એકટ ( પુરાવાનો કાયદો ) સ્પિરિટ ઓફ ઇસ્લામ ( જોશે ઇસ્લામ ) એથિકસ ઓફ ઇસ્લામ ( ઇસ્લામી નીતિશાસ્ત્ર ) ઇસ્લામ વિગેરે પુસ્તકો અંગ્રેજીમાં બહાર પાડેલાં છે જે જોવાથી તેમનો અંગ્રેજી ભાષા ઉપર કેટલો કાબુ છે તે જણાઇ આવે છે. હાલ તેઓ વિલાયતની પ્રીવી કાઉન્સિલના મેમ્બર છે અને ઘણો ભાગ વિલાયતમાંજ રહે છે. તેમના દિકરા મી. વારિસઅલી આઇ. સી. એસ. સિવીલીયનની પરિક્ષા જે હીંદીઓ માટે ઘણી ભારે ગણાય છે તેમાં પાસ થએલા છે અને સિવિલ સર્વિસમાં જોડાઇ હીંદની સેવા બજાવે છે.

આ શીઆ ગૃહસ્થની અંગ્રેજી કિતાબનો તરજુમો બંગાળાના એક ગૃહસ્થે બંગાળીમાં કરેલો છે જે ઇતિહાસીક દ્રષ્ટીથી જોતાં ત્યાંના લોકોમાં ઘણો પ્રીય નીવડેલો છે. આ પુસ્તક તે બંગાળી તરજુમાનો ગુજરાતી અનુવાદ છે, જે મી. **લવજી ઝીણા માસ્તર** નામના ખોજા ગૃહસ્થે તૈયાર કરેલો છે. મી. **લવજી ઝીણા માસ્તરે** તરજુમો ખંતપૂર્વક તૈયાર કરી તે અમને આપી દીધેલો છે. તે તરજુમો અમારી પાસે લાંબા વખતથી હતો પણ કાગળ અને છાપવાની ભારે મોંઘાઇને લીધે તે છાપી બહાર પાડવાની અમને જલદી જોગવાઇ મળી શકી નહીં. જોકે હાલમાં પણ રાક્ષસી મોંઘવારી જારી છે તો પણ અરબસ્તાન જેવા મહાન દેશ સાથે સંબંધ ધરાવતા એક ઉપયોગી પુસ્તકને વધારે વાર રાખી નહીં મુકતાં તેને ઇસ્લામી કોમની જાણ માટે જલદી બહાર પાડી દેવું એમ અંતઃકરણે સુચવ્યાથી આ પુસ્તક એકદમ બહાર પાડવા તજવીજ કરી છે. આવું એક પણ પુસ્તક હાલ સુધીમાં એવા સ્વરૂપમાં ગુજરાતીમાં પ્રસિદ્ધ થએલું નથી એટલે ઇસ્લામીભાઇઓને તેમાં કાંઇક નવિન અને નવું જાણવાનું મળે એ સ્વભાવિક છે. અમોએ હાલમાંજ ઇસ્લામના મહાન જનરલ ખાલિદ-બિન-વલીદનું જીવનચરિત્ર

બહાર પાડેલું છે અને તે પછી તરતજ આ અરબસ્તાનના ઇતિહાસ જેવી ઉપયોગી કિતાબ ઇસ્લામી આલમ માટે મહેનત કરીને તથા મોંઘવારીના વખતમાં અગવડ વેઠીને બહાર પાડી છે. આવા કીમતી ઇસ્લામી પુસ્તકો ઘણા પ્રમાણમાં બહાર પાડવાની અમારી ઇચ્છા છે પણ તેનો આધાર અમારી કોમની કદર અને તેના ઉત્તેજન ઉપર રહેલો છે. જો કોમ અમારી મહેનતની કદર કરશે તો અમે આવી સાહિત્ય સેવા બજાવવામાં કદી પણ પાછા પડીશું નહી.

આ પુસ્તક અસલ એક શીઆ ગૃહસ્થના હાથે લખાએલું છે અને તેનો તરજુમો પણ એક શીઆ ગૃહસ્થના હાથે થએલો છે એટલે કદાચ તેમની માન્યતા પ્રમાણે તેમાં કાંઇ હકીકત આવી જાય એ દેખીતું છે અને તેટલા માટે આ પુસ્તકની શરૂઆતના ભાગમાં ખુલાસા રૂપે કેટલીક હકીકત દાખલ કરવામાં આવી છે જેથી લોકોનો જુદો ખ્યાલ થઈ જાય નહીં. માટે આશા છે કે પ્રથમ તે ખુલાસો વાંચી પુસ્તક શરૂ કરવામાં આવશે તો સારી રીતે તુલના કરવાની જોગવાઈ મળી શકશે. અમે પોતે સુન્ની છીએ એટલે સુન્ની વાંચક વર્ગ માટે અમારે એવો ખુલાસો કરવાની જરૂર છે. અને તેથીજ શરૂઆતમાં એટલો ઉમેરો કરેલો છે. તરજુમો એ તરજુમો છે. તેમાં કોઇથી પુસ્તકના લખાણમાં વધારો ઘટાડો થઇ શકે નહીં અને જો તરજુમો કરવામાં ઇબારતમાં વધારો ઘટાડો કરવામાં આવે તો તે તરજુમો રહેતો નથી એટલે આખો તરજુમો જેમનો તેમ છાપી એક ખુલાસા તરીકે પુસ્તકની શરૂઆતમાં બે બોલ લખી દીધા છે. પુસ્તકની પાછળની ચાલતી ઇબારતમાં પણ કદાચ કાંઇ હશે પણ હવે તક વહી ગઇ છે એટલે જે જે વધુ સુધારા કરવાની સૂચના આવશે તે ઉપર આગળ ઉપર જરૂર ધ્યાન આપવામાં આવશે.

આ પુસ્તકની ગુજરાતી ભાષા કેટલાક સાહેબોને જરા અઘરી લાગશે પણ હાલમાં એવા ગુજરાતીનો વપરાશ દિવસે દિવસે વધતો જાય છે એટલે હાલ તો આપણે તેને જેવી છે તેવી ચલાવી લઈ આગળ ઉપર વધારે સહેલી ઇબારતની આશા રાખીશું.

વધુ ખુલાસા માટે અમારા તરફથી બહાર પડેલ **ખુલફાએ રાશેદીન** નામની માત્ર એક રૂપીઆની કીંમતની કીતાબ મંગાવી વાંચવા વિનંતી કરીએ છીએ.

અમદાવાદ<br>બાલકાકા લોજ<br>તા. જુલાઇ ૧૯૧૮ } પ્રગટ કર્તા

# માંગરોલની સુવિખ્યાત ગાદીના ગાદીપતિ પીર મોટા-મીયાં સાહેબ વિષે જાણવાજોગ હકીકત.



## તેમનું સાદું જીવન.



સુરત અને ભરૂચ વચ્ચે કોસંબા ઝખવાવ રેલ્વે ઉપર આવેલા માંગરોલ ગામની મહાન ચિસ્તીયા ગાદીવાળા આલી જનાબ પીર મોટામીયાં સાહેબના નામથી કોઈ ભાગ્યેજ અજાણ્યુ હશે. તેઓ આ જમાનાના એક આગેવાન પીરોમાંના એક છે. તેમનો જન્મ કડી કસ્બામાં આજથી આડત્રીસ વરસ ઉપર થયો હતો. તેમના પિતા પીર કાયમુદ્દીન બાવા સાહેબે નાનપણથીજ તેમના વિદ્યાભ્યાસ તરફ લક્ષ આપ્યું હતું. પીર કાયમુદ્દીન બાવા સાહેબ ઘણા સાદા અને મળતાવડા સ્વભાવના હતા. તેઓ પોતાના ફરજંદને ઉત્તમ અને સંગીન કેળવણીમાં પ્રવીણ થએલા જોવાને ઘણા ઉત્સુક હતા. તેમણે પીરજાદા મોટામીયાં સાહેબને ગુજરાતી, સંસ્કૃત, ઉર્દુ, ફારસી, અરબી વીગેરેની કેળવણી ઉપરાંત અંગ્રેજીમાં બી. એ. સુધી અભ્યાસ કરાવ્યો હતો. તેમની ઉંચી કેળવણી અને પ્રવીણતાના સબબે કડીના લોકોએ તેમને કડીના શહેર કાજી તરીકે ચુંટી કહાડયા હતા જે દરજ્જો તેઓ હાલ પણ ભોગવે છે.

તેમના પિતા તથા દાદાની હયાતીમાં તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા હતા, અને પછી ટુંક મુદ્દતમાંજ સુરત એજન્સીના સચીન સ્ટેટના ના. નવાબ સાહેબે તેમની પોતાના રાજ્ય માટે વડોદરાના શ્રીમંત મહારાજા પાસે માગણી કરી હતી. મહારાજાની મંજુરી મળવાથી સચીન સ્ટેટમાં નાયબ દીવાન નીમાયા હતા. નાયબ દીવાનના હોદ્દાનું કામ હાથમાં લીધા પહેલાં ના. નવાબ સાહેબે, મોટામીયાં સાહેબને પ્રથમ એ. ડી. સી. (મુસાહેબ), ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ, સિવિલ જડજ, હજુર આસીસ્ટંટ વિગેરેનું કામ સોંપ્યું હતું જેમાં તેમણે ઘણી કુશળતા બતાવી હતી. તેમના કામથી ખુશ થઈને ના. નવાબ સાહેબે તેમને ઇ. સ. ૧૯૧૦ માં રાજ્યના નાયબ દીવાનનો ચડતો હોદ્દો આપ્યો હતો જેનું કામ તેમણે ઘણીજ બાહોશીથી ૧૯૧૭ ના ડીસેમ્બર માસ સુધી એટલે બરાબર સાત વરસ સુધી બજાવ્યું હતું.

તેઓ ઇ. સ ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસમાં પીર બડામીયા સાહેબના જાનતનશીન થવાથી માંગરોલની ગાદીના ગાદીપતિ થયા હતા, જે વખતે દબદબા ભરેલી ક્રિયા થઇ હતી. ગાદી ઉપર આવતાંજ તેઓશ્રીએ પોતાના તમામ મુરીદો તથા તેમની ગાદીને ભક્તિભાવથી માનનારાઓ તથા લાગતાવળગતાઓને ભેગા કરી માંગરોલમાં એક ભારે જગમેળો કર્યો હતો. અને ભેગા થએલા દસ બાર હઝાર માણુસોની ખાતરી કરી આપી હતી કે પોતે ગુરૂ—પીર તરીકેનું પોતાનું જોખમ સારી પેઠે સમજે છે.

મરહુમ ગાદીપતિ પીર શ્રી બડામીયાં સાહેબની વફાત ઈ. સ. ૧૯૧૫ (હી. સં. ૧૩૩૩) માં થઇ ત્યારથીજ પીર મોટામીયાં સાહેબના પીર દ-રજાના અધિકાર તથા સતાની શરૂઆત થઇ ચુકી છે જેને આજે ત્રણુ વરસ ઉપર થઇ ગયાં છે. પીરસાહેબ જ્યારથી પોતાના વડીલોની ગાદી ઉપર બિરાજમાન થયા ત્યારથી તેમની ઇચ્છા સચીન સ્ટેટમાંથી છુટા થવાની હતી અને તે માટે વખતો વખત કોશીશ પણુ કરતા હતા. પરંતુ ના. નવા-બ સાહેબની મહોબત ભરી લાગણીને લીધે તેમ કરવાનું જલદી બની શક્યું નહોતું. એક તરફ નવાબ સાહેબની મોહબતનો ખ્યાલ અને બીજી તરફ પોતાના હઝારો મુરીદોની લાગણી એવી બાબતો એકી વખતે પેદા થઇ ગઇ હતી; અને તેના વિચારમાં હમેશાં પીરસાહેબ ગુંથાએલા રહેતા હતા. સ્વર્ગ જેવું સુખ ભોગવવા રાજ્યાધિકાર જેવું સાધન દુનિયાદારીના વિચારવાળા માટે તો એક પણુ હોતું નથી. તેમાં પણુ દેશી રાજ્યમાં અને જ્યાં રાજકર્તા પોતા-નાજ સ્વધર્મના અને આસ્તિક હોય, જેમની પૂર્ણ પ્રીત હોય, જેમની તેવી કદરસનાશીને લીધે ભારે પગાર અને સારા અધિકારનાં સાધન હોય, તેવા વૈભવોને ત્યાગ કરવાનું માણુસને માટે કેટલું કઠણુ છે તેનો વિચાર કરવાનો છે.

તો પણુ પીર મોટામીયાં સાહેબે પોતાના વડીલોની ગાદી મળ્યા પછી હવે સચીન સ્ટેટ સાથેનો પોતાનો સંબંધ છોડી પોતાના વડીલોનો ફકીરાની માર્ગ અખત્યાર કરી માલીકની બંદગી તથા જન સમાજની સેવા બજાવવાનું કામ માથે લીધું છે. જે તેમના વડીલોની લાઇનને તદન અનુ-સરતું હોવાથી તેઓ કોમને ફાયદો પહોંચાડી શકશે એવી સ્થીતીમાં મુકાયા છે જેને માટે ઇસ્લામી કોમે મગરૂર થવા જેવું છે.

તેઓ સાહેબ હિંદુસ્તાનના પ્રખ્યાત મહાત્મા પીર હઝરત સૈયદ સસ-ઉદ શેખ ફરીદુદ્દીન શકરગંજ સાહેબ ચિશ્તીની ઓલાદમાં છે. તેઓ શ્રીના

વડીલો અસલ અરબસ્તાનમાં હકુમતવાલા ધર્મગુરૂ હતા. પાછળથી તેમના ફરજંદો બલ્ખ બુખારાના બાદશાહ થયા હતા. તે પછી ફકીરી લીધી હતી તે આજ સુધી કાયમ છે. બાવા ફરીદ સાહેબના દાદા હઝરત શોએબ સાહેબ ઘણા માહાત્મયવાળા હોવાથી પ્રખ્યાત બાદશાહ સુલતાન મેહમુદ ગીજનીએ પોતાની બેહનનાં લગ્ન તેમની સાથે કરી આપ્યાં હતાં. અને તેમના નેક કદમ પોતાના લશ્કર સાથે રહે તેથી તેમને લશ્કર સાથે હિંદુસ્તાન લાવવામાં આવ્યા હતા; જ્યાં તેમની દુઆની બરકતથી સુલતાનને ફતેહ મળી હતી. પાછળથી બાવા ફરીદ સાહેબ જન્મ્યા હતા. બાવા ફરીદ સાહેબનો રોઝો-દરગાહ શરીફ હાલ પંજાબમાં પાકપટન શહેરમાં છે. ત્યાં એક જન્નતી દરવાજો પણ છે. એ દરવાજા વિષે એવી માન્યતા છે કે જે કોઇ તેમાંથી પસાર થાય છે તે જન્નતી થઇ જાય છે. ત્યાં બાર મહીને મહોરમ મહીનાની પાંચમી તારીખે ભારે ઉરસ ભરાય છે, જેમાં ભાગ લેવા દુરદુરના હજારો લોકો આવે છે. તેમનું એક લગ્ન દીલ્હીના પાદશાહ સુલતાન શમશુદીન અલતમશની શાહજાદી સાથે થયું હતું. એટલે હીંદુસ્તાનની શહેનશાહત સાથે પણ તેમને સંબંધ હતો. બાવા ફરીદ સાહેબને અજમેર શરીફવાળા હજરત ખ્વાજા મોઇનુદ્દીન સાહેબ ચિસ્તી તથા તેમના ખલિફા દીલ્હીવાળા હઝરત ખ્વાજા કુતબુદ્દીન બખત્યાર સાહેબ ચિસ્તી એ બે મહાત્માઓ તરફથી ન્યામત મલી હતી. એટલે તેઓ સાહેબ ખ્વાજા સાહેબના જાનશીન છે. હઝરત બાવા ફરીદ સાહેબ પોતે પીરાન કલીયરવાળા હઝરત અલાઉદ્દીન અલીએહમદ સાબિર સાહેબના તથા દીલ્હીવાળા હઝરત નીઝામુદીન ઓલીયા મેહબુબ ઇલાહી સાહેબના તથા હાંસીના હઝરત જલાલુદ્દીન સાહેબના પીર હતા. ખ્વાજા સાહેબની ઓલાદ ગુજરાતમાં નથી. હઝરત કુતબુદ્દીન સાહેબની તો ઓલાદજ નહોતી એટલે ગુજરાતમાં એ બન્ને બુઝુર્ગોની ઓલાદની કોઇ ગાદી નથી. પણ એ બંને બુઝુર્ગોના જાનશીન હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદના મહાત્માઓએ પાછળથી ગુજરાતમાં આવી મુકામ કર્યો અને માંગરોલમાં ગાદી કાયમ કરી. એટલે જોવા જાઓ તો મોટામાં મોટી ચિસ્તીયા ગાદી ગુજરાતમાં આ માંગરોલનીજ છે. નીઝામીયા ને સાબીરીઆ એ બને તરીકાના બુઝુર્ગોના મોટા પીર હઝરત બાવા ફરીદ સાહેબ છે. એટલે ગુજરાતમાં માંગરોલવાળા પીર સાહેબ હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદ હોવાથી નિઝામીયા અને સાબીરીઆ તરીકાના ગાદીવાળા સજ્જાદાનશીન ગણાય છે. મુંબઇ ઇલાકાના કેટલાક સાહેબોનો તરીકો સાબીરીઆ છે કેટલાકનો તરીકો નીઝામીઆ છે, જે હઝરત બાવા ફરીદ સાહેબને પોતાના

મહાન પીરના પીર ગણી ઘણું માન આપે છે, અને તેમનો ઉરસ કરે છે. અમદાવાદમાં શાહપુરમાં જે ચિસ્તીયા ગાદી છે તે હઝરત નિસરૂદીન ચિરાગ દેહેલ્વી સાહેબના ભત્રીજાની ઓલાદની છે. આ નાસિરૂદીન સાહેબ એક મોટા બુઝુર્ગ હતા, અને અમદાવાદવાળા હઝરત શાહેઆલમ સાહેબના દાદા હઝરત મખદુમ જહાનીઆ જહાંગસ્તના પીર હતા. તેમને કાંઇ ઓલાદ નહોતી. વળી તે ખ્વાજા બંદેનવાજ ગેસુદરાજ જેમની દરગાહ શરીફ નિઝામ હેદરાબાદના ગુલબર્ગા શહેરમાં છે તેમના પણ પીર હતા. હઝરત બંદે નવાજે હઝરત નસિરૂદદીન ચિરાગ દહેલ્વીની પાલખી ઉપાડીને ન્યામત મેળવી હતી. કહે છે કે હઝરત નસીરૂદદીન સાહેબની પાલખી ચાલીસ હજાર સૈયદોએ ઉપાડેલી છે. આવા મહાન બુઝુર્ગ પણ બાવા ફરીદ સાહેબને પોતાના મુરશદ પેશવા ગુરૂ માનતા હતા, કારણ કે હઝરત બાવા ફરીદ સાહેબ તેમના દાદા પીર હતા. હઝરત નીઝામુદીન ઓલીઆ એ નસીરૂદીન સાહેબનાં પીર હતા એટલે બાવા ફરીદ સાહેબ તેમના દાદા પીર થાય એ ઉઘાડું છે. ઉપલી તમામ બીના જોતાં માંગરોલની ગાદી હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદના બુઝુર્ગોની હોવાથી ગુજરાતમાં તે સૌથી મોટી ગણાય એમાં નવાઇ નથી. હીંદુસ્તાનની સલતનત પ્રથમથી ચીશ્તી ખાનદાનને મળેલ છે. અજમેર શરીફવાળા હઝરત ખ્વાજા સાહેબને મહાન હઝરત પેગમ્બર સલ્અમના રોજા મુબારકથી ઇસ્લામનો ફેલાવો કરવા હીંદુસ્તાન જવા હુકમ થયો હતો અને '**હીંદલવલી**' બનાવી હીંદુસ્તાનની સલતનત તેમને હવાલે કીધી હતી, જે ઉપરથી હઝરત ખ્વાજા સાહેબ મહાન હઝરત પેગમ્બર સલ્અમનો હીંદુસ્તાનની સલતનત માટેનો હુકમ માથે ચહડાવી અજમેર શરીફ પધાર્યા હતા.

ઉપલી બીનાથી સાફ માલમ પડે છે કે હીંદુસ્તાનના ધાર્મીક-શહેનશાહ ચિસ્તી ખાનદાનના બુઝુર્ગો છે, કેમકે એજ ખાનદાનના બુઝુર્ગ **હીંદલવલી** કહેવાય છે. આપણે આગળ કહી ગયા છીએ કે ગુજરાતમાં મોટામાં મોટી ચિસ્તીયા ગાદી માંગરોલમાં છે એટલે એ ગાદી આખા મુંબઇ ઇલાકામાં અજમેર શરીફવાળા હઝરત ખ્વાજા **હીંદલવલીનું** પ્રતિનીધીપણું બાગવે છે.

પીરમોટામીયાં સાહેબના ગાદીએ આવ્યા પછી શ્રીમંત ગાયકવાડ મહારાજે તેમને હથીયાર અને દારૂ ગોળાના કાયદામાંથી મુક્ત-છુટા કર્યા છે એટલુંજ નહીં પણ તેમને દીવાની ફોજદારી કામોમાં કોરટમાં હાજર રહેવાની ફરજ-

માંથી પણ મારી આપી છે. અને વેળાસ્થા અને વાંકલ એ બે મહાલો તોડી બંનેને એકત્ર કરી તેને માંગરોલ તાલુકો નામ આપ્યું છે. અને માંગરોલને તાલુકાનું સદર સ્ટેશન ( હેડ ક્વાર્ટર ) બનાવી ત્યાં મહાલ કચેરીઓ વિગેરે તૈયાર કરવાનો હુકમ આપેલ છે જેનો અમલ થવા લાગ્યો છે. આ પીર-સાહેબ એવી પ્રતિષ્ઠાવાળા ગણાય છે કે નામદાર ગાયકવાડ જેવા નામાંકિત રાજકર્તા પણ તેમને પોતાની મુલાકાતનો લાભ આપે છે.

આ માંગરોલની ગાદી વિશે અનેક અખબારોએ લખ્યું છે કે એ ગાદી નીચે લગભગ એક લાખ મુરીદો-સેવકો છે અને તેમને માનનારાતો લાખોથી છે. આ ગાદી ઉપર હાલ પીર મોટામીયાં સાહેબ છે. તેઓ ઘણા સાદા અને ફકીરી રસ્તાવાળા છે. તેઓ દીની ઇલમ ઉપરાંત બીજા પણ ઘણા વિષયોનું જ્ઞાન ધરાવે છે. ઇંગ્રેજીમાં તેમણે બી. એ. સુધી અભ્યાસ કરેલો છે. ગુજરાતી ભાષા ઉપર તેમનો એવો કાબુ છે કે તેમાં તેમણે મહાન પેગમ્બર સલ્અમના જીવન વૃતાંતનું એક મોટું "રસૂલે અરબી" નામનું પુસ્તક લખેલું છે જે મોટા મોટા વિદ્વાનોએ પણ એકે અવાજે વખાણેલું છે. તેઓ એક મોટી ગાદીના સજ્જાદાનશીન છે, છતાં એક ગરીબ ફકીર જેવું જીવન ગાળે છે. સાદાઇથી રહે છે, સાદાં લુગડાં પહેરે છે, અને સાદો ખોરાક ખાય છે. તેમનો દેખાવ જોઇ કોઇ ભાગ્યેજ કહી શકે કે તેઓ બી. એ. સુધી ઇંગ્રેજી શીખેલા છે. તેમને જે કોઇ મળવા જાય તેને ગમે તે વખતે મળી તેની હકીકત ખરા જીગરથી સાંભળે છે. મોટા કે નાના એ સૌ તેમને મન સરખાજ છે. કોઇ દીવસ એવો જતો નથી કે એમને મળવા પાંચ પચીસ માણસો ન આવતાં હોય. ગમે તેવા માણસ આવે તેમને તેઓ બુઝુર્ગોના રસ્તા પ્રમાણે ખરા દીલથી આવકાર આપે છે, તેમની વાત સાંભળે છે, તેમને દીલાસો આપે છે અને કાંઇ પણ તલબ રાખ્યા વીના તેમને બોધ આપે છે. બધાઓની સાથે માથાઝીક કરી તેમનું સાંભળવું, તેમને સમજાવવા, તેમની બરદાસ રાખવી, અને તેમને રાજી રાખવા એવું વગર પૈસે-અવેજે આ જમાનામાં કોઇ ભાગ્યેજ કરે પણ આ પીર સાહેબના ત્યાં ઉપલી વાતો હાલ મોજુદ છે. પોતાની પાસે જે કંઇ આવે છે તે સૌ તેઓ લોકોના ભલા માટે ખરચી નાખે છે. દીવસે દીવસે આ પીર સાહેબ પોતાના સાદા જીવનમાં આગળ વધતા જાય છે. તેઓ બુઝુર્ગોના રસ્તા ઉપર એવા તો કાયમ છે કે જે તેમને જુવે છે તે જાણે છે. આવા ખુલ્ક વિવેક અને ચલણવાળા બુઝુર્ગો ખુદાતાલા વધુ પેદા કરે. **આમીન.**

તૈયાર છે. જલદી મંગાવો. તૈયાર છે.

# રસૂલે—અરબી

હે સાહેબો, ખુદાતઆલાએ તમને ખાતાપીતા કર્યા છે છતાં તમે પોતાના મહાન પેગમ્બર સલ્અમની હકીકત જાણવાથી બેદરકાર રહો તો તમારે માટે પેગમ્બર સલ્અમ કેવો ખ્યાલ કરે ? તમે પેગમ્બરના એહવાલથી નાવાકેફ હોવ તો તમે ઇસ્લામથી નાવાકેફ છો એમ ગણાય. પેગમ્બર સલ્અમના તુફેલથી તો તમે મુસલમાન હોવાનો દાવો કરો છો અને તેમનાથી વાકેફ થવા જુજ રકમ ખરચવા આનાકાની કરો તો તમારો મુસલમાન હોવાનો દાવો કેટલે દરજે ખરો છે તેનો વિચાર તમારે પોતાએજ કરવાનો છે. ખરા મુસલમાનને પોતાના પાક પેગમ્બર કરતાં પૈસા વહાલા હોયજ નહી. માટે માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબની કસાએલી કલમથી તૈયાર થઇ ગુજરાતીમાં છપાઇ બહાર પડેલી

## રસૂલે-અરબી

નામની કિતાબ જલદી મંગાવો.

આશકે રસૂલ માટે આ એક ઉમદા તોહફો છે.

પાકા સોનેરી પુંઠાવાળી ગ્લેઝ કાગળના ૩૭૦ પાનાની કિતાબની કીંમત રૂ. ૨-૮-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું.

પઠાણ નીઝામખાન નુરખાન.

મેનેજર પોલીટીકલ બોમીઓ—અમદાવાદ.

# અનુક્રમણીકા.







# એક ખુલાસો.

આ પુસ્તકની રચના એક શીયા ગૃહસ્થની છે અને તેનું બંગાળી ભાષાંતર પણ એક શીયા ગૃહસ્થે કરેલું છે તેમજ ગુજરાતી ભાષાંતર કરનાર પણ શીયા છે. આ શીયાઓ એવા છે કે જેમના લેખને સુન્નીઓ પણ ખંતથી વાંચે છે. પરંતુ બની હાશમ. અને બની ઉમૈયાના જુના વેરને લીધે કેટલાંક ભાષાંતર બની હાશમના લોકોએ તેમના હરીફોના સદ્દગુણોને દુર્ગુણના રૂપમાં મુકેલાં હોવાનું કહેવાય છે. અને એનીજ બાબતો કેટલેક ઠેકાણે કદાચ આ પુસ્તકમાં સુન્ની ગૃહસ્થોને જણાય તેથી તેના ખુલાસા માટે આ હકીકત જાહેર કરવી પડી છે. સુન્ની મત પ્રમાણે ખરી હકીકત શું છે તે અમે હેઠળ પ્રમાણે અલ્લામા જલાલુદ્દીન સયુતી તથા અલ્લામા ઇમામ અહમદ બિન હજર હેમતીનાં પુસ્તકોથી ટાંચણ કરીએ છીએ.

## હઝરત સિદ્દીકે અકબરની ખિલાફત.

અબી-વાઇલ કહે છે કે હઝરત અલીને પુછવામાં આવ્યું કે તમે તમારી પાછળ કોને ગાદીનશીન કરો છો તે કહો, ત્યારે તેમણે કહ્યું કે નબીસાહેબ પછી જે વ્યવસ્થા થઈ તે પ્રમાણે કરજો; જ્યારે ખુદાતઆલા ભલાઇ ચાહેછે તો મારા પછી પણ લોકો એક મત થશે જેવી રીતે નબી સાહેબ પછી લોકો એકમત થયા હતા. વળી જ્યારે નબી સાહેબની વફાત થઇ ત્યારે તેમની ગાદીનું શું કરવું તે નિરાકરણ કરવાને અમે ધાર્યું. એટલે નક્કી થયું કે જ્યારે નબી સાહેબે સિદ્દીકે અકબરને અમારી ઉપર પ્રમુખ પદ આપ્યું ને અમે દીનના કામે તેમને તાબે થયા ત્યારે નબી સાહેબ અમારા દીનના કામથી રાજી થયા તે ઉપરથી અમે તેમને તાબે થયા ( ખલીફા માન્યા ).

**હઝરત સિદ્દીકનો ઇસ્લામ.**-દુન્યામાં પેહેલા મુસલમાન સિદ્દીકે અકબર છે. પેહેલી નમાઝ પઢનાર પણ તેજ છે. જે વખતે સીદ્દીક અકબર બહીરી રાહિબના નબી સાહેબને ઓળખાવ્યાથી ઇસલામ લાવેલા તેમજ બીબી ખદીજાના નિકાની વખતે હાજર રહેલા તે વેળાએ મૌલા અલી જન્મ્યા નહોતા.

**હઝરત સિદ્દીકની સેવા.**—મક્કા ત્યાગ કરી મહાન હઝરત પેગમ્બરને લઇને મદીને જતી વખત શત્રુઓએ પૂઠ પકડેલી ને ખોમાં મહાન હઝરતનો બચાવ કરતાં સીદીકે અકબરને સાપ કરડેલો એવી સેવા કોઇથી બની નથી.

**ઇસ્લામ માટે સખાવત.**—ઘરની સઘળી રોકડ તથા વસ્ત્ર ને માલમતા લાવી તેમણે મહાન પેગમ્બરની સેવામાં હાજર કરી દીધેલી.

**મરતબો.**—હઝરત ઉમર તથા સિદ્દીકે અકબરને દુન્યાના જન્નતમાં જનારાના સૈયદ ફરમાવેલ છે.

**કુરાન શરીફમાં વખાણ.**—કુરાનની અઢાર આયાતોમાં તેમના વખાણ છે. ઇબને મુસૈયબ કહે છે કે તેઓ નબી સાહેબના વજીર હતા, સઘળા કામોમાં નબી સાહેબ પહેલા ને તે બીજા પુરૂષ ઇસ્લામમાં હતા. ખોમાં બીજા હતા, બદરના બહાદુરોમાં બીજા હતા, અને કબરના પાડોશમાં બીજા છે. નબી સાહેબ કોઇને તેમનાથી ઉપરી ગણતા નહોતા.

પાંચ બીનાઓ હઝરતે સિદ્દીકની ખિલાફતમાં નોંધાઇ છે? ૧ ઉસામાના લશ્કરની તૈયારી, ૨ ધર્મદ્રોહીની કતલ ૩ જકાતની વસુલાત. ૪ જુઠા પેગમ્બર મુસલ્લીમાનો સંહાર ૫ કુરાનનો સંગ્રહ.

૨૮ માણસોએ ૯૮ હદીસો-નબી ફરમાન-હઝરત અબુબકરથી વર્ણન કરેલ છે. સ્વપ્નાનો અર્થ કરવામાં તથા વિદ્યામાં તેઓ નિપૂર્ણ હતા.

## હઝરત ઉમર રદી૦.

હઝરત અબાબકર સિદ્દીક રદી૦ પછી હઝરત ઉમર રદી૦ હી. સ૦ ૧૩ માં ખલીફા થયા. હઝરત ઉમરના વખતમાં ઇસ્લામની ઘણીજ તરક્કી થઇ. દમિશ્ક (દમાસકસ), હિમ્સ, બઅલબક, બસરા, અરદન, તબરયા, અહવાઝ, મદાયન, તકરીત, બેતુલ મુકદસ [જેરૂસલઅમ], હલબ (અલેપ્પો), અન્તાકીઆ, સરૂજ, કરકીસીઆ, વિગેરે શહેરો ઇસ્લામીઓના હાથ આવ્યા. હીજરી સનની તારીખ તેમનાજ વખતમાં લખવામાં આવી. તેમણે હી. સ. ૧૮ માં મસ્જીદે નબવી ( મદીનાની મસજીદ ) ને ઘણી લંબાવી. વળી તે પછી હલ્વાન, રહા, મોસલ. કીસારિઆ, મિસર, સિકંદરીઆ, આઝર બાએજાન, દીનુરા, માસદાન, હમદાન, તરાબ્લસ, રએ, કિરમાન, મકરાન, અસ્પહાન વિગેરે સ્થળો પણ તેમના હાથ આવ્યાં. તેઓ ઇસ્લામ માટે ઘણાજ ઉપયોગી પુરૂષ નીવડયા છે. તેમના બાહુબળથી ઇસ્લામને ઘણોજ ટેકો મળ્યો છે. પેગમ્બર

સલ્અમે ફરમાવ્યું છે કે જેણે ઉમરથી કપટ રાખ્યું તેણે મારાથી કપટ રાખ્યું, જેણે ઉમરથી દોસ્તી રાખી તેણે મારાથી દોસ્તી રાખી. વળી પોતે ફરમાવ્યું કે મારી પાછળ કોઇ પેગમ્બર (નબી) થનાર નથી; જો થાત તો ઉમર થાત. અલ્લાહ તાલાએ ઉમરની જીભ અને દીલમાં સત્ય મુકેલ છે અને તેજ તેને સૌથી પહેલાં જન્નતમાં દાખલ કરશે. જે રસ્તેથી ઉમર નીકળતા તે રસ્તેથી શેતાન હટી જતો. ઉમર ફિસાદની આગળ એક ઢાલ સમાન છે. જ્યાં સુધી ઉમર છે ત્યાં સુધી કોઇ ફિસાદ થવાનો નથી. ઉમરના ઉઠી જવાથી ઇસ્લામ રડશે. ઉમર દીન, ઇલમ, રાજકારભાર અને ખિલાફતમાં સંપુર્ણ અને મક્કમ છે, વિગેરે મહાન હઝરત સલ્અમે તેમના વિશે ફરમાવેલું છે. હઝરત અલી કરમ૦ ફરમાવતા કે મહાન પેગમ્બર સિવાય હઝરત ઉમર કરતાં મને કોઇપણ વધારે વહાલું નથી. આથીજ હઝરત અલીએ પોતાની દીકરી બીબી ઉમ્મ કુલ્સુમનાં લગ્ન હઝરત ઉમર સાથે કરી આપ્યાં હતાં.

જ્યારે તેઓ કોઇને અમલદાર બનાવી કોઇ ઠેકાણે મોકલતા ત્યારે પહેલાં એજ ફરમાવતા કે સૌથી સારા ઘોડા ઉપર બેસવાની, મેદાની રોટલી ખાવાની, બારીક લુગડાં પહેરવાની આશા રાખતા ના, અને કોઇ ગરીબ-લાચારને નાઉમેદ કરતા ના. એક વખત તેમની દીકરી બીબી હફસા જે મહાન હઝરત પેગમ્બર સલ્અમની બીબી (પત્નિ) હતાં તેમણે તેમને કહ્યું કે આપ જો સારો ખોરાક ખાઓ તો સત્યનો ફેલાવ કરવા આપ વધારે મજબૂત બની શકો. ત્યારે પોતે લોકોને પુછ્યું કે શું તમારા બધામાં એ આદત છે. લોકોએ કહ્યું કે હા. હઝરત ઉમરે ફરમાવ્યું કે એ તો ઠીક છે પણ મારી પહેલાં એ મહાત્મા (હઝરત પેગમ્બર સલ્અમ અને હઝરત અબાબકર સિદ્દીક) થઇ ગયા છે તેમની એ આદત નહોતી. જો હું તેવું કરૂં તો અહીંથી ગયા પછી તેમને મળી શકું નહી. હઝરત ઉમરના લુગડાંને હંમેશાં થીગડાં મારેલાં જોવામાં આવતાં હતાં. તેઓ ખુદાના ડરથી એવા રડતા હતા કે આંસુઓથી તેમના ચહેરા ઉપર શેરડા પડી ગયા હતા. એક વખત એવું બન્યું કે તેમણે પોતાના ખભા ઉપર પાણીની ડોલ ભેરવી લીધી. લોકોએ તેમને પુછ્યું કે આ આપ શું કરો છો ? ત્યારે કહ્યું કે મારા પાપી મનને મોટાઇ આવી ગઇ છે તે ઉતારૂં છું. તેમણે સાડા ચાર હજાર કિલ્લા જીત્યા હતા અને ચાર હઝાર મસ્જીદો તૈયાર કરી હતી. એક મસ્જીદ બનાવનાર માણસ જન્નતી છે એવું મહાન પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે તો પછી ચાર હઝાર મસ્જીદો બનાવનાર જન્નતી કેમ ન હોય ?

તેમણે હી. સ. ૧૩ થી તે હી. સ. ૨૪ સુધી લગભગ સાડાદસ વરસ ખિલાફત કરી છે. એક અબુ લુલુ નામનો મુગીરા બીન શબાનો ગુલામ જે ઘણો સારો કારીગર હતો તેણે પોતાની ઉપરનો કર માફ કરવા હઝરત ઉમરને કહ્યું; પણ તેમણે તેમ કરવા ના પાડી અને કહ્યું કે તું સારી કમાઇ કરી શકે છે એટલે તારો કર મારાથી માફ થઇ શકે નહી. આથી પેલા ગુલામે ગુસ્સે થઇ હઝરત ઉમર સવારની નમાઝ ગુજારતા હતા તે વખતે તેમને શહીદ કર્યા.

હઝરત ઉમર રદી૦ મહાન હઝરત પેગમ્બરના ખાનદાનના હતા તેમના પિતાનું નામ ખત્તાબ હતું. તેમનું પેઢીનામું મહાન હઝરતના પેઢીનામાને કઅબના નામ સાથે મળે છે. કુરેશી લોકોમાં તેઓ ઘણા મોભાદાર હોવાથી દેશનો તમામ બહારના રાજકર્તાઓ સાથેનો પત્ર વહેવાર તેમના નામથી ચાલતો હતો. તેઓ એવા બહાદુર હતા કે લોકો તેમનું નામ સાંભળી ધ્રુજી ઉઠતા હતા. તેમના બાહુબળથી ઇસ્લામને પુરે પુરો ટેકો મળ્યો, અને તેની કીર્તિ હંમેશને માટે વધીને એટલે દરજ્જે પહોંચી કે તેણે લગભગ તમામ પૃથ્વીમાં પોતાનો અમલ જમાવી દીધો. તેઓ મહાન હઝરત પેગમ્બરના બીજા ખલીફા છે અને લગભગ સાડા દસ વરસ ખિલાફતનો હોદ્દો ભોગવી ગયા છે. "અમીરૂલ મોમેનીન" નો ખિતાબ પહેલ વહેલો તેમનેજ મળ્યો હતો. ગુજર્યા ત્યારે તેમની ઉપર ૬૩ વરસની હતી. તેમની તુરબત મહાન હઝરતના રોજામાં તેમની જોડાજોડ છે.

## હઝરત ઉસમાનની ખિલાફત.

હ૦ દાઉદ ને હ૦ સુલેમાન એ મહા પુરૂષો રાજ્યકર્તા તેમજ પેગમ્બર પણ હતા તેવી રીતે ચારે ખલીફા પણ રાજ્યાધિકારીને ધર્માધિકારી હતા. કેટલીક વખત માત્ર રાજ્યના સંબંધથી દ્રષ્ટી નાખી તેમના ધાર્મિક ગુણો કોરાણે મુકવામાં આવે છે ને નિંદાના શબ્દો ઉચરાય છે, તેથી તેમના સદ્દગુણોના વર્ણનની જરૂર છે, કે તેમની ઉપર નજર નાખી ન્યાયીક વિવેચનથી ખરેખરી નોંધ થાય.

બની ઉમૈયા ને બની હાશિમ એ બે પિત્રાઇ કુરેશના કુટુંબો છે. તેમનામાં દ્વેષ ચાલતો આવેલો હતો. હાલમાં બની ઉમૈયાના લોકો હિંદમાં નહીં સરખાજ હશે. નબી સાહેબ બની હાશિમ હોવાથી, જે લોકો બની હાશિમ નહોતા તે લોકો પણ એ કુટુંબમાં ભળી ગયા છે ને ભળતા જાય છે. એકજ માણસમાં ભુંડાઇ હોય છે તેથી કાંઇ આખું કુટુંબ ભુંડું અને કુરકર્મી હોય એવું બને નહીં. આ બિનાઓ ધ્યાનમાં લઇ આ ઇતિહાસ માટે અમે હઝરત ઉસમા-

નના વખતથી હઝરત ઇમામહુસેનની શહાદત સુધીની કેટલીક હકીકત સુન્ની-ઓના ભરૂસાદાર લેખોમાંથી ટાંકીશું; કેમકે શીઆ અને ખારજીઓની ઇમારતનો પાયો ત્યારથીજ નંખાયો છે.

**વંશાવળી.**–૧ હઝરત ઉસમાન, ૨ અફ્ફાન, ૩ અબુલઆસ, ૪ ઉમૈયા, ૫ અબ્દુશશમ્સ, ૬ અબ્દેમનાફ. અબ્દેમનાફ નબી સાહેબના ચોથી પેઢીએ દાદા થાય છે. એટલે હઝરત ઉસમાન મહાન પેગમ્બરનાજ વર્ગના છે.

**એમનાં માજીનું નામ.**—અરવા, ૧ કુરેઝની પુત્રી. કુરેઝ રબીનો દીકરો. તે હબીબનો. હબીબ અબ્દુશમ્સનો, ને તે અબ્દે મનાફનો. તે અબદુલ મુત્તલબની દીકરી ને નબી સાહેબની ફુઈ. એટલે હઝરત ઉસમાન મહાન હઝરત પેગમ્બરના ફુઈના દીકરા થતા હતા.

કુરેશ કુટુંબમાં ઘણા લોકો ધનવાન અને આબરૂદાર હતા. ઝિનનૂરૈન એટલે 'બે પ્રકાશવાળા' એવો ઇલ્કાબ તેમને હોવાનું એક કારણ એ પણ છેકે તેમની ઉદારતા ઇસ્લામ પેહેલાના કાળમાં ને ઇસ્લામી હાલતમાં સરખી હતી. મુસલમાન થયા પેહેલાં પણ દુરાચરણોથી બચેલા હતા. તેથીજ તેમને લોકો નબીઓ સરખા સમજતા હતા. દારૂને હઝરત સિદ્દીક અને હઝરત ઉસમાને ઇસ્લામ ગ્રહણ કર્યાં પહેલાં પણ હરામ ગણેલો હતો ને કદી ચાખ્યો નથી. તે ફરમાવે છે કે મેં કદી ઇસ્લામી કે ગેર ઇસ્લામી હાલતમાં વ્યભિચાર કર્યો નથી. જે દિવસે હઝરત સિદ્દીકે ઇસ્લામ ગ્રહણ કર્યો તેજ દિવસે તેમના સુબોધથી ઘણા લોકો મુસલમાન થયા ને તેમાં હઝરત ઉસમાન પણ છે. નબી સાહેબે પોતાની દીકરી બીબી રૂકૈયાનું લગ્ન તેમની સાથે કરેલું હતું ને આ જમાઇથી નબી સાહેબ ઘણા રાજી હતા. ઇબ્રાહીમ પેગમ્બર પછી પોતાની ધણીઆણીને સાથે લઇ દેશત્યાગ કર્યો હોય તો તે હઝરત ઉસમાન હતા, અને મક્કેથી આફ્રિકા ગએલા હતા. તેમના પત્રને વાર થતી તો નબી સાહેબને ઘણી ચિંતા થતી. જ્યારે નબી સાહેબે મદીનામાં વાસ કર્યોત્યારે પોતાના કુટુંબ સહીત હઝરત ઉસમાન પણ મદીનામાં આવી વસ્યા હતા.

બદરની લડાઇ સિવાય સઘળા ધર્મયુદ્ધોમાં હઝરત ઉસમાન શામિલ હતા. બદરમાં બીબી રૂકૈયાના મંદવાડને લીધે હાજરી આપી શકયા નહોતા. બીબી રૂકૈયાના મૃત્યુ પછી નબી સાહેબે પુછ્યું "ઉસમાન તમારી શી ખબર છે ?" ઉત્તર દીધો કે મારા દુઃખનો પાર નથી. આપની દીકરીના ગુજર્યાથી મારો સંબંધ આપની સાથે તુટી ગયો છે. હઝરતે ફરમાવ્યું કે મેં મારી બીજી દીકરી ઉમ્મ–કુલ્સુમને

તમારી સાથે પરણાવી દેવાનું નક્કી કર્યું છે. જ્યારે એ ઉમ્મ-કુલસુમ પણ ગુજરી ગયાં ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે કોઇ સારી આબરૂદાર કન્યા ઉસમાનને આપો, મારી કોઈ દીકરી નથી કે તેને આપું. જો ચાલીસ દીકરીઓ હોત તો એક પછી એક એને આપત. કોઇ પણ નબીની બે કન્યાઓ એકજ પુરૂષને અપાઇ હોય તો તે હઝરત ઉસમાન સિવાય બીજો કોઇ પુરૂષ નથી. હઝરત ઉસમાન ઘણા રૂપાળા હતા. હઝરત ઉસમાન મુસલ્લમાન થયા તે સાંભળી તેમના કાકા હકમ-બિન-આસે તેમને રસીથી બાંધી દીધા ને કહ્યું કે બાપદાદાના ધર્મને તેં મુકી દીધો. જ્યાં સુધી નવો ધર્મ મુકશે નહિં ત્યાં સુધી તને છોડીશ નહીં. ઉત્તર દીધો કે હું કદીએ આ ધર્મને છોડવાનો નથી કુરાન શરીફની પુસ્તક રૂપે રચના-ગોઠવણી કરનાર હઝરત ઉસમાન છે.

## તબુકની લડાઇમાં મદદ.-તેમણે ઇસ્સામની બજાવેલી સેવા.

રોમન રાજાને કોઇએ ખબર કરી કે નબીસાહેબ ગુજરી ગયા ને તેમના માણસો દુકાળના કારણથી ઘણા હેરાન છે. તેણે અરબસ્તાન જીતવાની મોટી તૈયારી કરી. તેની અહીં ખબર પડેથી નબીસાહેબને ઘણી ચિંતા થઇ. મિત્રમંડળને લસ્કરની તૈયારીનો બોધ કર્યો, તેમાં સિદ્દીક અકબરે ખરચ માટે બધો પોતાનો માલ આપ્યો. બીજાઓએ અર્ધો આપ્યો. હઝરત ઉસમાન શામ દેશ તરફ વહેપારને માટે એક મોટો કાફલો મોકલવાના હતા તેનો સઘળો માલ ઇસ્લામને ભેટ કર્યો. તેમણે ત્રણસો ઉંટ સામાનની સાથે એક હજાર સોના મોહરો આપી. એક હજાર ઉંટ ને સિત્તેર ઘોડા ભેટ કર્યાનું પણ કેટલાક લખે છે. તેમજ દશ હજાર સોના મોહરોનું પણ લખાણ છે. ને વીશ હજાર માણસોને સારસરંજામથી તૈયાર કરી દીધા. ચાર દિવસ સુધી નબી સાહેબના ઘરમાં ફાકો હતો ને બાળકો રડતાં હતાં. ચોથે દિવસે હઝરત ઉસમાન આવ્યા ને હકીકત જાણતાં લોટ, રોટલા, મધ, વિગેરે ઉંટો ઉપર લાદીને લાવી આપ્યું. સિદ્દીક અકબરના વખતમાં દુકાળ પડેલો ને હઝરત ઉસમાનને ત્યાં ઘઉં આવ્યા. વેહેપારીઓએ એકના ચારની કીમતે માગ્યા, પરંતુ હઝરત ઉસમાને વેહેપારીને કાફલાના સઘળા ઘઉં નહીં આપતાં મદીનાની વસ્તીને વેહેંચી દીધા. મુસલમાન થયા પછી એક એક ગુલામ-દાસને દર શુક્રવારે મુક્ત કરતા હતા. આખી રાત ઇબાદતમાં ને આખો દિવસ રોજામાં ગાળતા હતા. ચાર દિરમની (૧ રૂપીઆની) ચાદર ઓઢતા, મસીદમાં સુઇ રહેતા તો શરીરે સાદડીના કાપા ઉઠતા. એકાંત ઘરમાં શરીર ઉઘાડું કરી નહાતાં પણ શરમાતા. પોતાના શરીરને તેમણે પૂર્ણ રીતે જોએલું નોહોતું.

ખિલાફત.

હઝરત ઉમરના ઠરાવ પ્રમાણે ૭ માણસોએ પેહેલાં સમ ખાધા, ને પછી સઘળા લોકોએ ખાધા. તે હિજરી સને ૨૪ હતી.

૧ વીસ હિજરીમાં ૨એ દેશ જીતવામાં આવ્યો, ને કેટલાક રોમન કિલ્લા શરણે આવ્યા.

૨ સને ૨૬ માં ઘરો વેચાતાં લઈ નબવી મસજીદનો વધારો કર્યો. એજ વર્ષે સાબુર જિતાર્યું. સને ૨૭ માં અમીર મુઆવીઆ સાહેબે વહાણ ઉપર સવાર થઈને કુબરસ (Cyprus) બેટપર કબજો કર્યો. એજ વર્ષે અરજાન તથા દાદીજર જીતાયા. એજ વર્ષે આફ્રીકા ઉપર જીત થઈ; આ એવી ફતેહ થઇ કે દરેક જિહાદીને લડનારને ત્રણ ત્રણ હજાર સોના મોહોરો મળી. ઇંદલસ (સ્પેન)દેશ પણ એજ વર્ષમાં જીતાયો. સને ૨૮માં કંઇ યુદ્ધની તૈયારી થઇ નહીં. પરંતુ સને ૨૯ માં ઇસ્તખરની ફતેહ થઇ; તેમજ પુસા, દર, તથા બીજા ઇરાનનાં શહેરો પણ જીતાયાં. સને ૩૦ માં જુર તથા ખુરાસાનના ઘણા શહેરો લેવાયાં, તેમજ નેશાપુર, તુસ અને સરખસ વગર લડે તાબે થયા. તેમજ મર્વ અને બેહક પણ તાબે થયા.

આ ૭ વર્ષમાં દીનનો ડંકો ચારે ગમ વાગ્યો. પશ્ચિમ ઇંદલસથી પૂર્વ કાબુલ સુધી ઇસ્લામી નિશાન ઉડતાં થયાં, ને એક ખુદાતઆલાની આણ ફરવા લાગી. જે લોકો હઝરત ઉસમાનને પજવતા હતા તે સઘળા નરમ પડી ગયા. મુસલમાનોને એટલો માલ મળ્યો કે જે અરબોને સુકા રોટલા મળવાની મુસ્કેલી હતી તે લોકો એંશી એંશી હજાર દિરમની ઝકાત ગરીબોને વહેંચવા લાગ્યા. મૌલા અલીને પણ એટલો માલ મળ્યો કે બાગ બગીચા ઇમારતો ને જમીનો ખરીદવામાં આવી.

ન્યાયી વાચકો સમક્ષ ઉપલી હકીકત મુકતાં અમે નિર્મળ ન્યાય માગીશું કે આવા બની ઉમૈયા દીનનો બોલબાલા કરનાર સોના રૂપાથી મુસલમાનના ઘર ભરનાર, બની હાશમને ભાઈ ગણી માલામાલ કરનાર, ઇસ્લામ ઉપર જીવજાન કુરબાન કરનારના ગુણોને જે કોઇ અવગુણનું રૂપ આપે છે તે તેમણે ઇસ્લામની કરેલી સેવા ઉપર પડદો નાખે છે.

હઝરત ઉસમાનની ખિલાફતનાં ૭ વર્ષ ઘણીજ સુખશાંતી અને ઇસ્લામી સત્તાની મહાન વૃદ્ધિ અને જાહોજલાલીમાં ગત થયાં છે.

આ સર્વોત્તમ સત્તા ઇસ્લામી ધર્મના લીધે હતી. હવે યહૂદીઓએ ખ્રિસ્તી ધર્મ ઉપર જે ઘાતકી હાથ ફેરવેલો તે કામ તેમની જન્મઘુંટીમાં પડેલું. એટલે અબ્દુલ્લાહ સબ્બા નામના એક યહૂદીએ ઇસ્લામ ગ્રહણ કર્યો અને મૌલા અલીના કુટુંબ ઉપર ઘણો પ્રેમ દર્શાવવા લાગ્યો. ધીમે ધીમે ત્રણ ખલીફાઓથી ચોથા ખલીફા ચઢીઆતા એવો મત મુસલમાનોમાં એટલે સુધી ફેલાવ્યો કે લોકો તે મતમાં ફર્યા એટલુંજ નહીં પરંતુ ઉઘાડા છોગે પહેલા ત્રણ ખલીફાઓને ગાળો દેવા લાગ્યા. આવી રીતે શીઆ પંથનો પાયો રચાયો. બનાવટી હદીસો ઘડી ને કોઇક ઠેકાણે મૌલા અલીને રસૂલ અને કોઈ ઠેકાણે ખુદા ઠરાવ્યા. મૌલાને જ્યારે આ વાતની ખબર થઇ ત્યારે તેમણે તેને દેશપાર કર્યો. એટલે તેણે કુફા અને બસરામાં આ માન્યતા એટલે સુધી ફેલાવી કે કેટલાક લોકોએ હઝરત ઉસમાનને પદભ્રષ્ટ કરવાનું નક્કી કર્યું. તે લોકો મદીનામાં આવ્યા ને હઝરત અબાબકર સિદ્દીકના દીકરા મોહમ્મદ વિગેરેને પોતાના બંડમાં સામેલ કર્યા.

**હજરત ઉસમાન ઉપર મુકાએલાં તોહમતો અને તેના ઉત્તરો.**—નબી સાહેબ તથા સહાબો મક્કામાં જઇ બે રકાતની નમાઝ પઢતા–તમે ચાર કેમ પઢી ? ઉત્તર દીધો એ લોકોના મક્કામાં ઘર નહોતાં ને મારૂં ઘરબાર મક્કા છે માટે.

કુરાન આખું અવળું કર્યું તેનો જવાબ દીધો કે કુરાન લોકોની પાસે અપૂર્ણ હાલતમાં હતું. કોઇની પાસે દશ આયતો કોઈની પાસે વીશ, આ રીતે વહેંચાએલું હતું. કેટલાક લોકોએ પોતાના શબ્દો મુળ શબ્દોને ઠેકાણે મુકેલ, આ સઘળાને લઇને ઉબૈયકઅબે નેક અને લખેલા કુરાનથી મેળવીને તથા નબીસાહેબના ઘરમાં બીબી હફસાની પાસે નબીસાહેબનું જે કુરાન હતું ને મેળવીને તૈયાર કરાવ્યું. હઝરત ઉસમાને પોતાના સગાંને ઘણો માલ આપ્યો. ઉત્તર દીધો કે બેશક મેં આપ્યો છે પરંતુ તે બેતુલ માલ-સાર્વજનિક મિલકતમાંથી તેથી આપું તો ગુનેહગાર ગણાઉં. હઝરત ઉસમાનને બળવાખોરોએ કહાવ્યું કે અમે સત્તાધારીઓને બદલવાની ફરીઆદ લાવ્યા છીએ એટલે હઝરત ઉસમાને ફરમાવ્યું કે આ કામને વાસ્તે દશ બાર માણસો બસ છે. દશ બાર હજાર માણસો શું કરવાને આવ્યા છો? મૌલા અલીની સીપારસથી હઝરત ઉસમાને ફરમાવ્યું કે જે હાકમને લોકો પસંદ કરે તેને અધિકારી બનાવું છું. સર્વેએ કહ્યું કે અમે મોહમ્મદ બિન અબાબકરને ચાહીએ છીએ. તેમના નામે સનંદ લખાઇ. તે લઇને ચાલ્યા. ત્રીજી મનજીલે એક ગુલામ જે કાગળ લઇને મિસર જતો હતો તેને પકડી તપાસવાથી એક ચીઠ્ઠી જુના સુબાના નામની નિકળી જેમાં મોહમ્મદ

બિન અબાબકરને મારી નાખવાનું લખ્યું હતું. તે લઇ આ લોકો પાછા ફર્યા. મૌલા અલીના સનમુખ મુકતાં તેમણે હઝરત ઉસમાનને એ વિષે પુછ્યું. તેમણે ખુલાસો કર્યો કે મેં લખી નથી. તે વખતે સૌએ માન્યું કે હઝરત ઉસમાનનું આ કામ નથી, તો મરવાને કરેલું હોવું જોઇએ. તેથી મરવાનની માગણી કરી એટલે હઝરત ઉસમાને આપવાની ના કહી; કેમકે તેણે કહ્યું કે હું એમાં કાંઇ જાણતો નથી. નિર્દોષને કતલ કરવો એ એમને દુરસ્ત લાગ્યું નહિ. જે કુવો મુસલમાનોના પાણીના દુઃખને માટે ખરીદેલો તેનું પાણી બંધ કર્યું. મસ્જીદમાં નમાઝ પઢવાની મનાઇ કરી. ચાર દિવસ સુધી પાણી આપ્યું નહી. મૌલા અલી પોતાના બે દિકરા હઝરત ઇમામ હસન તથા ઇમામ હુસેનને ઉઘાડી તલવારે ખલીફાના દરબાર આગળ હાજર રહેવાનું કહી ગામ ચાલ્યા ગયા. મોહમ્મદે પહેલાં હઝરત ઉસમાન ખલીફાના દ્વાર બાળ્યા પછી પાછળથી ખાતર પાડી બે માણસો સાથે માંહે પેઠો ને દાઢી ઝાલી. હઝરત ઉસમાને કહ્યું કે આ દાઢીની તારા બાપ આબરૂ કરતા હતા, એટલે મુકીને બહાર નિકળ્યો. પાછળથી બે માણસોમાંથી એકે ઘા કર્યો, ને બીજે તીર માર્યો એટલે હઝરત ઉસમાનની પત્ની બીબી નાયલાએ આવીને તલવાર પકડી લીધી. હ૦ ઉસમાન શહીદ થયા.

**મૌલા અલી આગળ ફેંસલો.**—બીબી નાયલાએ કહ્યું કે અબુબકરનો પુત્ર મોહમ્મદ બે માણસો લઇને માંહે આવેલો હતો; પણ એણે ઘા કરેલો નહીં. બે માણસો કોણ હતા તેનો પત્તો લાગ્યો નહીં. હઝરત ઇમામ હસન અને હઝરત ઇમામ હુસેન ઉપર મૌલા ઘણા ક્રોધાયમાન થયા.

સને ૩૫ હિજરી ઝીલહજ તા. ૧૮ ને શુકરવારે આ રમખાણ થયું. ત્રીજે દહાડે હઝરત ઉસમાનને દફન કરવામાં આવ્યા. શહીદ થયા તે વખતે હઝરત ઉસમાન કુરાન શરીફ પઢતા હતા ને લોહી આ લીટીઓ ઉપર પડયું હતું. "તને તારો ખુદા બસ છે. તે સમજે છે, તે જાણે છે." અહીંથી ખારજીઓની ઉત્પત્તિ થઇ છે. તે મૌલા અલીને ખુન કરાવવાના કામમાં સામેલ ગણે છે ને તેનું કારણ હ૦ ઉસમાનના કતલ કરનારને નહી સોંપવાનું બતાવે છે. સુન્નીઓ મૌલા અલી ઉપર આ બાબતમાં કાંઇ દોષ મુકતા નથી.

## હઝરત અલીનો શાસનકાળ.

**લઘુ ચરિત્ર.**—મૌલા અલી કરમ૦ વંશમાં કુરેશ કુટુંબના બનીહાશમની સર્વોત્તમ શાખાના અબ્દુલ મુત્તાલબના પુત્ર અબુતાલિબના મહા પ્રતાપી સાહેબજાદા હતા. અબુતાલિબ નબી સાહેબના સગા કાકા હતા.

મક્કાના અતિ પવિત્ર ધામમાં તેમનો જન્મ થયો હતો, ને નબુવ્વતનાં દશમા વર્ષમાં તેમણે ઇસ્લામ ગ્રહણ કર્યો હતો. કદીએ મુર્તિની પુજા કરેલી નહોતી તેથીજ 'કરમલ્લાહો વજહ હુ' ની પવિત્ર પદ્વીને પામેલા હતા. નાની ઉમરમાં પહેલા ઇસ્લામી પુરૂષ તેઓજ હતા. વૃદ્ધમાં પેહેલા હઝરત અબુબકર સિદ્દીક, ને સ્ત્રી મંડળમા પેહેલાં મુસ્લીમ માતા બીબી ખદીજા મનાય છે. નાનપણથી નબી સાહેબના ઘરમાં તેમનું પાલન થએલું હતું. નબીસાહેબે મક્કાનો ત્યાગ કરેલો ત્યારે નબીની પથારીએ પોઢવાનું માન તેમને મળેલું છે. શુગાતનમાં પેહેલી પાયરી ધરાવતા હતા. બદર, ઉહદ અને બધી લડાઈઓમાં જયનો ડંકો તેમણેજ વગાડયો હતો. અને ઘણા શત્રુઓનો ઘાણ કાઢી નાખ્યો હતો. ખેબરના કિલ્લાના દરવાજા ઉખેડી નાખી તેમણે ઇસ્લામના લશ્કરને તેમાં દાખલ કરી ફતેહ મેળવી હતી. ખંદકની ભયંકર લડાઇમાં નબીસાહેબે પોતાની તલવાર–ઝુલફિકાર તેમને આપી હતી. તે તલવાર જ્યાં જતી ત્યાં ફતેહ થતી. "લાફતા ઇલ્લા અલી લાસેફ ઇલ્લા ઝુલફિકાર"– અલી સિવાય બીજો બહાદુર જવાન નથી, ઝુલફિકાર સિવાય બીજી તલવાર નથી.

બની કરીઝાની લડાઇમાં પણ તેમણે સેંકડો માણસોને તલવારનું પાણી પાયું હતું. મુસ્લિમ માતુશ્રી બીબી આયશા ફરમાવે છે કે એક દિવસે નબી સાહેબે ફરમાવ્યું કે સૈયદુલ અરબને બોલાવો. ત્યારે મેં કહ્યું કે સૈયદુલ અરબ તો આપ છો તો હું કોને બોલાવું. ફરમાવ્યું કે હું તો આદમની ઓલાદનો સરદાર છું ને અલી અરબોના સરદાર છે.

હજર મદરી આપની સેવામાં રહેતો ને દરરોજ ગાળો દેતો. મોલાએ એક દિવસે કહ્યું કે તું મારી ઉપર લાનત કરે છે. તેણે કહ્યું કે મને યમનના હાકમે તેમ કરવાને કહ્યું છે. મોલાએ ફરમાવ્યું કે જે કરે છે તે કર પણ મારાથી જુદો પડીશ નહીં.

હજરત અકીલ મોલા અલીના પિત્રાઈ ભાઇ હતા. તેઓ રોજની નીમણુંકમાંથી કાંઈ બચાવી રાખતા ને તેમાંથી એક દીવસ મોલાને દાવત કરી. હઝરતે પુછ્યું કે તમે ગરીબ છો છતાં પૈસા ક્યાંથી લાવ્યા ? ઉત્તર દીધો કે કરકસર કરીને મેં આ કામ કર્યું. છે મોલાએ તેમના પગારમાંથી તે રકમ ઓછી કરીને કહ્યું કે આટલામાં ગુજરાન ચાલે છે તો વધારે લેવાનું કંઇ કારણ નથી. અકીલ રિસાઇને શામ દેશના હાકેમ અમીર મોઆવીઆ સાહેબ પાસે ગયા. તેમણે એક લાખ દિરમ આપ્યા.

મોલા અલી કવિત્વ શકિતમાં પરીપુર્ણ હતા ને તેમણે સારી કવિતાઓ રચેલી છે ( તેમની કવિતાનો સંગ્રહ છપાયો છે ).

સને ૩૫ હિજરીમાં હઝરત ઉસમાન પછી લોકોએ ખલીફા તરીકે મૌલાની પ્રતિજ્ઞા કરી. તલહા અને ઝુબેરે ઉતરેલા મનથી સમ લીધા. મુગેરા લોકોને લઇને આવ્યા ને અરજ કરી કે હાલમાં બની ઉમૈયા લોકો જેજે જગ્યાએ છે તેમને નોકરીથી દુર ન કરશો, નહીં તો ભારે તુફાન થશે. મૌલાએ ઉત્તર દીધો કે ભુલેલા લોકોને હું મારી જોરાવર બાજુ બનાવી શકતો નથી. અબદુલ્લા બિન અબ્બાસ હજ પઢીને આવ્યા. તેમણે પણ એજ સલાહ આપી. પણ માન્ય થઇ નહીં. ઇબ્ને અબ્બાસને અમીર મુઆવીઆની જગાએ નીમ્યા. પણ તેમણે જવાની ના પાડીને કહ્યું કે રાજ્ય બની ઉમૈયાને સંપૂર્ણ સ્વાધીન છે, તે લોકો બાદશાહના જેવા થઇ પડયા છે, માટે આપ હમણા ઉતાવળ ન કરો. મૌલાએ ઉત્તર દીધો કે હું એક પણ બની ઉમૈયાને રાખવાનો નથી. મારા અને મોઆવીઆ વચ્ચે તલવારજ ફેંસલો કરશે.

બસરા કુફા અને મિસરમાં પોતાના હાકેમો મોકલાવી દીધા. કેટલાક લોકોએ તેમને કબુલ કર્યા ને કેટલાક લોકોએ માન્ય કર્યા નહીં. સુહેલ બિન હનીફને શામ ઉપર મોકલ્યા. તેઓ તબુક મુકામે જ્યારે ગયા ત્યારે લોકોએ પાછા વાળ્યા અને કહ્યું કે અમે મૌલા અલીને ખલીફા માનતા નથી; કેમકે તેમની ઉપર હઝરત ઉસમાનની હત્યા લાગુ થઇ છે.

બીબી આયશા હજને વાસ્તે ગયાં હતાં ત્યાં આગળ તલહા અને ઝુબેરે પણ હ૦ ઉસમાનના ખુનનો અપવાદ મુકીને તેમને લડાઇને વાસ્તે તૈયાર કર્યાં. હવે ચારે ગમથી હઝરત ઉસમાનના ખુનનું તહોમત મૌલા ઉપર મુકાયું.

અમીર મોઆવીઆ કહે છે કે મને નબી સાહેબે આશીર્વાદ દીધો હતો કે તું બાદશાહ થાય તો ન્યાય અને લોકો ઉપર ઉપકાર કરજે તેથી તે દિવસથી હું બાદશાહ બનવાની વાટ જોતો હતો.

એક દિવસ નબી સાહેબ ખુતબો પઢતા હતા એટલામાં હઝરત ઇમામ હસન આવ્યા ત્યારે પોતે ફરમાવ્યું કે મારો દીકરો હસન મુસલમાનોના બે ભાગને એક કરી દેશે-ને તેમણે તેમજ કર્યું. (એટલે બે ટોળા મુસલમાન હતા તેમાંથી એકને બાતલ કરેલો નહી.)

કુતામ નામની એક રૂપાળી સ્ત્રી ઉપર એક માણસ મોહીત થયો ને તેને પરણવાનું કહ્યું. તેના બાપ અને ભાઇ નેહરવાનની લડાઇમાં મૌલાના હાથે મરાયા હતા તેથી તેણીએ મૌલાને મારી નાખવાની તે આશક સાથે શરત કરી. તે ઉપરથી તે કુફામાં ગયો ને મસ્જીદમાં સંતાઇ બેઠો. મૌલા પાછલી રાતે નમાઝ પઢવા આવ્યા કે તરત ઘા કર્યો. તે ઘા ગંભીર પ્રકારનો નોહોતો પણ

તલવારને ઝેર પાએલું હતું. પેહેલાં શેખ બિન અજરાએ ઘા કરેલો તે, બરાબર વાગેલો નહીં. તેને બની ઉમૈયાના એક માણસે દાર કર્યો. ઝેરી ઘાથી મૌલાએ તારીખ ૪૦ રમઝાન સને ૨૧ મી ને શુકરવારે આ સંસારનો ત્યાગ કર્યો. હઝરત ઇમામ હસને તેમની નમાઝ પઢાવી કુફામાં ભૂમીદાહ કર્યો. પરંતુ કબર ઉપર નિશાન કર્યું નહીં. કેમકે ખારજીઓનું જોર હતું. કોઈ કહે છે કે ઇમામ હસન ઉંટ ઉપર લાદી તેમના શબને મદીના તરફ લઇ ગયા. કોઇ કહે છે ઉંટ લઇને ચાલ્યો ગયો. કુફા વાસીઓ કહે છે કે હ૦ અલી વાદળામાં છે. તેમની ઉંમર ત્રેસઠ વર્ષની હતી.

બીબી આયશાની સાથે લડાઇ થઇ તેમાં મૌલા ફતેહ પામ્યા તેને જંગે જેમલ એટલે ઉંટની લડાઇ કહે છે. કહે છે કે ઉમ્મુલ મોમેનીન ઉંટ ઉપર હતા તે ઉંટના પગ કાપવામાં આવ્યા હતા.

અમીર મોઆવીઆ સાહેબથી લડાઈ થઇ તેને જંગે શફફેન કહે છે. તેમાં ફતેહ મળી નહીં પણ સલાહ થઇ. અને શામની રાજ્યસત્તા અમીર મોઆવીઆના હાથમાં રહી.

## હઝરત ઇમામ હસનનો શાસનકાળ.

છ મહીના સુધી ખલીફા રહી અમીર મોઆવીઆને ખિલાફત સોંપી દીધી ને તેમના હાથ ઉપર પ્રતિજ્ઞા કરીને એવો કરાર લીધો કે "ખુદાનું નામ લઈ કહું છું કે સુલેહ કરી હસન બિન અલી બિન અબુતાલિબે મોઆવીઆ બિન અબુ સુફીઆનની સાથે એવી શરતથી કે ખુદાની પ્રજા ઉપર હુકમ કરે, કુરાને અને નબી સાહેબની રૂઢીએ અને ચારે ખલીફાઓને અનુસરીને, અને અમીર મોઆવીઆને પોતાની ઓલાદને ખિલાફત આપવાનો હક નથી. તેમના પછી જેમને મુસલમાનો ચાહે ખલીફા બનાવે."

## હઝરત અમીર મોઆવીઆનો શાસનકાળ.

વાંચકો, અહીં મૌલા અલીના સમયમાં શીઆ પંથનો પાયો નખાએલો તે હવે ઉંચો થવા લાગ્યો. ખારજીઓમાં અને તેમનામાં વેર વધવાથી શીઆ લોકો પહેલા ત્રણ ખલીફા માટે અને ખારજીઓ મૌલા અલી માટે ખરૂં ખોટું બોલવા લાગ્યા. મામલો આવી રીતનો થવાથી બંનેના પ્રકરણોનો નીકાલ કરવાનું કામ સુન્નીઓના માથે આવ્યું. આ મૂળ બાબતને ધ્યાનમાં રાખી આપણે અમીર મોઆવીઆ સાહેબ ઉપર અપ્રિતી અને મુકેલા દોશો વિશે તજવીજ કરતાં આપણી આગળ શાહેનશાહ હુમાયુએ મક્કા શરીફ

લખી ફેંસલો મંગાવેલો તે આવી ઉભો થાય છે. તે ઉપરથી ઉલમાઓના અભિપ્રાયો અપાએલા તેનું એક પુસ્તક તતહીરૂલ જીનાન[1] છે તેમાં હેઠળ પ્રમાણે હકીકત જોવામાં છે.

આ વાત સર્વ લોકોમાં મનાએલી છે કે હઝરત ઇમામ હસન સાહેબે ખિલાફત સોંપી તેમના હાથ ઉપર બેઅત (પ્રતિજ્ઞા) કરી હતી. તેમજ હઝરત હુસેને પણ હઝરત મોઆવીઆની બેઅત કરેલી. આ કામ કાંઇ પણ યોગ્યતા, લાયકી કે ધર્મ સિવાય બને નહીં.

સહાબો વિશે નબી સાહેબનાં માત્ર બેજ કથન લઇએ છીએ જે ઘણા ભરોસાદાર છે. ૧ મારા સહાબીઓ તારા છે જેણે તેમનો રસ્તો પકડયો એ સુમાર્ગે દોરાયો. ૨ મારા સહાબીને ધિક્કારશો નહીં, જો તમે ઉહદના પહાડ બરાબર સોનાનું દાન કરો તો પણ તેમના ચાર શેર અનાજના પુન્યને પોહોંચશે નહીં.

હવે મોઆવીઆ સાહેબ સહાબી હતા. કુરાન પ્રેરણા—વહી નોંધનાર હતા. નબી સાહેબના સાળા હતા, પિત્રાઇ ભાઈ હતા. મૌલાઅલી સાહેબના કાકાના દીકરા હતા. નબીસાહેબની સેવામાં રહેતા અને યુદ્ધમાં જીવના જોખમે સામેલ થતા. જય તથા ઇસ્લામની ફતેહને ઘણી ઉકંઠાથી ઇચ્છતા. નબી સાહેબના દુન્યા ત્યાગ કર્યા પછી પણ પાકે પાએ ઇસલામની સેવા બજાવીને સ્પેનથી લઈ કાબુલ સુધી ઇસ્લામી ઝંડો અને સિક્કો જમાવનાર એજ મહા પ્રતાપી રાજ્યકર્તા હતા.'

મૌલા અલી સાહેબ અને તેમના વચ્ચે કેટલાક વખત સુધી ગેરસમજુતીથી લડાઇ થએલી; પરંતુ તે લડાઇને "ખતાએ ઇજતિહાદી" કહે છે. તેથી માણસ ગુનેહગાર થતો નથી; પરંતુ શરેહના નિયમ ઉપર સ્થીર રહેવાથા તેને પુન્ય મળે છે. તેમને નબીસાહેબે આશિર્વાદ દીધેલો તે ફળ્યો. ખુદાતઅલાની દરગાહમાં નબીસાહેબે દુઆ માગેલી કે "જગતકર્તા મુઆવીઆને સતમાર્ગે દોરી લાવનાર કરજે" ને ભવિષ્યવાણી વદેલી કે "મોઆવીઆ જ્યારે તું બાદશાહ થાય ત્યારે લોકોને ન્યાય આપજે અને ઉપકાર કરજે."

અમીર મોઆવીઆ સાહેબે દામસકથી મદીને આવીને પોતાના દીકરા યઝીદને ગાદી નશીન કરવાનું ભાષણ કર્યું. પાંચ માણસો સીવાય સઘળાએ

---

૧. તતહીરૂલ જનાનના સંક્ષેપનો સાર રચનાર સૈયદના ઈમામ અહમદ બિન હજર હેમની.

યઝીદને કબુલ કર્યો. તે પાંચ માણસ આ છે. ૧ અબદુરહેમાન બિન અબિબકર ૨ અબદુલ્લા બિન ઉમર ૩ અબદુલ્લાબિન અબ્બાસ ૪ તલ્હા ૫ ઝુબેર. તે વાત અમીરે છાની રાખી. અંતકાળે યઝીદને વસીઅત કરતાં કહ્યું કે–"રાજ્યસત્તા ગ્રહણ કરી ન્યાય કરજે, પ્રજા પાળજે, ઉપકાર કરજે, લોકો ઉપર પ્રેમ ને દયા દર્શાવજે. પાંચ જણાએ તને કબુલ કર્યો નથી. તેઓ ઘણા વિદ્વાન, ધર્મી અને ગુણવાન છે. તેમનો કેડો ન લેજે. તારાથી બની શકે તો રાજ્યઉપર રહેજે ને તેમ ન બને તો રાજ્યઃત્યાગ કરજે. મુસલમાન મંડળને કહ્યું કે,"મેં જે પ્રમાણે એને શીખ દીધી છે તે પ્રમાણે વર્તે તો તખ્ત ઉપર કાયમ રાખજો, નહીં તો પદભ્રષ્ટ કરજો." આટલું કહી તા. ૨૨ માહે રજબ સને ૬૦ હિજરીમાં આ સંસાર છોડયો.

મૌલા અલી સાહેબના વખતમાં મુસલમાનોમાં માંહોમાંહે લડાઈનું સાંભળી રોમન રાજાએ અરબસ્તાન ઉપર ચડાઇ કરવાની તૈયારી કરી. મુઆવીઆ સાહેબે સંદેશો મોકલ્યો કે અમારી માંહોમાંહેની તકરારને લીધે તમને લાભ મળવાનો નથી. મૌલા અલી તમારા સામા થાય તે પહેલાં તો તમે મને તમારી ઉપર આવેલો જોશો. આથી તેને બીક લાગવાથી પોતાનો મનસુબો માંડી વાળ્યો.

## યઝીદનો શાસનકાળ.

યઝીદે પિતાના મરણ પછી શામમાં દમિશ્કના રાજ્યાસન ઉપર આવીને ઠામેઠામે પત્રદ્વારા પ્રતિજ્ઞાની માગણી કરી.

યઝીદ દુષ્ટ હતો એવી સુન્નીઓ તથા શીઆઓની માન્યતા છે. તેના ગુણો કરબલાના કારણથી દુર્ગુણોમાં ખપી ગયા છે. આ ઇતિહાસનાં પાનાં છે માટે એટલું લખવું:અયોગ્ય ગણાશે નહીં કે તે મોટો વિદ્વાન, કવી અને દરબારી હતો. કેટલેક વખતે મુજાહિદ.બનીને ઇસ્લામને વાસ્તે જીવ કુરબાન કરવા ગએલો. તેના વખતમાં એક ઇંચ પણ ઇસ્લામી ધરતી ગેરઇસ્લામીઓના હાથમાં ગએલી નથી; પણ તેથી ઉલટું ખુરાસન વિગેરે દેશોમાં ઇસ્લામને પાકે પાએ મજબુત કરેલો.

મદીનામાં પ્રતિજ્ઞા પત્ર આવ્યાથી વલીદ હાકમે હઝરત ઇમામ હુસેનને પોતાના ઘેર બોલાવ્યા. ઇમામે ઉત્તર દીધો કે કાલે શુકરવારે જોઈશું. સઘળા લોકોએ પ્રતિજ્ઞા કરી પણ પાંચ માણસોએ'નહીં કરી જેમનાં નામો અમીરે શામના શાસનકાળમાં આપ્યાં છે. હઝરત ઇમામને કુફાના લોકોએ દોઢસો ને અશરે પત્રો લખીને બોલાવ્યા. ઇબને અબ્બાસે જવાને ના કહી. ઇબને ઉમરે કહ્યું કે બાલ બચ્ચાંને ન લઇ જાઓ એ લોકોનો ભરૂસો નથી. તો પણ કુફે જવાના

ઇરાદાથી મદીનેથી નિકળીને મક્કામાં ગયા ને ઇમામ મુસ્લિમને કુફે મોકલ્યા. ત્યાં તેમને તથા તેમના બે બાળકોને અતિ નિર્દયતાથી મારી નાખવામાં આવ્યા.

કુફામાં બંદોબસ્ત ભંગ થવાથી યઝીદે ત્યાં ઉબેદુલ્લા ઇબ્ને ઝિયાદને મોકલ્યો જે ઘણા ક્રુર સ્વભાવનો હતો. ( ઇબ્ને ઝયાદ અબુસુફયાનનો દીકરો હતો એ વાત સુન્નીઓ કબુલ રાખતા નથી. )

ઇમામ કુફે જતાં કરબલામાં પોહોંચીને યુફ્રેતીસ નદી ઉપર ઉતર્યા તે મોહરમ માસ હતો. કુલ એમના ૯૦ માણસો હતાં તેમાં સ્ત્રીઓ તથા બાળકો પણ હતાં. સાતમી તારીખે પાણી રોકવામાં આવ્યું. તંબુમાંથી નિકળી ઇમામના ભાણેજો તથા ભત્રીજા વિગેરે લડી લડીને શહીદ થયા. દશમી મોહરમના રોજ બપોરે સાઠ ઘા ખાઇને ઇમામ શહીદ થયા. તેમના માથાને બરછી ઉપર યઝીદના દરબારમાં લઇ જવાનું કહે છે.

તે કાફલો ત્યાં પહોંચ્યો એટલે ઇમામ હુસેનના સાહેબજાદા ઇમામ ઝેનુલ આબેદીન સાહેબ એકલા બચેલા તેમનું અપમાન કરીને યઝીદે કહ્યું કે જો તમારા પિતા અત્રે પધાર્યા હોત તો આ પ્રમાણે ન થાત, હવે મને ખુદાતાલાને ત્યાં બચાવવાનો તમને અધિકાર છે. કહે છે કે ઇમામે તેને માફી આપીને ખલીફો માન્યો. આ બનાવ ૬૨ હીજરીમાં બન્યો હતો. ત્યાર પછી યઝીદ મદીને આવ્યો અને ત્યાં અશરાફો ઉપર જુલમ કરવા લાગ્યો. તે અરસામાં પેટના રોગથી માંદો પડી એજ વરસમાં મરી ગયો.[1]

---

૧. ઈરાકનો પ્રદેશ જ્યાં કરબલા વાળી જગા છે તે ઈરાનની નજીકની છે. તે વખતે ઇરાનના કેટલાક મુસલમાનો ઈસ્લામના ખરા માર્ગથી વિરૂદ્ધ હતા છતાં કરબલાના મામલામાં એક પણ ઈરાનના મુસલમાનનું નામ લેવાએલું જણાતું નથી. તેમાં તો બધાજ આરબો અને તે પણ માંહોમાહેનાં સગાવહાલાનાં નામ દાખલ થએલાં જણાય છે.

એક નવોજ સાહસ !  જલ્દી ખરીદો !

## મજકુર પુસ્તકમાં મશહુર આર્ટીસ્ટના પાસે મોટા ખર્ચથી તૈયાર કરાવવામાં આવેલા વાર્તાને તદન બંધ બેસતા ઉમદા ચિત્રો આપવામાં આવેલા છે.

# ચિત્રમય

# ગુહવરજાન

અથવા

# અલબેલીનાર.

સત્સંગ અને
નીતિ કોને કહેવી ? કેળવણીનું ખરૂં સ્વરૂપ શું ? સત્સંગ અને કુસંગનું પરિણામ એવું સરસ રીતે આપવામાં આવ્યું છે કે, જે વાંચીને હરેક મનુષ્યના હૃદયમાં આ પુસ્તકના માટે ઉત્તમ અભિપ્રાય મળ્યા સીવાય રહેશેજ નહિ. આ પુસ્તકની તારીફ કરવી તે સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું થતું હોવાથી હમો તેની તારીફ કરવા માગતા નથી અને તેથી ફક્ત એટલુંજ કહીશું કે, આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ. વાંચનારાજ તેની આપોઆપ ખરી કીંમત આંકશે. ડેમી આઠ પેજી ૨૮ ફાર્મનું સોનેરી પુંઠાવાળું અને ચિત્રો સાથેનું પુસ્તક હોવા છતાં તેની કીંમત ફક્ત રૂ. ૧-૮-૦ રાખવામાં આવી છે. પોષ્ટેજ જુદું.

**માત્ર ચિત્રો જોવાથીજ પૈસા વસુલ થવાના છે એમ ખાત્રીથી સમજશો.**

લખો—મેનેજર,

**પોલીટીકલ ભોમીઓ—અમદાવાદ.**

# આરબોનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### અરબસ્તાનનું પ્રાકૃતિક વર્ણન.



અરબસ્તાન, એશીઆખંડમાં નૈરૂત્ય ખૂણાપર આવેલ છે. ઉત્તરમાં સિરિયાનું રણ, પૂર્વમાં ઇરાની અખાત, દક્ષિણે હિંદી મહાસાગર અને પશ્ચિમે રાતો સમુદ્ર છે. આ વિશાળ વિભાગ ફ્રાન્સથી લગભગ બમણો છે. જમીન, આબોહવા અને રહેવાશીઓની પ્રકૃતિ અનુસારે અરબસ્તાન બહુ વિભાગોમાં વહેંચાયેલો છે.

એની ઉત્તર દિશા પર્વતોથી ઘેરાએલી છે. બહુ પ્રાચિન સમયમાં આ દેશમાં "ઇડોમાઇટ" અને "મિડિયાનાઇટસ" નામે જાતો, વાસ કરતી હતી જેનું વર્ણન બાઇબલમાં કરવામાં આવેલ છે. આની દક્ષિણે હિજાજ પ્રદેશ છે. પવિત્ર મદીના નગર તથા હજરત રસુલે ખુદા (સ.અ.વ.) નું જન્મસ્થાન મક્કાનગર અને જીદ્દા બંદર એ બન્ને હિજાજ પ્રદેશમાં આવેલાં છે. પ્રાચિનકાળમાં મદીનાને યાથ્રેબ ( Yathreb ) કહેતા હતા. જળમાર્ગે હજ પડવા આવનારા હાજીઓ જીદ્દા બંદરે ઉતરે છે. આ હિજાજ પ્રદેશની લંબાઇ ઉત્તર દક્ષિણ સ્વેજની નહેરથી હિંદીમહાસાગર સુધી છે અને સુવેજની નહેરથી હિંદીમહાસાગર સુધી એક પર્વતની લાઇન ગઇ છે, ત્યાંથી લાલ સમુદ્રની પૂર્વે આવેલા ફળદ્રુપ પ્રદેશ સુધી તેનો વિસ્તાર છે. અરબસ્તાનના નૈરૂત્ય વિભાગને "યમન" કહે છે. હિજાજ અને યમનના નીચેના પ્રદેશને 'તિહામ' કહે છે, હિજાજનો દક્ષિણ વિભાગ પણ કોઈ કોઇવાર આ નામથી ઓળખાય છે. યમનની પૂર્વ દિશાએ હાદ્રામત છે. હિંદીમહાસાગરની ઉત્તર તરફના અરબસ્તાનના વિભાગમાં હાદ્રામત આવેલ છે.

આની જરા પૂર્વદિશાએ ઓમાનના અખાતના કાંઠે ઓમાનનું રાજ્ય છે. હિજાજમાં આવેલ પર્વતથી ઇરાની અખાતના મુખપર આવેલ અહહામા અને અલ બહરન નામના રણુ સુધીના ઉચ્ચ પ્રદેશને 'નજદ' કહે છે. આ વિભાગમાં રેતીનાં રણો અને કવચિત કવચિત પર્વત આવેલા છે. આ મરૂ ભૂમિમાં ઠેકાણે ઠેકાણે રણદ્વીપો હોવાથી અગ્ની જેવાં રેતીનાં રણોમાં આ જગ્યા મુસાફરોને આશ્રય લેવા યોગ્ય થઈ પડે છે. હિજાજ અને યમન તુર્કસ્તાનની સત્તા નીચે છે, નજદ એક સ્વતંત્ર રાજાને સ્વાધિન છે અને ઓમાન મસ્કતના સુલતાનના તાબામાં છે.

આ વિશાળ દેશમાં કોઇ નદી નથી. ઠેકાણે ઠેકાણે કેટલીએક ન્હાની ન્હાની નદીઓ છે તે ફક્ત તે જગાની આસપાસની જમીનને ફળદ્રુપ કરે છે. આ જગાએ વરસાદ મુદ્દલ નથી વરસતો એમ કહીએ તો ચાલે. થોડી જગાએ જ્યાં વૃષ્ટી થાય છે તેને બાદ કરતાં બાકીની સઘળી જગોએ સખત ગરમી પડે છે અને ઝાડ–પાલો મુદ્દલ થતો નથી. પણ જ્યાં જોઇએ ત્યાં પાણી મળી શકે છે. તે ઠેકાણાંની જમીન ફળદ્રુપતામાં પ્રસિદ્ધ છે. યમન પ્રદેશના ઉંચા ભૂખંડને જબલલ યમન કહે છે એટલે કે યમનનો પાહાડ આ ટેકરી ફ્રાન્સના આલ્પ્સ પર્વતના શીખર બ્લોરકના જેટલી ઉંચી છે. આ ટેકરીની જમીન ફળદ્રુપ છે અને જગાએ જગાએ વૃક્ષનાં ઝુંડો અને પાણી છે. આવી જગોએ ગળીના છોડવા, ખજુરીનાં ઝાડો અને દરેક જાતની શાક ભાજી થાય છે. તેનાં આબોહવા તંદુરસ્ત છે. શિઆળાની રૂતુમાં આ જગો ધૂમ-સથી ઢંકાયેલી રહે છે. આ જગોએ વરસમાં બે વાર વરસાદ થાય છે. વ-સંત રૂતુમાં અને શરદરૂતુમાં. લાલસમુદ્રના પૂર્વ વિભાગથી પૂર્વ તરફ ૫૦ માઇલ–જબલકોરાથી દક્ષિણે ૩૦ માઇલ દૂર મક્કાના ચારે તરફના ભૂમિખંડને કોઇ કોઇવાર હેજાજ કહે છે. આ જગાના પહાડો અનંત ગરમીને એકઠી કરી ફેલાવો કરે છે. સખત ગરમીથી તપતા રણદ્વીપોમાં ઠેકાણે ઠેકાણે ઘા-સના છૂટા છવાયા છોડવા ખાતાં ખાતાં ત્યાંનાં ઘેટાંઓ અતિ કષ્ટે રૂતુ પૂરી કરે છે. સુકાઇ ગયેલી હાલતમાં વહેતા વહેળાનો પ્રવાહ બહુજ મંદગતિથી વહે છે. આ તપેલા પહાડો, રણદ્વીપો અને સૂકાઇ ગયેલી હાલતની નાની નદીઓ, એજ માત્ર આ દેશના કુદરતી દેખાવો છે. આ કડકડતી ગરમીવાળા મૂલકથી પૂર્વે લીલાં વૃક્ષો અને લતામંડપોથી આચ્છાદિત એક જગા જોવામાં આવે છે તેનું નામ તાયેફ છે. આ જગાએ, તરેહવાર મેવા ફળવૃક્ષો ઉત્પન્ન થાય છે.

જુદા જુદા સમયમાં નાના પ્રકારનાં જૂદી જૂદી જાતીનાં મનુષ્યો અરબસ્તાનમાં વસેલા હતા. એવું કહેવાય છે કે "કાલદેઇયાન," જાતિ જે વંશમાંથી ઉત્પન્ન થઇ હતી, અરબસ્તાનના અતિ પ્રાચીન વતનીઓ પણ તેજ વંશમાંથી ઉત્પન્ન થયા હતા.* તેઓ અત્યંત સત્ય પરાયણ હતા, જેમાંના વંશજો હમણાં પણ અરબસ્તાનની દક્ષિણે જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ તેઓએ મિસર અને મેસોપોટામીયા સુધી પોતાનો અધિકાર ફેલાવ્યો હતો એવું અનુમાન કરી શકાય છે. મોટા મોટા મહેલો અને મંદિરો તેઓએ બંધાવ્યાં હતાં. એડન પાસેનું સુપ્રસિદ્ધ સરોવર તેઓએ ખોદાવેલું હતું એવું પ્રમાણ મળી શકે છે.

આ સઘળી પ્રાચિન જાતોનો, યુફ્રેતીસ નદીની પૂર્વ તરફના કેટલાએક દેશોમાંથી આવેલી સેમેટીક જાતીના લોકોએ નાશ કર્યો હતો. સેમેટીક જાતીના લોકો યમન અને હાદ્રામતના કોઇ કોઇ ભાગમાં વસ્યા હતા. એવું કહેવાય છે કે તેઓ "કાહાતાનના વંશજો હતા, અને તેમને જોકતાન કહેતા હતા. તેનો એક પુત્ર જેનું નામ આરબ હતું તે નામ ઉપરથી દેશ અને લોકોનું નામ આરબ પડયું. આ આરબ નામના પુરૂષનો પૌત્ર અબ્દસશમસ હતું જેની ઉપાધિ સાબા હતી, એ સાબાના નામ ઉપરથી, એ વંશના રાજાને સાબીઆન કહેતા હતા." એ કહાતાનીયન રાજાઓએ અનેક દેશો જીત્યા હતા અને અનેક શહેરો વસાવેલાં હતાં ઇસ્વી સનના, સાતમા સૈકા સુધી યમન અને અરબસ્તાનના બીજા વિભાગોમાં તેમનું રાજ્ય વિદ્યમાન હતું.

છેવટે ઇસ્માઇલ વંશજો આવીને અરબસ્તાનમાં વસ્યા. ઇસ્માઇલ, હજરત ઇબ્રાહીમના મોટા દીકરા હતા. તેઓ મક્કામાં રહેતા હતા અને તેમના વંશજોએ હિજાજમાં વસીને પ્રકૃત પ્રસ્તાવે આરબોની ઉન્નતિ કરી હતી. એવું કહેવાય છે કે હજરત-ઇસ્માઇલની સહાયથી હજરત ઇબ્રાહીમે કાબાનું દેવાલય બંધાવ્યું હતું. જેની મધ્યમાં કાળો પથ્થર રહેલો છે.

---

* ઈ. સ. પૂર્વે ૬૩૦માં કાલદેઇઆન નામની એક ભટકતી જાતીએ ટીયર, ફિનિશિયા અને પશ્ચિમ એશિયા જીતીને તથા જેરૂસલમનો ધ્વંશ કરીને ભૂમધ્ય સાગરના કાંઠા સુધી એક મોટું રાજ્ય સ્થાપેલું હતું. જેને તેઓ કાલદેય કહેતા હતા. તેઓ હાલના આરબો જેવા નહોતા પણ તારસ અને કાકેસસ જાતીમાંથી ઉત્પન્ન થયા હતા. (ક્વાર્ડલક એન્ડ ટેલર રચિત ટીચર્સ બાઇબલ ડીક્સનેરી પાનું ૫૪.)

અરબસ્તાનના લોકો મુખ્ય બે વિભાગમાં વહેંચાયેલા છે. (૧) નગરમાં વસનારા (૨) જંગલવાસીઓ, જેને બેદુઇન (ફરનારા) કહે છે. એઓ જંગલમાં તંબુ નાંખી રહે છે પશુઓને ચરવા યોગ્ય જગોની શોધ કરતા તેઓ રણદ્વીપોમાં ફર્યા કરે છે.

ઉત્તર અને મધ્ય વિભાગના આરબોએ અત્યાર સુધીમાં કયારે પણ પરદેશી શાસન નિચે તાબેદારી ભોગવી નથી. ફક્ત યમનના લોકો થોડાજ વખતના માટે આબિસિનીયાના તાબે હતા. આખરે ઇરાનના રાજાની મદદથી જૂલઇજેનના પુત્ર સાઇફ નામના આરબ સરદારે તે આબીસિનીયનોને હઠાવી મૂકયા હતા. આ સમયથી માંડીને એકસો વરસ કે તેથી પણ વધારે વરસ સુધી આ પ્રદેશ ઇરાનના રાજા મરજબાનના તાબામાં હતો.

બહુ ખ્રિસ્તિ અને યાહુદીઓ અરબસ્તાનમાં વસીને પોતપોતાનો ધર્મ પાળતા હતા. અને સઘળા આરબો મૂર્તિની પૂજા કરતા. દરેક જૂદી જૂદી જાતીઓના દેવ દેવી જૂદાં જૂદાં હતાં, મંદીરો અને પૂજા કરવાની પદ્ધતિ પણ ભિન્ન ભિન્ન હતાં, તેઓના જાતીય જીવનના કેન્દ્રસ્થાન સ્વરૂપ મક્કા નગરીનું પવિત્ર કાબા મંદીરમાં પણ રોમ અને બનારસ પ્રમાણે ૩૬૦ દેવની મૂર્તિઓ હતી. આરબો તેઓની પૂજા કરતા એટલુજ નહિ પણ વખત ઉપર મનુષ્યનું બળીદાન પર્યંત આપવાને ચૂકતા નહોતા. !

આ વિશાળ અરબસ્તાનમાં જેઓ વાસ કરતા હતા એટલે વિશેષ કરીને ટાઇગરીશ નદીની પશ્ચિમ તરફના રણમાં ફરતા આરબોને ગ્રીક અને રોમન લોકો સારાસીની, તરીકે ઓળખતા. જ્યારે આ જાતીના લોકો દિગ વિજય કરવા લાગ્યા ત્યારે પણ પાશ્ચાત્ય લોકો તેને સારાસીની તરીકે ઓળખતા.

સારાસિની શબ્દની વ્યુત્પતિ આ પ્રમાણે છે. સાહારા+નાસીન=સાહરા=રણ અને નાસીન=રહેનારા એટલે રણવાસી અથવા સારકીન શબ્દથી ઉત્પતિ થઇ હોય એ પણ માનવા યોગ્ય છે. એરેબીક સારક શબ્દનો અર્થ પૂર્વ દિશા થાય છે.



# પ્રકરણ ૨ જું.

## આરબોનો પુર્વ પરિચય.



અરબસ્તાનનું ઐતિહાસિક જ્ઞાન આપણને મુખ્ય કરીને પાક કુરાને શરીફમાંથી અને ત્યાંના લોકોની વાતોથી મળે છે, આપણા દેશોમાં ચારણ, ભાટ વગેરે જાતો, જુના ઇતિહાસ ઉપર કાંઇક અજવાળું નાંખે છે પણ અરબસ્તાનમાં તો આવી જનશ્રુતિ સઘળા સમયમાં વંશાનુક્રમે યાદ રાખવાનો ત્યાંના આરબોને અભ્યાસ થઇ ગયો હતો. આરબ ઇતિહાસ લેખકોએ ઇ. સ. ના આઠમા સૈકામાં અને તે પછી આ સઘળી જનશ્રુતિઓનો બહુ સંભાળપૂર્વક સંગ્રહ કરાવ્યો હતો, જે સઘળા પથ્થર લેખો યમન પ્રદેશમાંથી મળ્યા હતા તે સઘળા પવિત્ર કુરાને શરીફ અને જનશ્રુતિઓ ઉપરથી કોતરાવેલા હતા. આ પથ્થર લીપિની સહાયથી આરબોના ઉંચા જ્ઞાન સંબંધી અનેક વિષયો જાણી શકાયા છે.

વર્તમાન સમયમાં જેઓનો ઇતિહાસ અને ગૌરવ આપણા અવલોકનના મુખ્ય વિષય થઇ પડ્યાં છે તે લોકો હીજાજ અને યમનના વતની હતા. મધ્ય યુગમાં તેઓ પોતાને ઘણાજ યશસ્વી તરીકે ઓળખાવી ગયા છે. અરબસ્તાનના વતનીઓમાં કોરેશ વંશના આરબો બીજા કરતાં ઉંચ કોમના લેખાતા હતા. તેઓ કોરેશ ઉપાધિ ધારી 'ફહર' નામના મુળ પુરૂષથી ઉત્પન્ન થયા હતા, પ્રાચિન એરેબીક ભાષામાં કોરેશ શબ્દનો અર્થ 'સોદાગર' થતું. મૂળ પુરૂષ 'ફહર' ઇસ્વીસનના ત્રીજા સૈકામાં જીવતો હતો. હજરત ઇસ્માઇલના વંશધર 'આદનાન'ના પુત્ર 'માદ'થી તેની ઉત્પત્તિ ગણે છે. કોઇ કોઇ ઐતિહાસકો આ પ્રમાણે લખે છે " આદનાન હજરત ઇસ્માઇલનો વંશધર તેનો પુત્ર 'માદ' તેનો પુત્ર 'નજાર' તેનો પુત્ર 'મજર' તેનો પુત્ર 'ઇલિયાસ' તેનો પુત્ર 'મદરકા' તેનો પુત્ર 'ખરિમા' તેનો પુત્ર 'કનના' તેનો પુત્ર 'નજર' (આજ પુરૂષ કોરેશ ઉપાધિવાળો હતો) તેનો પુત્ર 'માલેક' તેનો પુત્ર 'ફહર' તેનો પુત્ર 'લુઇ' તેનો પુત્ર 'કાબ' તેનો પુત્ર 'મરા' તેનો પુત્ર 'કલાબ' તેનો પુત્ર 'કસા' અને, તેનો પુત્ર 'અબદુલ મનાફ.' "

કોરેશ જાતીવાળા બીજી જાતો કરતાં વંશગૌરવ અને સામાજીક ઉચ્ચ સનમાનને માટે પોતાને હમેશાં ગૌરવ યુક્ત માનતા આવ્યા છે અને આરબોમાં તેઓ બીજા કરતાં ઉચ્ચ જાતિવાળા ગણાતા.

ઇસ્વી સનના પાંચમા સૈકામાં ‘ફહર’નો વંશધર ‘કસાય’ હતો. તેણે પ્રથમ મક્કા અને પાછળથી ક્રમશઃ હેજાજ પ્રદેશ ઉપર રાજસત્તા સ્થાપી હતી. તેના પહેલાં મક્કા એક સામાન્ય ગામડું હતું. ‘કસાય’ રાજા થયો ત્યારે તેણે પ્રથમ કારાગ્રહનો સંસ્કાર કર્યો હતો. પોતાના માટે તેણે એક રાજ-મહેલ બંધાવ્યો હતો. તેનું મુખ્ય દિવાનખાનું રાજકીય કાર્ય સંપાદન માટે, અને મંત્રીવર્ગો માટે વિચાર કરવાના કામમાં વપરાતું હતું. તેણે સઘળા કોરેશોને એવી ફરજ પાડી હતી કે સૌ કોરેશ આરબોએ પથ્થરનાં બાંધેલાં પાકાં ઘરોમાં નિવાસ કરવો. એટલુંજ નહિ પણ કાબાના મંદીરની પૂજા કરવા માટે તથા જે આરબો જાત્રા કરવા આવે તેના ખાવાપીવા માટે ખરચનો મોટો ફાળો કર્યો હતો અને અને રાજશાસન ઉત્તમ રીતીથી ચલાવવા માટે કેટલાક નિયમ ઘડ્યા હતા.

ઇ૦ સ૦ ૪૮૦માં ‘કસાય’નું મૃત્યુ થયું તે પછી તેનો પુત્ર અબ્દ-આદ્દાર ગાદી ઉપર બેઠો. તેના મરણ પછી મક્કાની ગાદીના માટે અબ્દ-આદ્દારના પૌત્રો અને તેના ભાઇ અબ્દમનાફના પુત્રો વચ્ચે ખટપટ ઉભી થઇ. રાજસત્તા બે ભાગમાં વહેંચી નાખવાથી આખરે તકરારનું છેવટ આવ્યું. મક્કામાં જાત્રાળુઓની સરભરા કરવી તથા ટેકસ એકઠો કરવાનું કામ અબ્દમન્નાફના દિકરા અબ્દ અસશમસના સ્વાધિનમાં આવ્યું અને કાબા મંત્રણાગ્રહ તથા સામરીક વિભાગના રક્ષણનું કામ અબ્દ આદ્દારના પોત્રોને મળ્યું. શમસના હાથમાં જે સત્તા હતી તે તેણે પોતાના ભાઇ હાસમને આપી. આ હાસમ એક પ્રસિદ્ધ વેપારી અને મેમાન પરોણાની ચાકરી બરદાસ કરવાવાળો હતો. ઈ. સ. ૫૧૦ માં હાસમ મરણ પામ્યો. તે પછી તેની સત્તા તેના ભાઇ મતાલીબને મળી. ઇ. સ. ૫૨૦ના શેષ ભાગમાં મતાલીબ મરી ગયો. પછી તેનો ભત્રિજો સાયબા સત્તાનો ધણી થયો. આ શાયબા હાસમનો પુત્ર હતો. આનું બીજું નામ અબ્દુલ મુતાલીબ હતું.

( વાંચનારને અમારી નમ્ર વિનતિ છે કે વિદેશીય ઇતિહાસોમાં માણસનાં નામો કાંઇક લક્ષ રાખ્યા સિવાય બરાબર યાદ ન રહે તેવાં હોય છે તેથા બરાબર લક્ષથી વાંચવું. )

આટલો સમય, અબ્દમન્નાફના વંશજોમાં જે ફેરફાર થયો તેટલામાં અબ્દઆદ્દારના વંશજો શ્રીમંત અને ઐશ્વર્યશાળી થવા લાગ્યા. હાશમનો પરિવાર, ભક્તિ અને લોક કલ્યાણમાં રોકાયો તેટલામાં આબ્દ્આદ્દારના પૌત્રો સત્તાધારી થઇને સઘળી તરેહની સત્તા હાથ કરી બેઠા અને મક્કાની સરદારી હાથમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓના વંશમાં શમસનો ઉંચી અભિલાષાવાળો પુત્ર ઉમ્મૈયા જન્મ્યો હતો. આટલું છતાં પણ અબ્દુલ મુતાલીબ પોતાના ઉદાર ચરિત્ર અને ભલા સદ્ગુણોએ કરીને ૫૯ વરસ સુધી મક્કાનું શાસન ચલાવવાને શક્તિવાન થયો હતો. પોતાના શાસન કાર્યના સમયમાં પોતાના વડીલ ભાઇઓની તેને સારી મદદ મળી હતી. એ ભાઇઓ ૧૦ મુખ્ય કુટુંબોના નેતા હતા.

અબદુલ મુતાલીબના સમયમાં આબ્રાહા, એક મોટું આબીસીનીયન લશ્કર લઇને એક હાથી ઉપર સવાર થઇને મક્કા ઉપર ચડી આવ્યો હતો. આરબોએ આ પહેલાં કયારે પણ હાથી જોયો નહોતો. એટલા માટે જે વરસે (ઇ. સ. ૫૭૦) આબીસીનીયનો મક્કાપર ચડી આવ્યા તે વરસને આરબો હાથીનું વરસ કહે છે. જે જગ્યાએ આબીસીનીયન લશ્કરે છાવણી નાંખી હતી તે જગાએ પથ્થરનો વરસાદ પડવાથી અને પ્લેગ જેવો વ્યાધિ ફાટી નિકળવાથી આખું લશ્કર મરી ખૂટયું હતું.

અબ્દુલ મુતાલીબને ઘણાં પુત્ર પુત્રીઓ હતાં તેના પૂત્રોમાં આબ્દ મનાફ, અબ્બાસી ખીલાફતના પૂર્વ પુરૂષ અબ્બાસ, હામઝા, અને અબ્દુલ આરબોના ઇતિહાસમાં પ્રસિદ્ધિ મેળવી ગયા છે. અબુલાહાબ નામનો તેનો એક બીજો પૂત્ર પવિત્ર કુરાનેશરીફમાં ઇસ્લામ ધર્મને પીડા કરનાર તરીકે ઓળખાઇ ગયો છે, અબ્દુલ મુતાલીબના સર્વથી નહાના પુત્ર અબ્દુલ્લા તે હજરત રસુલે ખુદા પેગંબર મહંમદ (સ. અ. વ.) ના પીતા હતા. મદીનાનાં રેહેવાશી અમીનાં નામનાં ખાનદાન મહિલા સાથે તેમનાં લગ્ન થયાં હતાં. અને વિવાહ પછી થોડાજ સમયમાં માત્ર ૨૫. વરસની ઉમરે તેમનું મરણ થયું હતું. તેમના મરણ પછી માત્ર થોડાજ દિવસે ઇ. સ. ૫૭૦ તા. ૨૯ મી અગષ્ટ અમીના બાનુએ પુત્રનો જન્મ આપ્યો. અબ્દુલ મુતાલીએ તેમનું નામ મહંમદ રાખ્યું. હજરત મહંમદ (સ. અ. વ.)ની ઉમ્મર માત્ર ૭ વરસની થઇ એટલે તેમની મા, અમીનાનું મરણ થયું, એટલે હજરત (સ.અ.વ)નું પાલણ પોષણ કરવાનું કામ અબ્દુલ મુતાલીબના માથે આવી પડયું. ઇ. સ. ૫૭૯માં વૃદ્ધ અબ્દુલ મુતાલીબનું મરણ થયું અને બાળક પુત્રનું રક્ષણ કરવાનું અબુતાલેબને

સોંપાયું. અબ્દુલ મુતાલીબના મરણ પછી મક્કાના ધર્માધ્યક્ષની સત્તા અબુતાલેબને મળી. તેનાજ ઘરમાં હજરત મહમ્મદ (સ. અ. વ.) નું બાળજીવન પૂરું થયું હતું. હજરત મોહમ્મદે ( સ. અ. વ. ) પોતાના બાળ સ્વભાવ, અને પરદુઃખ ભંજનકારી વૃત્તિદ્વારા, પોતાના ગરીબ પાડોશીઓની પ્રીતી સંપાદન કરી હતી પોતાના પૂર્વ પુરૂષોના જેવી હાલત અબુતાલીબની નહોતી તેથી હજરત મહમ્મદ ( સ. અ. વ.) બાળજીવનમાં પણ પરિશ્રમથી મુક્ત નહોતા તેઓના પરિવારનાં નાનાંબાળકોને હજરત હિંચકાવતા અને ઘેટાં અને ઊંટોની સંભાળ રાખતા.

બાળ વયથી હજરત ગંભીર વિચારમાં નિમગ્ન રહેતા હતા. તેઓ પોતાના કાકા અબુતાલીબની સાથે બેવાર સિરીયામાં સફર કરી આવ્યા હતા. ત્યાં તેમણે લોકોની દરિદ્રતા, અને કનિષ્ટ નીતિ તથા પરસ્પરમાં કલહ વિવાદ જોઇને બહુ ખેદ પામ્યા હતા. પોતાની પચ્ચીશ વરસની ઉમ્મરે આરબોના ઇતિહાસમાં ચરિત્રની મહત્તા બતાવવા સારૂ ખતીજા નામની એક ખાનદાન મહીલાનું પાણી ગ્રહણ કીધું હતું. તેનાથી કેટલાંક સંતાન સંતતી થયાં હતાં પણ સૌ બાળવયમાંજ મરણ પામ્યાં હતા. ફકત, દીકરીઓજ પોતાના જીવનની મહત, ઘટના બતાવવા માટે જીવતી હતી. સૌથી ન્હાની દીકરી અજ્જોહેરા ( ઉપાધિવાળી ) ફાતેમાં તે અબુતાલીબના બહાદુર પુત્ર હજરત અલી સાથે પરણાવ્યાં હતાં.

હજરત મહમ્મદે ( સ. અ. વ. ) તે પછી ૧૫ વરસ સુધી એકાંત સ્થળમાં નિવાસ કર્યો હતો. એટલા લાંબા સમયમાં માત્ર એક કે બે વાર તેઓને જાહેરમાં ભાગ લેતા જોયા હતા. ઘણા વરસો પહેલાં વિધવા, અનાથો, નિરાશ્રિત અને, અજાણ્યાં માણસોને મદદ કરવા માટે આરબોની એક સભા મુકરર થઇ હતી તે સભાને હજરતે પુનર્જીવન આપ્યું હતું. તેમણે પોતાની તિક્ષ્ણ બુદ્ધિ વડે કરીને એક ભયંકર અને અનિષ્ટકારક વિવાદને શાંત કીધો હતો. જો કે તેઓના આ સઘળા કાર્ય સિવાય તેમના જીવનનું બીજું કોઇ સાધારણ કાર્ય જોઇ શકાયું નથી તોપણ તેમનો નમ્ર સ્વભાવ, વિશુદ્ધ ચરિત્ર, અટલ સત્યવિશ્વાસ, અને ગંભીર કર્તવ્ય નિષ્ઠદ્વારા એ સમયમાં તેઓ આરબોમાં વિશ્વાસુ તરીકે ઓળખાઇ ગયા છે. બાળ બાળીકાઓ પ્રતિ અંતઃકરણની પ્રીતિ બતાવવી એ, એમનાં ચરિત્રનો એક વિશેષ ગુણ હતો. જ્યારે તેઓ ઘરમાંથી બહાર જતા ત્યારે બાળક બાળીકાઓ તેમને ઘેરી લેતાં. એવું કહેવાય છે કે તેઓ તેમની સાથે મૃદુ હાસ્યાલાપ કર્યા વગર જતા નહિં. એક વરસમાં એક મહિનો તેઓ મક્કાની નજીકના હિરા પર્વ-

તની ટેકરીમાં ઐશ્વરીક ધ્યાન અને આધ્યાત્મિક કથોપકથનમાં ગુજરતા. એક વખત રાત્રીના સમયે પોતે ગુફામાં સૂતા હતા તે વખતે લોકોને ઇસ્લામ ધર્મનો ઉપદેશ કરવાનું ખુદાઇ ફરમાન તેમને મળ્યું. આ સમયથી તેમનું જીવન મનુષ્ય જાતિની ઘોર અવનતિનું નિવારણ કરવામાં જોડાયું. તેઓ સાધારણ લોકોને ખૂલ્લો ઉપદેશ દેવા લાગ્યા કે તેઓએ અસત પંથનો પરિત્યાગ કરવો અને સ્વકર્ત્તવ્ય સંપાદન કરવું.

પ્રથમ ખતિજહ કુંવરીએ મૂર્તિપૂજા કરવાનું છોડી દઇને પવિત્ર ઇસ્લામ ધર્મ કબુલ કર્યો. ત્યાર પછી હજરતઅલી, હજરત અબુબકર, હજરતઉમર, હમજા અને હજરત ઓસમાન નામના કેટલાએક અગ્રેસર પુરૂષોએ આ પવિત્ર ધર્મ અખ્તિયાર કીધો. જ્યારે રસુલે ખુદાએ લોકોને પ્રથમ ઉપદેશ દેવાની શરૂઆત કરી ત્યારે કોરેશ લોકો બહુ અડચણ કરતા હતા. પણ જ્યારે તેઓએ જોયું કે હજરત પોતાના કાર્યમાં બહુ લક્ષપૂર્વક કાળજી રાખે છે ત્યારે તો તેઓ હજરત ઉપર અને ઇમાન લાવનારા લોકો ઉપર જુલમ ગુજારવા લાગ્યા. એટલે સુધી કે કેટલાએકને તેઓએ અસહ્ય પીડા કરીને મારી નાખ્યા. કોરેશોનો જુલમ નહિ સહન થઇ શકવાથી નવાધર્મમાં દિક્ષિત થયેલા કેટલાક લોકોનું ટોળું આબીસીનીયાના ખ્રિસ્તિ રાજાના આશરા નિચે જઇ રહ્યું. અને બાકીના હજરતના આધિને રહી જુલમ સહન કરવા લાગ્યા. તે પછી થોડા સમયમાં અબુતાલેબ અને ખતિજાનાં મરણ થયાં. આ કારણથી કોરેશોનો જુલમ પ્રથમ કરતાં બમણો વધ્યો. મક્કાના લોકોમાં કૃતકાર્યતાનો અસંભવ જોઇને, સ્વકાર્ય સાધન માટે તેઓએ બીજા સ્થળની શોધ કરવા માંડી અને તાયેફ તરફ ગયા પણ ત્યાંના લોકોએ તો તેમને શહેરમાં પણ પેસવા ન દીધા એટલે પાછા ફરીને પોતાના અસલ સ્થાને આવ્યા. મક્કાના લોકોને ઉપદેશ કરવાનું બંધ કીધું. ફક્ત તહેવાર જેવા મોટા દિવસોએ બહારના લોકો આવતા, તેમને ઉપદેશ કરતા અને એવી ઉમેદ રાખતા કે અમારો ઉપદેશ ગ્રહણ કરીને ભવિષ્યમાં અસત્ રસ્તાને આ લોકો મૂકી દેશે.

આ પ્રમાણે કામ કરીને મદીનાના લોકો જેઓ મક્કા આવતા, તેમને ઉપદેશ કરીને પોતાના શિષ્ય બનાવી દીધા. તેઓએ ઇસ્લામને સ્વિકારીને એવા સોગત ખાધા કે, હવે કદિપણ પ્રતિમાની પૂજા કરીશું નહિ, ચોરી કરીશું નહિ, કોઇ પણ કુકર્મ કરીશું નહિ અને બાળહત્યા કે પરનિંદા કરીશું નહિ. આ સઘળા મદિનાના રહેવાશીઓ મદિના આવ્યા પછી તેઓએ મ-

દિનામાં એવું જાહેર કર્યું કે, અમોને સતપથે ( સાચે રસ્તે ) લઇ જવા માટે આરબ જાતિમાં એક પેગંબરનો અભ્યુદય થયો છે. એ વાત સાંભળીને બીજા વરસે બહુ લોકો મક્કા આવી ઇસ્લામમાં દાખલ થયા. ઈ. સ. ૬૨૨માં મદિનાના લોકોએ હજરતને આમંત્રણ કરવા માટે કેટલાક પ્રતિનિધિ મોકલ્યા. મદીનાના લોકો ઇસ્લામ ધર્મ ગ્રહણ કરવા લાગ્યા તેથી તથા તેમણે હજરતને કરેલા આમંત્રણથી કોરેશ લોકો બહુ ગુસ્સે થયા અને મદીનાના ઇસ્લામીઓ ઉપર સખત જુલમ કરવા લાગ્યા. આથી કેટલાક લોકો મુસ્કેલીથી મદિના નાસી ગયા અને પ્રાણ બચાવ્યા. મદિનામાં આ લોકો બહુ માન પામ્યા હતા. જ્યારે કોરેશોને આ ખબર મળ્યા ત્યારે તેઓએ હજરતને મારી નાખવાનો નિશ્ચય કર્યો. આ વખતે હજરત રસુલે ખુદા (સ. અ. વ.) મક્કામાં હજરત અબુબકર સિદિક તથા હજરત અલી સાથે હતા. કોરેશોનો નિશ્ચય જાણીને પેગંબર સાહેબ, હજરત અલીથી જૂદા પડી હજરત અબુબકર સિદિક સાથે મક્કાની નજદીકની એક પર્વતની ગુફામાં જઇને રહ્યા. જ્યારે કોરેશોએ જાણ્યું કે હજરત મક્કામાંથી ચાલ્યા ગયા એટલે હજરત અલી પ્રતિ બને તેટલો દુરાચાર કરીને હજરત મહંમદ ( સ. અ વ.) ની શોધ કરવા નિકળ્યા. ગમે તેમ થયું પણ જે ગુફામાં હજરત હતા તે જગ્યાનો પત્તો લાગ્યો નહિ. પેગંબર સાહેબ અને તેમના સંગી, તે ગુફામાં બે દિવસ રહ્યા ત્રીજા દિવસે સંધ્યાકાળે તે જગ્યા છોડીને બહુ દોડનારા ઉંટો ઉપર સ્વાર થઇને મદિના તરફ ગયા. તા. ૨ જી જુલાઈ ૬૨૨ ના રોજ તેઓ મદિનામાં દાખલ થયા તે દિવસે શુકરવાર હતો. આ જગાએ પાછળથી હજરત-અલી પણ આવી મળ્યા હતા.

આ બનાવનેજ "હેજરત" ( નિર્વાસન ) કહે છે. યુરોપી વાર્ષિક આખ્યાયિકામાં આ બનાવને હિજિરા એટલે હજરતને મક્કાથી મદીને ચાલ્યા જવાનું કહે છે. આ દિવસથી મુસલમાની પંચાંગની ગણત્રીની શરૂઆત થઈ છે ( હજરત મહંમદ (સ.અ.વ.) ના વફાત થવા પછી ૧૭ વરસ પછી બીજા ખલીફા હજરત ઉમ્મરના સમયમાં આ સનની ગણત્રીનો આરંભ થયો પણ હજરત જે દિવસે મક્કાથી મદિના જવા બરાબર નિકળ્યા તે દિવસથીજ ગણત્રીની શરૂઆત નથી થઇ પણ ચાંદ માસ મોહરરમની પહેલી તારીખથી ગણના શરૂ થઇ છે અને હજરતે મક્કા છોડ્યું તે તારીખ ૪ થી રબીઉલ અવ્વલ હતી )

# પ્રકરણ ૩ જું.

## મદિનાની હાલત.



હિજરી ૧ થી ૧૦. ઈ. સ. ૬૨૨ થી ૬૩૨.

જે પોતાના ધર્મ પ્રતિ વિશ્વાસ રાખવા માટે પોતાનું ઘરબાર છોડી દેવાને બંધાયેલા હતા, એવા મક્કાના ઇસ્લામીઓ અને રસુલે ખુદા જ્યારે પહેલવહેલા મદિનામાં આવ્યા ત્યારે મદિનાના લોકોએ તેઓને મોટા આનંદ અને ઉત્સાહથી વધાવી લીધા. મદિનાનું પુરાતનિક નામ 'યાથ્રોવ' હતું. અત્યારથી તે નામ બદલીને મદિનાતોન્નબી ( નબીનું શહેર ) એવું નામ પડ્યું. જગતની આંખે સાક્ષી સ્વરૂપે આ પવિત્ર શહેર એજ નામથી હાલમાં પ્રસિદ્ધ છે. અહિં એક મસજીદ બંધાવવામાં આવી હતી. ઇંટોથી દીવાલ બાંધીને ખજુરીના પાતરાંથી તેનું છાપરૂં ચાજેલું હતું. હજરત રસુલે ખુદા પોતે તેમાં નિમાજ ગુજારતા. હજરતે પોતે આ મસજીદના નિર્માણ કાર્યમાં સહાય કરી હતી. અહીં લોકોને સરળ રીતે ધર્મોપદેશ કરતા, સાધારણ લોકોને ખુદાની મોટાઇનું બયાન કહેતા અને તેઓના મનમાં આવશ્યકીય નીતિનાં બીયાં રોપતા. બાળક, બાલિકા, વિધવા, માતૃપિતૃહિણ અને પ્રાણી સમસ્ત પ્રતિ દયાથી વર્તવાનું શિક્ષણ આપતા અને પરસ્પર સાથે ભાઇચારાથી વર્તવાનું શિખવતા.

આ સમયે મદિનામાં બે જૂદી જૂદી જાતો વાસ કરતી હતી. અને બહુ દિવસ થયાં બેઉ જાતોમાં ભયંકર કુસંપ ચાલ્યો આવતો હતો. રસુલે ખુદાએ આ બેઉ જાતીના લોકોમાં વિજળીનો ચમકારો ફેલાવી દીધો અને લાંબા સમયથી ચાલ્યો આવતો કુસંપ મૂકી દઇને જાતિભેદ ટાળી દઇને સૌ એક સુત્રે બંધાયા અને ખરા અંતઃકરણથી પરસ્પરને મદદ કરવા લાગ્યા. આ લોકોને હજરતે અનસર ( સહાયકારી ) નો માન ભરેલો ઇલકાબ આપેલો હતો અને જે લોકો હજરતની સાથે મક્કાથી આવ્યા હતા તેઓને હજરતે

મહાઝેરીન ( નિર્વાસિત ) નો ઇલકાબ આપ્યો હતો. અમે જે સમયની વાત લખીએ છીએ તે સમયમાં અરબસ્તાનમાં કોઇ પણ ઠેકાણે કોઇ પણ જાતના કાયદા કાનુન કે રાજ્ય સત્તા ( શાસન પ્રણાલી ) નહોતી. જુદાં જુદાં ટોળાં આપસ આપસમાં કુસંપે વરતવાથી આખો અરબસ્તાન સંપુર્ણ રીતે અશાંતિ અને અરાજકતામાં પહેલે નંબરે હતો. પહેલ વહેલી શાસન પ્રણાલી હજરત મહમદ ( સ. અ. વ. ) એ મદીનામાં સ્થાપી અને દ્રઢ બંધારણ કરીને લોક તંત્ર એકઠું કર્યું. અને એજ હેતુથી એક સનદ ( રાજ્યશાસન પત્ર ) હજરતે પ્રગટ કરી જેણે કરીને દેશનો સમસ્ત વિવાદ, લોહીનું રેડાવું અને કુસંપ એ સઘળાં બંધ થયાં. જે સઘળા યાહુદિઓ મદિનામાં અને તેની આસપાસ વસતા હતા, તેઓને સમાન અધિકાર આપવામાં આવ્યો હતો તેના બદલામાં નગરનું રક્ષણ કરવામાં મુસલમાનોને મદદ કરવાને બંધાયેલા હતા.

જે હજરત મહંમદ ( સ. અ. વ ) અને તેમની ભક્ત મંડળીને મદિના વાશીઓએ આમંત્રણ કરીને તેમના હાથમાં નગરના રક્ષણનો ભાર અર્પણ કર્યો હતો. હમણાં તેજ હજરત મહમ્મદ ( સ. અ વ. ) ફક્ત તેઓના ધર્મોપદેશકજ નથી પણ તેઓના મુખ્ય શાસનકર્તા પણ છે. સર્વદા રાજદ્રોહ અને વિશ્વાસઘાતકતાનું દમન કરી તેનો નાશ કરવો એ તેઓનું મુખ્ય કર્ત્તવ્ય હતું. તેમને, અને તેમના શિષ્યોને મદિનાવાશીઓએ આશ્રય આપેલો હતો તેથી કોરેશો મદિનાના લોકો ઉપર બહુ ક્રોધે ભરાયા હતા, અને એજ કારણને લઇને મક્કા અને મદિનાના લોકો વચ્ચે ભયંકર લડાઈ શરૂ થઈ હતી. મદિનાથી કેટલાક માઇલ દૂર બદર નામની જગાએ પહેલી લડાઇ થઇ, તેમાં મક્કાના લોકો હાર્યા અને તેમના માંહેના ઘણા લોકોને મુસલમાનોના હાથમાં બંધીવાનો તરીકે સોંપી તેઓ નાશી ગયા. આ બંધીવાનો સાથે મુસલમાનો બહુ દયાથી વરત્યા હતા.

જો મક્કાવાસીઓ વારંવાર મદીનાના લોકો ઉપર ચડાઇ ન કરત તો મદિનાના લોકો માટે હિજરીનું બીજું વરસ બહુ શાંત ભાવે પસાર થતે. ત્રીજા વરસમાં હાસમ વંશનો પ્રબળ પ્રતિદ્વંદી ઉમ્મૈયાનો પુત્ર હરબ અને હરબના પુત્ર આબુ સુફિયને મક્કાવાશીઓ અને તેમના મદદગારોમાંથી મોટું લશ્કર એકઠું કરીને મદિનાના અધિકારમાં પ્રવેશ કર્યો. મદિનાના રક્ષણ માટે જે લશ્કર દુશ્મનોની સામે આવી ઉભું તે સંખ્યામાં મુઠીભર જેટલું હતું. વહદ પહાડની તળેટીમાં લડાઈ થઇ. આખરે મદિનાવાશીઓ

હાર્યા. આ લડાઇમાં મક્કાવાશીઓને બહુ નુકશાન થવાથી તેઓ મદિના ઉપર ચડાઇ કરવાને અશક્ત હોવાથી પાછા મક્કા ચાલ્યા ગયા. જે યાહુદિઓ મદિનામાં અને તેની આસપાસના ગામોમાં મદિનાના અધિકાર તળે સુરક્ષિત હતા, તેઓ હમણાં મદિનાવાશીઓને દુઃખ દેવા લાગ્યા. યાહુદીઓની અવસ્થાની સારી ગોઠવણના માટે તેઓ આ નાના રાજ્યની હમેશની આપત્તિનું કારણ હતા. તેમાં જેઓ શહેરમાં વાસ કરતા હતા તેઓ મદિનામાં રહીને મક્કાવાશીઓના છુપા જાસુસોનું કામ કરતા. તેઓની હલકી વૃત્તિ અને કનિષ્ટ સ્વભાવના લીધે હમેશાં લોકોમાં કલહ ઉત્પન્ન થતો અને ભયંકર લડાઇઓ થતી. આ સઘળાં કારણોને લઇને સઘળા યહુદીઓમાંથી બની કેનુકા અને બની નાદિર નામની બે જાતો જે મદીનાની શહેર તલીમાં રહેતી હતા તેઓને ત્યાંથી કાહાડી મુકવામાં આવી.

હીજરી પાંચમા વરસે ફરીથી મક્કાવાશીઓએ દશ હજાર માણસોના લસ્કરથી મદીનાવાશીઓ ઉપર ચડાઈ કરી. મદીનાવાશીઓ તરફથી ફક્ત ત્રણ હજાર માણસોનું લસ્કર તૈયાર હતું એટલાજ માટે રસુલે ખુદા, યુદ્ધ ક્ષેત્રના જે અરક્ષિત વિભાગમાં રહેતા હતા તે જગાની ચારે બાજુએ એક ખાઇ ખોદવામાં આવી હતી. મદીનાના દક્ષિણ વિભાગના મેદાનમાં બેનું કોરેજા નામની એક યાહુદિ જાતીના અધિકારમાં કેટલાએક જબરા કિલ્લા હતા. મદિનાવાશીઓ સાથે યાહુદી લોકોની થયેલી સંધીના કરાર પ્રમાણે આ વિભાગનું રક્ષણ કરવા યાહુદીઓ બંધાયેલા હતા.

આ સઘળી યાહુદી જાતીવાળાએ સંધીના કરારો તોડીને જે મક્કાવાસીઓ મદિના ઉપર ચડી આવ્યા હતા તેઓ સાથે મળી ગયા. આ વેરભાવ બહુ દિવસ સુધી ચાલુ રહ્યો પણ નગરનો ધ્વંશ કરવાની મક્કાવાસીઓની દરેક કોશીશો રસુલે ખુદાની હોંશીયારીથી નિષ્ફળ ગઇ હતી. આખરે કુદરતી શક્તિજ મક્કાવાસીઓની વિરૂદ્ધમાં થઇ પડી. વરસાદ અને વિજળી પડવાથી સામાવાળાના ઘોડાઓ મરી ગયા અને ખોરાકનો નાશ થવાથી મક્કાવાસીઓનું લસ્કર પાછું ચાલ્યું ગયું.

વિશ્વાસઘાતક બાનુ કોરેજા નામની યાહુદી જાતીના કૃતઘ્ન વહેવારથી મદિનાનો નાશ થવાનો સંભવ પ્રત્યેક ઘડીએ રાખી શકાતો હોવાથી આ નિમકહરામ જાતિને મદિનાની એટલી નજદીકમાં રહેવા દેવાનું મદિનાવાશીઓને યોગ્ય લાગ્યું નહિ એટલા માટે તે જગ્યાએથી નિકળી જવા

તેઓને ફરમાવ્યું પણ તેમ કરવાને તેઓ નાકબૂલ થવાથી તેઓના ઉપર ચઢાઇ કરી કેદ કીધા અને વગર શરતે આત્મ સમર્પણ કરવાના કરારો કબુલ કરાવ્યા. આ યાહુદિઓ ઉસીય (Ausito) દલપતિ હજરત માજના પૂત્ર, સાદના આશ્રિતો હતા. તેથી તેઓનો ઇન્સાફ હજરત સાદના હાથમાં રાખવામાં આવ્યો. યાહુદિઓની મુસલમાનો સાથે માત્ર આ એકજ સરત હતી. આ ઉસીય દલપતી પ્રખ્યાત માણસ હતો. પરીખા, યુદ્ધમાં ઝખમી થવાથી બીજાજ દિવસે તે મરણ પામ્યો હતો. યાહુદિઓની વિશ્વાસઘાતકતા ઉપર બહુ ક્રોધે ભરાઇને તેમણે એવો હુકમ ફરમાવેલો કે જેટલા યાહુદિ પુરૂષો યુદ્ધ કરવા યોગ્ય છે તેમને મારી નાંખવા અને તેમનાં બાળકો તથા સ્ત્રીઓને મુસલમાનોના હસ્તગે ગુલામ અવસ્થામાં રાખવાં. આ પ્રમાણેના હુકમનો સત્વર અમલ કરવામાં આવ્યો. વર્તમાન સમયમાં આ સજા ઘણી કઠોર ગણાય છતાં તે સમયમાં લડાઇના ચાલતા ધારા પ્રમાણે આ સજા ધારા મુજબ હતી. મક્કાવાસીઓના આ પરાજય પછી અરબસ્તાનમાં ઇસ્લામ બહુ ત્વરાથી વધવા લાગ્યો. બીજા ધર્મના લોકો પોતાના ધર્મનો ત્યાગ કરીને ઇસ્લામ અખ્તીયાર કરવા લાગ્યા હતા.

હિજરી છઠ્ઠા વરસમાં રસુલે ખુદા હજરત મહમદ ( સ. અ. વ. ) એ સેનાઇ પાહાડની નજદીકના સેન્ટ કેથેરાઇન નામના ગીરજાના પાદરીઓ અને બીજા ખ્રિસ્તિઓને એક પરવાનો લખી આપ્યો હતો. જે જગતમાં અસાધારણ સહનશક્તિના કીર્તિસ્તંભ સ્વરૂપે હમણાં પણ ચળકી રહ્યો છે. તેમણે ખ્રિસ્તિઓને જરૂરની સ્વતંત્ર સત્તા આપીને બંધનમાંથી મુક્ત કર્યા હતા. આ નિયમનો ભંગ કરનારને સખત સજા કરવામાં આવશે તેટલા માટે તેમણે મુસલમાનો ઉપર કઠોર હુકમ ફરમાવ્યો હતો. તેમણે એ પરવાના દ્વારા સઘળા મુસલમાનોને હુકમ કીધો કેઃ—

(૧) પાદરીઓના રહેવાનાં સ્થળો, ગિરજાઓ, અને સઘળા ખ્રિસ્તિઓનું, સર્વ પ્રકારની વિપત્તિમાંથી રક્ષણ કરવું પડશે.

(૨) તેઓની પાસેથી કાંઈ પણ વધારાનો કર લેવો, કોઇ પણ ધર્મોપદેશકને તેના અધિકાર ઉપરથી ખસેડવો, કોઇ પણ ખ્રિસ્તિને તેનો પોતાનો ધર્મ ત્યાગ કરવાની ફરજ પાડવી, કોઇ પણ મઠના અધિકારીને તેના મંદિરમાંથી દૂર કરવો અને કોઇ પણ તીર્થ જાત્રાળુને તેની તીર્થજાત્રામાં અડચણ કરવી, અથવા કોઇ પણ ગીરજાનો નાશ કરી તે જગાએ મસજીદ બનાવવી કે મુસલમાનોનું મકાન બનાવવું, આ સઘળું કદી પણ કરવા દેવામાં આવશે નહિ

(૩) જે ખ્રિસ્તિ સ્ત્રીઓ મુસલમાનો સાથે લગ્ન કરશે તેમને પોતાનો ધર્મ મૂકી દેવાની ફરજ પાડવી નહિ, કે તેમને ઇજા કરવી નહિ. તેઓ પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલી શકશે.

(૪) જો ખ્રિસ્તિઓ પોતાના ગીરજાઓને સુધારવા માટે અથવા બીજું કોઇ ધર્મકાર્ય સંપાદન કરવા માટે મુસલમાનોની મદદ માગે તો તેમને મદદ કરવી.

રસુલે ખુદા હજરત મહંમદ (સ.અ વ.)એ ઇરાનના રાજા અને બાઇજાનટાઇન બાદશાહને ઇસ્લામ ધર્મ સ્વીકારવાને વિનતિ પત્ર લઇને દૂત મોકલ્યો હતો. ઇરાનના રાજાએ હજરતના દૂતનો તિરસ્કાર કરી પાછો વાળ્યો. બાઇ જાનટાઇન બાદશાહે આદરપૂર્વક તેનો સ્વિકાર કર્યો. દમારકસની નજદીકમાં બાઇજાન-ટાઇન બાદશાહની રૈયત કેટલીક ખ્રિસ્તિ ધર્મમાં હતી તેને પણ હજરતે દૂત મોકલ્યો હતો આ દૂતને નિર્દયપણે મારી નાખવામા આવ્યો હતો.

પૂર્વે રોમન બાદશાહને બાઇજાનટાઇન બાદશાહ કહેતા. કોન્સ્ટાન્ટીનોપલ તેની રાજધાની હતું. ઉત્તરમાં રોમાનીયા, દક્ષિણે દમારકસ, પશ્ચિમે મિસર પૂર્વે ઇરાન એ સીમાની અંદર આવેલા સ્થાનને પુર્વે બાઇજાનટાઇન પ્રદેશ કહેતા હતા. પેગમ્બર સાહેબના વખતમાં હિરોકલીયસ નામે બાઇજાનટાઇન સમ્રાટ હતો.

સાતમી હીજરી સાલમાં ખયબરના યાહુદીઓ વિદ્રોહી થયા હતા પણ તેઓ તરતજ તાબે થઇ ગયા અને તેઓના માટે એવો પરવાનો જારી કરવામાં આવ્યો કે—નક્કી કરેલો કર યાહુદીઓ આપે એટલે તેઓની જમીન અને મિલ્કત પાછી આપવી, અને તેઓ પોતાનો ધર્મ ખુશીથી પાળે. આવો હુકમ કરવામાં આવ્યો હતો.

પુર્વે થયેલા સંધીના કરાર પ્રમાણે મુસલમાનો કાબાનું દર્શન કરવા ગયા તે સમય હજરત મહંમદ (સ.અ.વ.) અને તેમના શિષ્યમંડળીના સંબંધમાં ન આવવું પડે એવી ઇચ્છાથી મક્કાના લોકો તે વખતે ગામ છોડી ચાલ્યા ગયા હતા. મદિનાવાશીઓ કાબાના દર્શન કરી પાછા મદીને ગયા તે પછી, મક્કાવાશીઓ ઘરમાં આવ્યા હતા.

આ પછી થોડાજ દીવસે, એક જાતિ જે મુસલમાનો સાથે સંધીના કરારથી બંધાએલી હતી તેમની સાથે મક્કાવાશીઓએ વિશ્વાસઘાત કરીને લડાઇ કરી અને ઘણાં માણસોને મારી નાંખ્યાં. જેના ઉપર જુલમ ગુજા-

રવામાં આવ્યો હતો તેઓએ હજરત પાસે આવીને ફરિઆદ કરી અને બદલો મેળવવા અરજ કરી. આથી બહુ દિવસ સુધી મક્કામાં જબરો કુસંપ ચાલ્યો અને લોકોનાં ખૂન થયાં. આ સઘળાઓની અરજ ઉપરથી હજરતે દશ હજાર માણુસો એકઠાં કરીને યુદ્ધયાત્રા કરી. સામાવાળાએ જબરો બચાવ કરવા છતાં હજરતે વગર અડચણે મક્કામાં પ્રવેશ કીધો. જે મક્કાવાસીઓના જુલમથી મક્કા છોડવું પડ્યું હતું, આજ તેજ શહેરમાં હજરત સગૌરવે પ્રવેશ કરવાને સમર્થ થયા હતા. આ વખતે મક્કાવાસીઓને દરેક રીતે હજરતની મહેરબાની ઉપર વિશ્વાસ રાખવો પડ્યો. મુસલમાનો આ વિજયજનિત જયોલ્લાસે મક્કાવાસીઓના પહેલાંના સઘળા જુલમને ભૂલી જઇને સઘળાઓ પ્રતિ રાજક્ષમા જાહેર કરવામાં આવી. હજરતે જ્યારે વિજેતા ( જીતનાર ) તરીકે મક્કામાં પગ મૂક્યો ત્યારે કાયદા પ્રમાણે ફક્ત ચાર જણનેજ દોષીત ઠરાવવામાં આવ્યા હતા. દરેક મુસલમાનોએ હજરતનું અનુકરણ કરીને પોતે જીતનાર હોવા છતાં બહુ શાંત રીતે શહેરમાં પ્રવેશ કીધો. કોઇપણ ઘર લૂટાયું નહિ કે કોઇપણ સ્ત્રી પ્રતિ અત્યાચાર થયો નહોતો! આ અનીવ સત્ય છે કે કોઇપણ જાતિ, કોઇપણ શહેરને ભલે જીતીલે પણ મક્કા નગરીના વિજયજનિત જયોલ્લાસ સાથે તેની તુલના થઇ શકશે નહિ.

જ્યારે મક્કાવાસીઓની મૂર્તિઓનો નાશ કરવામાં આવતો હતો ત્યારે તેના ઉપાસકો અફસોસ સાથે આ સઘળું જોતા હતા. જે માણુસનો ઉપદેશ સાંભળીને તેના ઉપર હસતા, તેનો તિરસ્કાર કરતા તેના તેજ મહાપુરૂપ અત્યારે હાથમાં સોટી ઝાલીને મૂર્તિને તોડતા તોડતા બોલે છે કે, "અસત્ય દૂર થયું છે અને સત્યનો જય છે" દરેક અસત્ય હમેશાં અસ્થાઇ હોય છે, આ સમયમાં તેજ લોકોના કાનમાં તેનો તેજ ચિર પરિચિત સ્વર મધુર આકર્ષણ કરવા લાગ્યો.

હિજરી નવમા વર્ષમાં જુદિ જુદિ જાતના દેશી રાજાઓએ ઇસ્લામ ધર્મ સ્વિકારવાને હજરતની હજૂરમાં દૂત મોકલ્યા હતા. એટલાજ માટે મુસલમાનો આ વર્ષને પ્રતિનિધિ મોકલવાનું વર્ષ કહે છે હજરતના ફરમાનથી તેમના મુખ્ય મુખ્ય સહચરોએ તથા મદિનાના મુખ્ય મુખ્ય નાગરિકો આ સઘળા દૂતોને પોતાના મકાનમાં આદરપૂર્વક લઈ ગયા ને આરબોની માનભરેલી પરોણાગત પ્રમાણે તેઓનું સન્માન કરવામાં આવ્યું. પાછા ફરતી વખતે તેઓને ભાતા તરીકે સારી રકમ-નાણું આપવામાં આવતું અને તેમની પદમર્યાદા પ્રમાણે પ્રત્યેકને શીરપાવ મળતો. એવી જન

તોને વધારે સ્વતંત્ર સત્તાનો લેખ લખી આપવામાં આવતો. નવા દિક્ષિત થયેલા લોકોને ઇસ્લામનું કર્ત્તવ્ય કાર્ય શિખવવા માટે, અને તેઓએ પોતે જુના ધર્મના કઢંગા રીવાજો છોડ્યા છે કે નહિ તે જોવા માટે, એક એક શિક્ષક મોકલવામાં આવતો. જે દૂતો હજરત પાસેથી પાછા ફરતા તેમની સાથેજ આ શિક્ષક મોકલવામાં આવતો હતો. જે સઘળા ધર્મશિક્ષકોને જૂદી જૂદી જાતનાં માણસો પાસે મોકલ્યા હતા તેમના પ્રતિ નિચે પ્રમાણે ફરમાન બહાર પાડવામાં આવ્યું હતું:-પ્રત્યેક લોકની સાથે શિષ્ટ વ્યવહાર રાખવો, કોઇપણ લોકો સાથે કર્કશ સ્વભાવ બતાવવો નહિ, દરેક માણસને સંતુષ્ટ રાખવાં, કોઇનો પણ તિરસ્કાર કરવો નહિ. પવિત્ર કુરાનેશરીફને માનવાવાળા અનેક લોકો સાથે તમને મળવું થશે. તેઓ સઘળા તમને એ પ્રશ્ન કરશે કે:-સ્વર્ગની ચાવી કઇ ! એટલે કે જન્નત શી રીતે મળે ! આ પ્રશ્નનો જવાબ તમો એટલોજ દેજો કે:-ખુદાની સત્યતા સંબંધે તમોને જે કાંઇ શિખવવામાં આવે છે તે તરફ અટલ વિશ્વાસ અને હમેશાં સત્ કાર્યજ કરવું એજ સ્વર્ગની ચાવી છે.

જ્યારે આરબોનાં ટોળેટોળાં પવિત્ર ઇસ્લામનો સ્વિકાર કરવા લાગ્યાં ત્યારે રસુલે ખુદા હજરત મહમ્મદ (સ.અ.વ.) એ વિચાર કર્યો કે હવે મ્હારૂં કામ પુરૂં થયું છે. હવે આ દુનીઆ છોડવાને વધારે દિવસ બાકી નથી. આ ધારણા દ્રઢ કરીને મક્કામાં જઇને આખરની હજ પડી લેવા નિશ્ચય કર્યો. પોતાના અનેક સ્વધર્માવલંબીઓને સાથે લઇને હજરત જીલ્કાદની ૨૫મી તારીખે (૨૩ ફેબરૂઆરી ૬૩૨) મદિનાથી નીકળ્યા. જીલ્હજ માસની ૮ મી તારીખે (૨૭ મી માર્ચ) તેઓ મક્કાશરીફ પહોંચ્યા. હાજી તરીકેનું સઘળું કર્ત્તવ્ય પુરું કરવા પહેલાં જબલ અરફાતની ટેકરી ઉપર ચડીને લોકોને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો. જે હમણાં પણ પ્રત્યેક મુસલમાનોના હૃદયમાં પથરામાં કોતરેલા અક્ષરો માફક સમુજ્જવલ કોતરાઇ રહેલો છે.

"હે સાંભળનારા લોકો ! માહારૂં વાકય સાંભળો ! આ વરસે હું તમારી સન્મુખે ઉભો છું ફરીથી ખુદા આવો સંયોગ આપશે કે નહિ તે નક્કી નથી.

"જ્યાં સુધી તમો સર્વે પરવરદિગારની સન્મુખે હાજર ન થાઓ ત્યાં સુધી તમારૂં જીવન, અને સંપત્તિ પવિત્ર રહેશે અને પરસ્પરની અંદર અપરિવર્તનીય રહેશે. એ દિવસ, અને એ સમય બધાઓને માટે પવિત્ર છે. તમો સઘળા યાદ રાખજો કે, એક દિવસ તમારે સૌને એ દયાળુ જગત પિતા-પરવરદિગાર સામે ઉભું રહેવું પડશે, તમારાં સઘળાં કામોનો તે દિવસે તે દયાળુ પિતા હિસાબ લેશે. હે મનુષ્યો ! તમારી અર્ધાંગના પ્રતિ તમારો જે પ્રકારનો અધિકાર છે તમારા પ્રતિ પણ તેણીઓનો તેજ પ્રકારનો અધિકાર છે. તમો

તમારી સ્ત્રીઓ પ્રતિ દયાથી વર્તજો ! ખુદાને સાક્ષી રાખી તમે તેઓને ગ્રહણ કરી છે અને તેનાજ ફરમાન પ્રમાણે તેઓ તમારી સાથે બંધાએલી છે.

"તમો જે પ્રકારનો ખોરાક ખાઓ, તેજ પ્રકારનો ખોરાક તમારા દાસ દાસીઓને આપજો અને તમો જે પ્રમાણે વસ્ત્ર પહેરો તેજ પ્રમાણે તમારાં દાસ દાસીઓને આપજો. જો તેઓ એવો કોઇ અપરાધ કરે કે જે માફ કરવાને તમારી ઇચ્છા ન થાય તો તેમનો પરિત્યાગ કરજો. તેઓ પણ ખુદાનાં દાસ દાસી છે તેમના પ્રતિ કદિપણ દુર્વ્યહવાર કરશો નહિ.

' હે ભાઇઓ ! માહારા બોલ સાંભળો ! અને તે સાંભળવાનો પ્રયત્ન કરો. તમો સમજી રાખજો કે સઘળા મુસલમાનો તમારા ભાઇઓ છે ને સઘળા મુસલમાનો પરસ્પરમાં ભ્રાતા તૂલ્ય છે તમો સઘળા ભ્રાતૃત્વ બંધનથી બંધાએલા છો, જે બીજાનું છે, તે, તેજ માણુસ જ્યાં સુધી સંતોષ સાથે તમને ન આપે ત્યાં સુધી તે તમારૂં થઈ શકે નહિ. પાપનાં કામોથી ખુદા તમને બચાવે.

"હે હાજર રહેલા ગૃહસ્થો ! જેઓ હાજર નથી તેઓને મહારા ઉપદેશનાં સઘળાં વચનો કહેજો. અને એ નિશ્ચય છે કે-જેઓને મેં આ વચનો કહ્યાં છે તેઓ કે જેઓ માહારાં વચનો હવે પછી સાંભળશે તેઓ કરતાં વધારે સ્મરણ રાખવાને શક્તિવાન થશે."

તેઓના મદિના આવવા પછી પોતાના રાજ્યને કેટલાએક ભાગમાં વહેંચીને કેટલાએક સમાજીક નિયમો વિધિસંગત કર્યા હતા. ન્યાય, જકાત એકઠી કરવી (દરેક માણુસ પોતાની કમાઇનો ૧/૪૦મો ભાગ જકાત આપવાના ફરમાન મુજબ ધર્માર્થે દાન કરે તે જકાત) અને લોકોને ઇસ્લામનાં કર્તવ્ય કાર્ય શિખવવા માટે જુદા જુદા દેશોમાં જૂદિ જૂદિ જાતિના સન્મુખે ઉપદેશકો મોકલવામાં આવ્યા હતા.

પેગંબર સાહેબ પોતાના અંતિમ સમય પહેલાં (આખરે) અતિ ધીર અને શાંત હતા. પોતે દુર્બળ થઇ ગયા હતા છતાં પણ વફાત થતાં પહેલાં ત્રીજા દિવસ સુધી મસજીદમાં ઇમામનું કામ કરી શકયા હતા. જે ઠેકાણે તેમના પૂર્વ સહચરોને દફન કરવામાં આવ્યા હતા તેજ જગોએ તેઓ એક રાત્રીએ તેમની કબર પાસે જઇને, પરવરદિગાર પાસે પ્રાર્થના કરતા કરતા રોઇ પડ્યા અને પોતાના આત્માની અખંડ શાંતી માટે મહાન દયાળુ પાસે પ્રાર્થના કરવા લાગ્યા. પોતાની શારીરીક ઇજાના વખતે હજરત મસજીદની પાસે આયસા ખાતુનના સાથે રહેતા હતા જ્યાં સુધી પોતાને શક્તિ હતી ત્યાં સુધી મસજીદમાં નમાજ ગુજારતા. પોતાના કાકાના દિકરા હજરતઅલી અને કાકા અબ્બાસના પુત્ર ફજલના ખભા ઉપર આધાર રાખી પોતે છેલ્લી વાર મસજીદે ગયા

હતા. ત્યાં નિયમિત રીતે ઉપાસના કરવા પછી હાજર રહેલા મુસલમાનોને બોલાવીને કહ્યું કે—"હે મુસલમાન ભાઇઓ! જો મેં તમારા સાથે કાંઇ પણ અન્યાય કર્યો હોય તો અત્યારે તે પ્રતિ પૂરણ કરવા તૈયાર છું. જો તમારા માંહેના કોઇનું માહારા ઉપર કરજ હોય, તો હાલમાં જે કાંઇ માહરા અધિકારમાં છે તે તમો ગૃહણ કરો." તે પછી તેમણે ઉપાસના પૂરી કરીને શત્રુઓના જુલમથી ઘાયલ થયેલાઓ માટે તથા હાજર રહેલા ભાઇઓ માટે ખુદા પાસે દુઆ માંગી પોતાના સઘળા લોકોને સુચના સ્વરૂપે ધર્મકાર્ય સંપન્ન કરવાનો તથા પવિત્ર અને શાંતિપુર્ણ જીવન ગુજારવાનો ઉપદેશ કરીને પવિત્ર કોરાનેશરીફનાં નિચે લખેલાં કેટલાંક વાકયોદ્વારા પોતાનો ઉપદેશ પુરો કર્યો; "જે સઘળાં માણસો જેમણે આ દુનિયામાં આત્માભિમાની થવાની ચેષ્ટા કીધી નથી અથવા ખુદાના ફરમાન વિરૂદ્ધ હલકું કામ કર્યું નથી, તેઓને હું જન્નત નશીન કરાવીશ, કારણ અન્તીમ સુખ ધાર્મિક લોકોના માટેજ છે."

એ પછી તેઓ ક્રમશઃ દુર્બળ થવા લાગ્યા. સોમવારે બપોરે (૧૧ હીજરી તા. ૧૨ રબીઉલ અવ્વલ, તા. ૮મી જુન ૬૩૨) બહુજ ધીમા અવાજે ઉપાસના પુરી કરીને તરતજ તેઓનો પવિત્ર આત્મા અખંડ શાંતીને પ્રાપ્ત થયો.

દસ વરસ સુધી તેઓ પ્રજાસત્તાક રાજયના સભાપતિ હતા. એ સમયની અંદર આરબોના ચરિત્રમાં અનેક ફેરફાર થયા હતા. જૂદી જૂદી જાતિમાંથી અને જૂદાં જૂદાં શહેરોમાંથી પ્રજાતરફના પ્રતિનિધિઓ મુકરર કરીને પ્રજાની અંદરના અને દરેક જુદી જુદી જાતોની અંદરના તકરારોના ફેંસલા કરવાની સત્તા આપી હતી. આરબોમાં વેરનો બદલો લેવાની પ્રથા વંશાનુક્રમે ચાલતી હતી તે બંધ કરાવી અને વેપાર રોજગારમાં વધારો કર્યો. વાસ કરવાની પદ્ધતિમાં અને પહેરવેશની રીતભાતમાં મોટા ફેરફારો કર્યા. તેમાં મૂખ્ય કરીને આ ફેરફાર સ્ત્રીઓની અંદર વિશેષ થયો હતો. પ્રતિમાની પૂજા કરવાનું છોડી દેવામાં આવ્યું હતું. દેશના લોકોના આચાર બ્યહવાર અને રીતભાત પહેલાં કરતાં ઉન્નત થઇ હતી. એટલે કે તે સંબંધી કેટલાક સખત નિયમો ઠરાવ્યા હતા. નાચ,રંગ અને મધપાનનો નિષેધ કરવામાં આવ્યો હતો. પહેલાં બહારના આરબોથી પડદો કરવાનાં સાધન માટે સ્ત્રીઓ માટે નિર્જનસ્થાનની વ્યવસ્થા નહોતી, પણ હમણાં સખત નિયમ ઠરાવવામાં આવ્યો હતો કે ઘરમાં સ્ત્રીઓના માટે એક ઓરડો તદન જૂદો રાખવો.



# પ્રકરણ ૪ થું.



## હજરત અબુબકર સિદ્દીક અને હજરત ઉમર ફારૂકની રાજ્યસત્તા.

હિજરી ૧૧ થી ૨૩ સુધી

(ઇ. સ. ૬૩૨ થી ૬૪૪)




જરત મહમ્મદ (સ.અ.વ.) પોતાની અસાધારણ સત્તાના બળથી પોતાના સહચરવર્ગને એવી રીતે મુગ્ધ કરી ગયા હતા કે, હજરતની વફાતનો કોઇપણ વિશ્વાસ કરતું નહોતું ! જે ફક્ત થોડાંજ વરસોમાં અંધકારથી વિંટળાઇ ગયેલા અરબસ્તાનની અવસ્થા, ઉન્નત કરવામાં એટલા બધા સમર્થવાન થયા હતા, તે એક સાધારણ માણસની માફક વફાત પામે એ તેઓ કોઇપણ રીતે માની શકતા નહોતા. જો હજરત પેગમ્બર આ સમયમાં જન્મ ગ્રહણ નહિ કરતાં હજુ પણ પૃથ્વીના વધારે અંધકારના જમાનામાં જન્મ ગ્રહણ કરતે અથવા સુંદર યુકિત પૂર્ણ ધર્મનો પ્રચાર ન કરતાં ફક્ત અલૌકિક રચનાના પ્રદર્શનપૂર્વક સાધારણ લોકોને વિમોહિત કરતે તો તેઓ પણ બીજા ધર્મોના મહાપુરૂષો માફક ખુદાનો અવતાર ગણીને પૂજાત. બહુ માણસો એવું માનતા હતા કે તેમની વફાત થઇ નથી, માત્ર તેઓ મૂર્છિત થઇ ગયા છે. પણ હજરત અબુબકર સિદ્દિક જાણતા હતા કે પોતાના ધર્મ શિક્ષક રસુલે ખુદા આ ફાની દુનિયાં છોડી ગયા છે. તેઓ, હાજર રહેલા સઘળાઓનો સંદેહ દૂર કરીને બોલ્યાઃ-" હે ઇસ્લામી ભાઇઓ ! તમો રસુલે ખુદાને દિલોજાનથી ચાહો છો તો પણ તમો વિશ્વાસ રાખો કે તેઓ ખરેખર વફાત પામ્યા છે અને એ પણ વિશ્વાસ રાખો કેઃ-તેમણે કરેલાં કામો એવાં છે કે તે સદા હયાતજ છે. તમો પવિત્ર કુરાનેશરીફના આ બોલને ભૂલશો નહિ કેઃ-"મોહમ્મદ (સ.અ.વ.) માત્ર એક સાધારણ માણસ છે. પરવરદિગારનું ફરમાવેલું કામ કરવા માટેજ તેઓ પૃથ્વીપર જન્મ્યા છે. તેના પહેલાં જે મહાપુરૂષો આ પ્રમાણે ફરમાન બજાવવા દુનિયામાં આવ્યા હતા, તેઓની પણ વફાત થઇ છે." વળી પાક કુરાનેશરીફના એ બોલોને પણ યાદ રાખશો

કે:-" હે મોહમ્મદ! બીજાઓ તારી આંખ સામે જે પ્રકારે મરણ પામ્યા છે તું પણ તેજ પ્રમાણે વફાત પામશે." હજરત અબુબકર સિદ્દિકના આ બોલો સાંભળીને સૌ મુસલમાનો કરૂણાજનક સાદે રડી પડયા. કોણ પુરૂષ પ્રજાસત્તાક રાજ્યનો પ્રેસીડેન્ટ થાય એ સવાલ હવે ચરચાવા લાગ્યો. પોતાની વફાતના પહેલાં હજરતે અનેકવાર એ પ્રમાણે જાહેર કરેલું હતું કે પોતાની વફાત પછી પોતાની સત્તા કોણ ભોગવે? તે વિષે ભિન્ન ભિન્ન મતો છે. પણ આ વિષયને લઇને કાંઇ નિયમ નક્કી કરવામાં આવ્યો નહોતો. એક શાસન-કર્તાની વફાત પછી તેની સત્તા કોને આપવી? આ બાબતનો નિશ્ચયકારક નિયમ નહિ હોવાથી ભવિષ્યમાં ઇસ્લામને નુકશાન કરે તેવી લડાઇઓ અને ધર્મ સંબંધી મતભેદ ઉભા થયા હતા.

આરબોની અંદર જાતીય પ્રાધાન્ય વંશાનુંક્રમિક નહોતું એટલે કે બાપની સત્તા તેના છોકરાનેજ મળે એ નક્કી નહોતું. લોકમત જેના માટે વધારે મળે (મેજોરીટી) તે માણસજ જાતીય નેતા તરીકે સ્વિકારવામાં આવતો. શાસન કર્તાની નિમનોક સંબંધે પ્રત્યેક જાતીના મુખ્ય મુખ્ય પ્રતિનિધિઓને પોતાનો મત આપવાની સત્તા હતી. મરણ પામેલા શાસન કર્તાના પરિવાર વર્ગમાં જે જીવતો હોય તેનેજ ઘણું કરીને ગાદી આપવામાં આવતી. શાસન કર્તાને જલદી મુકરર કરવામાં ન આવે તો આખા સમૂહને નુકશાન થવાનો સંભવ હતો. એટલે પેગંબર સાહેબની પછી ગાદીપતિ મુકરર કરવા માટે આરબોની જૂની રીતીનેજ માન આપવામાં આવ્યું. હજરત અબુબકર સીદીક પેગંબર સાહેબની શિષ્ય મંડળીમાં જેમ વયોવૃદ્ધ હતા તેમ મક્કાના લોકોમાં પણ માનનીય હતા. એટલા માટે અરબસ્તાનના લોકો તેને બહુ માનની દૃષ્ટીથી જોતા હતા. લોકમત પ્રમાણે તેઓજ પ્રથમ ખલીફા તરીકે કબૂલવામાં આવ્યા. તેઓ અત્યંત જ્ઞાની, ધીર, સ્થિર અને શાંત હતા. તેનું નિર્વાચિત કાર્ય કરવાને હજરતના પરિવાર વર્ગમાંથી મુખ્ય મુખ્ય માણસો અને હજરતઅલી દ્વારા સમર્થિત થયા હતા. આ વખતે સૌએ તેમને ધર્મનેતા તરીકે સ્વિકાર્યા હતા.

હાજર રહેલા પ્રતિનિધિઓએ તેમને ખલીફા તરીકે સ્વિકારી પ્રતિજ્ઞા કરી. એટલે હજરત અબુબકર સિદ્દિક બોલ્યાઃ-અત્યારે જ્યારે મેં તમારો શાસન ભાર સ્વિકાર્યો છે ત્યારે તમો માહારા ઉપર વિશેષ દૃષ્ટિ રાખજો. તમારા

કરતાં હું વધારે ગુણુ સંપન્ન નથી, હું હમેશાં તમારી સલાહ અને તમારી સહાય માગીશ, જો હું ભલાં કામ કરૂં તો મને ઉત્તેજ્જન આપજો અને જો હુ ભૂલ કરૂં તો મને સારી શિખામણુ આપતાં પાછા હટશો નહી. રાજ સત્તા ચલાવતાં હુકમ ઉઠાવનાર વ્યકિત–માણુસ માટે સત્યવાત કહેવી એજ ખરેખરી વ્યવસ્થા છે અને તેમ કરવાને તે બંધાએલ છે. સત્યને છુપાવવું એજ ખરેખર રાજદ્રોહિતા છે. શકિતશાળી અને દુર્બળ બેઉ મ્હારી દ્રષ્ટિએ સરખા સમજીશ, બેઉના માટે ઇન્સાફ સરખોજ કરીશ, હું જેમ ખુદાનો અને તેના રસુલનો હુકમ બજાવીશ તેમ તમે પણુ મહારા હુકમતું પાલણુ કરજો. જો હું, ખુદા અને તેના રસુલના હુકમ પ્રમાણે ન ચાલું તો તમો પણુ મહારો હુકમ પાલવાને બંધાએલા નથી.

હજરત મોહમ્મદ (સ.અ.વ.) ની વફાતના ખબર વિજળી વેગે દેશમાં ફેલાઇ ગયા અને તરતજ આરબોની તેજસ્વી પ્રકૃતિએ ફરીથી નવિન રૂપ ધારણુ કર્યું. પાછા ઇસ્લામીઓ મોટી આપત્તિમા આવી પડ્યા. જે સઘળી જાતો કે જેણે માત્ર મૂર્તિપૂજાજ પડતી મૂકી હતી તેઓ ફરીથી પોતાના અસલ રસ્તા ઉપર વળવા લાગ્યા અને સઘળા પ્રપંચીઓ કે જેઓ રસુલે ખુદાની હયાતીમાં દૂર જઈ વસ્યા હતા તેઓ હવે મુસલમાનો ઉપર જૂલમ કરવા લાગ્યા. અને થોડાજ દિવસમાં મુસલમાનો ફક્ત મદિનામાંજ રહ્યા. એટલે ફરીથી માત્ર મદિના નગરી એજ મૂર્તિપૂજકો સામે લડવાનું રહ્યું.

મુખ્ય બે કારણોએ કરીને આ સઘળા જાતિ વિદ્રોહનો આરંભ થયો હતો પ્રથમ તો--ઇસ્લામ ધર્મના કેટલાક નૈતિક નિયમો તેઓને પસંદ પડતા નહોતા. બીજું–અનાથ અને દરિદ્રીઓનું પાલન પોષણુ કરવા સારૂ મુસલમાનો ઉપર જકાતનો કર નાંખવામાં આવ્યો હતો તે કર આપવાને તેઓ તદ્દન નારાજ હતા. મુસલમાનો ઉપર ચારે તરફથી વિપદનું વાદળ છવાઇ ગયું હતું છતાં તેઓ નિરાશ થયા નહોતા, તેઓનો પ્રબળ ધર્મવિશ્વાસ, અને બહાદૂરીએ કરીને ફરીથી જય મેળવવા સમર્થ થયા હતા. હજરત મોહમ્મદ (સ. અ. વ.) ની આખરની ક્રીયા પૂરી કરવા પછી શાશન પદ્ધતિ નિયમસર ચલાવવી તથા દુશ્મનોથી ઇસ્લામને બચાવી આત્મરક્ષણુ કરવું એ ખલીફાનું મુખ્ય કર્ત્તવ્ય હતું. આ ઘટના પહેલાં દમાસ્કસના રાજાએ એક મુસલમાન દૂતને મારી નાંખ્યો હતો તેનો બદલો લેવા સારૂ હજરતની વફાતના પહેલાં સિરિયામાં લશ્કર મોકલવાનો હુકમ થયો હતો. અને તેટલાજ માટે મદિનાની નજદીકમાં સૈન્ય એકઠું કરવામાં

આવ્યું હતું. "મૂતા" નામે તુર્કસ્તાનમાં એક રથળ છે ત્યાં મોટી લડાઇ થઇ. બાહાદૂર સેનાપતિ જેદ, શહીદ થયો. આ દુર્ઘટના પછી અરબસ્તાનના ઉત્તર પ્રદેશના લોકો મુસલમાનોનો પક્ષ પરિત્યાગ કરી જવાથી લડાઇ ચાલુ રાખવી પડી. રસુલે ખુદાની છેવટની ઇચ્છા પૂરી કરવા માટે અને ઉત્તર વિભાગમાં સઘળા સ્થળે શાંતિ ફેલાવવા સારૂ હજરત અબુબકર અનેક રીતે આપતિમાં આવી પડવા છતાં લશ્કરને આગળ વધવા હુકમ ફરમાવ્યો. મુસલમાન લશ્કરના રવાના થતી વખતે ભક્તિપ્રિય ખલીફા હજરત અબુબકર સિદિકે નિચે પ્રમાણે ઉપદેશ કર્યો હતો. શહીદ થયેલા સેનાપતિ જેદનો પુત્ર જે લશ્કરનો સેનાપતિ હતો તેને સંબોધન કરીને કહ્યું કે—"તમો વિશ્વાસઘાતકતાને મૂકી દેજો, સત પંથ (ધર્મ) ને મૂકશો નહિ, કોઇનું અંગ કે શરીરનો ભાગ કપાવશો નહિ, કોઇ બાળક, સ્ત્રી, અને વૃદ્ધની હત્યા કરશો નહિ, ખજુરના ઝાડને કાપશો નહિ કે તેને સળગાવી મૂકશો નહિ, જે વૃક્ષો માણસો કે પશુઓના ખોરાકમાં ઉપયોગી હોય તેનો નાશ કરશો નહિ. જેના ઉપર ભરણ પોષણનો આધાર હોય એવાં ઘેટાં, બકરાં કે ઉંટોના પાળનારને મારશો નહિ. આ દેશના લોકો જે તમારા પાસે પશુ વેચવા આવે તેની ઠરાવેલી કિમ્મત આપીને તેનું માંસ ખાજો. જો ગિરજાના અધિકારીઓ મસ્તક મૂંડાવી તમારી તાબેદારી સ્વિકારે તો તેમને જરૂર કરતાં વધારે હેરાન કરશો નહિ હવે તેજ પરવરદિગારનું નામ લઇને આગળ વધો તેજ તમને દુશ્મનોની પીડાથી અને મહામારીથી બચાવશે."

જે સમયમાં જેદના પુત્રે ઉત્તરમાં ચડાઈ કરી તેજ સમયે બીજા દુશ્મનો મદીના ઉપર ચડી આવ્યા પણ તેને તો તરતજ પાછા હઠાવ્યા ઉત્તર પ્રદેશમાં જેદના પુત્રે જય મેળવ્યો એટલે તરતજ મદીનામાં આવ્યો. ત્યાંથી અન્યાન્ય વિદ્રોહીનું દમન કરવા તેને મોકલ્યો. વાલીદનો પુત્ર ખાલેદ એક બહાદૂર સેનાપતિ હતો, વિદ્રોહીઓનું સંપૂર્ણ રીતે દમન કરવાનો ભાર તેના ઉપર રાખવામાં આવ્યો હતો. કેટલીક જાતીઓએ વગર લડાઇએ તાબેદારી કબૂલ કરી અને જેણે તાબેદારી ન સ્વિકારી તેના સાથે ભયંકર લડાઇ શરૂ થઇ તેમાં બેઉ પક્ષોને મોટું નુકશાન થયું હતું. ઇમામાના યુદ્ધમાં બાનુ હાનિશાજાતિ, સંપુર્ણ રીતે પરાજીત થઇ અને તેનો સરદાર મોસેલીમા મરાયો એના પછી વિદ્રોહી લોકોએ ક્રમશઃ તાબેદારી સ્વીકારીને ફરીથી ઇસ્લામ ધર્મ સ્વિકાર્યો.

અરબસ્તાનની ઇશાન કોણમાં ઇરાનના રાજાને તાબે હીરા નામનું એક અર્ધ આરબીય રાજ્ય હતું. મુસલમાનો આ જગોએ શાંતિ ફેલાવવા

ગયા, અને હીરા વિભાગની ભટકતી જાતના લોકો સાથે સંગ્રામ ઉપસ્થિત થયો. આ ભટકતી જાતના લોકો સાથેની સામાન્ય લડાઇ હીરા પ્રદેશના રાજ્યને લઇને ઇરાનના બાદશાહ સાથેની ગંભીર લડાઇના સ્વરૂપમાં બદલાઇ ગઇ. હીરા પ્રદેશ કાલદીયાની હદમાં હતો અને અરબસ્તાનની ઇશાન કોણમાં ઇરાનના રાજાના તાબામાં હતો. અરબસ્તાનના ઇશાન વિભાગને આરબીય નેફુદ કહેતા હતા. ઉત્તરમાં હરાનનો ઉંચો પ્રદેશ અને પ્રાચીન ટેડમોર નગર સુધી અને પશ્ચિમે મરૂભૂમીથી પૂર્વે યુફ્રેતિસના નિચાણે નદિના પૂર્વે કિનારા સુધી ફેલાયેલો હતો. એ સમયમાં ઉપર બતાવેલી સિમાની અંતરગતની વિશાળ જગામાં જાજાવર જાતિના લોકો ભટકતા ફરતા. હાલમાં તેમનું જાજાવર નામ બદલાવા છતાં આચાર વ્યવહાર તો પહેલાં પ્રમાણેજ છે. તેઓ મુખ્ય કરીને ખ્રિસ્તિ ધર્મ પાળતા હતા. તેઓમાંના જેઓ સિરીઆ તરફના વતનીઓ હતા તેઓ બાઇઝાનટાઇન સમ્રાટના તાબામાં હતા. અને પૂર્વ તરફના વતનીયો ઇરાનના રાજાના તાબામાં હતા. એ સઘળી જાતો સાથે આરબોને પાડોશીપણા સાથે વિશેષ બંધુતા અને લોહીનો સંબંધ હતો. મરૂભૂમીની અંદરના અનેક આરબો પોતાની પ્રથમની હાલત બદલાવી યુફ્રેતીસ નદીના બેટોમાં રહીને ખેતી કરે છે. ઇરાની અખાતની વાયવ્યકોણમાં આવેલા વિભાગના વિદ્રોહી લોકો સાથે મુસલમાનોને જે બંધુતા હતી, તેથી તેની પાસેનો મુલક જે ઇરાનના રાજાના તાબામાં હતો ત્યાંની પ્રજા સાથે તકરાર ઉત્પન્ન થઇ. હાલમાં જેમ પ્રતાપી અંગ્રેજો અને રૂશિયાની ગવર્નમેંટ જે પ્રકારે સામાન્ય સુત્ર અવલંબન કરીને યથાકાળે સમગ્ર ભારતવર્ષ અને મધ્ય એશિયા સ્વાધિન કરવાને બંધાયેલા છે એજ રીતે મરૂભૂમિના રહેવાસી આરબો પણ પ્રતિશોધાર્થ પૂર્વાંચલે શાંતી સ્થાપન કરવા જતાં સઘળો ઇરાન દેશ તાબે કરી લેવા બંધાયેલા હતા. તૈગ્રીસ અને યુફ્રેતીસ નદીના કાંઠાના પ્રદેશમાં રાજ્ય સ્થાપન કરવા માટે સેંકડો વર્ષ થયાં સમ્રાટો પરસ્પરમાં યુદ્ધ કરતા આવ્યા છે. તૈગ્રીસ નદી આર્મિનીયાના પાહાડમાંથી નિકળીને, તોરસ પર્વતમાંથી નિકળેલી યુફ્રેતિસ નદીની સાથે ઇરાનના ઉપસાગરથી આશરે ૧૦૦ માઇલ દુર પરસ્પર એકઠી થવા પછી આખરે ઇરાનના ઉપસાગરમાં પડે છે. આ ઠેકાણે આ બેઉ નદીનું જોડું પોતાના નામની ઓળખાણ મૂકી દે છે ને તેનું નામ "શાટલ આરબ" નામથી ઓળખાય છે. પ્રાચિનકાળે આ પ્રવાહીત બે નદીઓની વચમાંના ઉપરના ભૂખંડને "મેસોપોટામીઆ" અને નિચાણના સમતલ ઉર્વ્વરા ભૂખંડને બાબીલોનીયા અને કાલ્ડેઇયા, અને આરબો, આને ઇરાકે આરબ કહેતા

હતા, આ બેઉ નદીના કાંઠે અનેક સમૃદ્ધીશાળી શહેરો હતાં, પ્રાચિન સમૃદ્ધિવાળું શહેર નિનિયા તાઇગ્રીસ નદીના કાંઠે હતું. આ શહેર મોજલ નગર પાસે છે. ઇરાનની રાજધાની માદાયેન અને મધ્ય યુગના ખલીફાઓની રાજધાની બગદાદ પણ તાઇગરીસ નદીના કાંઠાપર છે. તુરકસ્તાનનો ગવર્નર હમણાં બગદાદમાં રહે છે. પ્રાચીન, બાબીલન, હીરા, સાર્કેસિયા, રાક્કા અને અરબોએ વસાવેલું કુફા નગર એ સઘળું યુફ્રેતિસ નદિના કિનારા ઉપર છે. તાઇગ્રીસ નદીના સામે કાંઠે જેગ્રોસ પર્વતની પુર્વ તરફના ભૂખંડને આરબો ઇરાકે આજમ (મધ્ય ઇરાન) કહેતા હતા. અરબસ્તાનના દ્વિપકલ્પમાં શાંતિ સ્થાપન કરીને સેનાપતિ ખાલેદ અને મોસેન્મા વિદ્રોહીઓ સહિત લડાઇ કરવામાં રોકાયા હતા, હમણાં તેઓ હીરાની દિશાએથી દુશ્મનોને અટકાવવા સારૂં આગળ વધ્યા હતા. ઇરાનના રાજાના તાબાના કાલદેઇયાના શાસનકર્ત્તા, સીમાડા ઉપર આરબોને અટકાવવા જતાં પોતાનો પરાજય થયો હતો. આ યુદ્ધમાં તેને મોટું નુકશાન થયું હતું અને હીરા નગરી થોડોક સમય પછી ઇસ્લામીઓના સ્વાધિનમાં આવી હતી.

હીરાનગરીના લોકોનું અનુકરણ કરીને કાલીદીયાના જમીદાર રહેવાસીઓએ મુસલમાનોની તાબેદારી સ્વિકારી (રબીઉલઅવ્વલ હીજરી ૧૨ ઇ. સ. ૬૩૩ જૂન.) નકી કરેલો કર આપવાને તેઓ કબુલ થયા એટલે જમીનનો પરવાનો ફેરવી આપ્યો. ખેડુતોની જમીનમાં જરાપણ હાથ નાંખવામાં આવ્યો નહિ. તેઓ પોતાના તાબાની જમીન નિર્વિંધને ભોગવવા લાગ્યા.

હીરા, ઇસ્લામીઓના તાબે થવાથી ઇરાનની ગવર્મેંટ પોતાની અડચણ અને બીકને સમજવા લાગી. તેઓએ જોયું કે એક અનુક્રમે ઉન્નત થતી જતી નવિન શક્તિ ધર્મ મતમાં મદોન્મત્ત અને જાતીય ભાવે અનુપ્રાણિત બનીને મહારાજ્યની આસપાસને કેટલીક જગોએ માહરા રાજ્યમાં પણ મજબુતીથી ઉભી છે। આવું સમજવા છતાં પણ જો તેની બુદ્ધિ કામ કરી શકતી હોત તો તેઓ પ્રથમતો પોત પોતાની અંદરના કુસંપને મૂકી દેત અને રાજ્યની સારી પદ્ધતિસર વ્યવસ્થા કરત, એટલુંજ નહિ પણ જો તેઓ ચાહત તો આરબો સાથે સંધીના કરાર પણ કરી શકત. ગમે તેમ કહો પણ એટલું તો નિશંક છે કે અત્યાર સુધી ઇરાન સમૃદ્ધિશાળી અને બળવાન રાજ્ય હતું. વાંચનાર ગૃહસ્થોને તે સમયના ઇરાનનો વિસ્તાર સમજાવવો જરૂરનો સમજી તેની હદ બતાવીએ છીએ. તે સમયનું ઇરાન, એરાક, મેસેપોટેમિયા, હાલનું ઇરાન, બકત્રીયા મધ્ય એશિઆના સઘળા

પ્રદેશો, પૂર્વ તાતાર અને હિંદુસ્તાનની પશ્ચિમ સિમા સુધી હતું. આરબોને કાલ્દેઇયામાંથી કહાડી મૂકવા માટે એક મોટું લશ્કર તૈયાર કરવામાં આવ્યું હતું.

ઘણું કરીને આજ સમયમાં બહાદુર સેનાપતિ ખાલેદને ખલીફાએ અરધું લશ્કર લઇને સિરીયા મોકલ્યો હતો. અને બીજા સેનાપતિ મોસેન્નાને થોડુંક લશ્કર લઇને ઇરાનની સામે લડાઇમાં ઉભું રહેવાની ફરજ પડી. સેનાપતિ આગળ નહિ વધતાં વધારે લશ્કર એકઠું કરવાની આશાએ એકદમ મદિના પાછો ફર્યો હતો પણ અફસોસની વાત કે તે આવીને જુએ છે તો વૃદ્ધ ખલિફા અબુબકર સિદ્દિક આ દુનિયામાં નથી ! !

હજરત અબુબકર સિદ્દિક ૨॥ વરસ રાજ કરીને ૧૩ હીજરી ૨૨ મા જમા. દિયરસ્સાની તારીખે તા. ૨૩ ઓગષ્ટ ૬૩૮ ના રોજ આ દુનિયાં છોડી ગયા. એવું કહેવાય છે કે હજરત બહુજ ગૌરવર્ણના અને ખુબસૂરત પુરૂષ હતા. શરીર પાતળું અને મુખ કાંતિવાન હતું. જરા વાંકા વળીને ચાલતા હતા. તેઓ રસુલે ખુદાના શિષ્ય થવા પહેલાં કોરેશ લોકોમાં સત્તાધારી પુરૂષ હતા. વ્યહવાર કુશળતા, વૈપારી કૌશલ્ય અને તીક્ષ્ણ બુદ્ધિએ કરીને તેમણે મક્કાના લોકોમાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી. રસુલે ખુદા હજરત મોહમ્મદ( સ. અ. વ. ) ની માફક હજરત અબુબકર સિદ્દિક પણ નિર્માની, આડંબર વગરના, વિનયવાન, દ્રઢતાવાળા અને કઠોર કર્ત્તવ્ય જ્ઞાની હતા. નવા રાજ્યની સુશાસન પદ્ધતિ નક્કી કરવા માટે લોકોના ઉપકાર સારૂ તેમણે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કર્યો હતો. તેઓ કેઇ કોઇ સમય રાતના અકસ્માત કોઇ દુઃખી માણસને મદદ કરવા માટે રાજધાનીમાંથી બાહાર નીકળી જતા હતા. ખીલાફત મળવા પછી કેટલીએક મુદ્દત સુધી તેમણે પોતાનું ગુજરાન પોતાની સામાન્ય કમાઇમાંથીજ ચલાવ્યું હતુ પણ પાછળથી જોયું કે પોતાના સંસારીક કામનું લક્ષ રાખવા જતાં રાજ્ય કામમાં જોઇતુ લક્ષ ન આપી શકાય ને તેથી રાજ્યનાં કામને નુકશાન થાય માટે રાજની તીજોરીમાંથી દર વરસે ૬૦૦૦ દેરમ લેવાને કબુલ થયા હતા. જે સમયે તેઓ છેલ્લા દમના બિછાને હતા, તે સમયે આપે ફરમાવ્યું કેઃ—“ મેં રાજની તીજોરીમાંથી લોકોનું બહુ નાણું ઉપાડ્યું છે એમ કહીને બહુ અફસોસ કરતા હતા અને તે નાણું તીજોરીમાં પાછું આપવા માટે પોતાની ખાનગી મિલ્કતો વેચી નાંખવાનું ફરમાન કરી ગયા હતા. ”

વાંચનાર ! આમાં જરા પણ અતિશયોકિત નથી છતાં વર્તમાન સમયમાં આવાં પ્રત્યક્ષ દર્શનના અભાવે તાહારૂં હૃદય વિશ્વાસ વગરનું થયું હોય તો ઉપાય નથી. બાકી રસુલે ખુદા હજરત મહમ્મદ ( સ. અ. વ. )ની શકિતને તું શાંત ભાવે, નિષ્પક્ષપાતે, પવિત્ર બુદ્ધિથી વિચાર કરીશ તો ભલે તું ઇસ્લામનો અનુયાયી હો, વા, નહો પણ તહારી એટલી તો જરૂર ખાત્રી થશે કે અમેરિકાના રાજયના પ્રેસીડેન્ટ કરતાં પણ પ્રબળ સત્તાધારી મહાત્મા, અમુક સમય સુધી તો પોતાની જાતીય કમાઇ ઉપરજ નિર્વાહ ચલાવી રાજ્ય સત્તા ચલાવે છે. પાછળથી જયારે તેમ કરવા જતાં રાજ્યના કામમાં અડચણ આવવા લાગી ત્યારેજ લોકોના હકનું નાણું ઉપયોગમાં લેવા ખેદ સાથે કબુલ થયા અને પાછળથી તે સઘળું ખાનગી મિલકત વેચીને આપી દેવા ફરમાવે છે ! આવા સરળ દિલના મહાત્મા ઇસ્લામમાં જોઇને શું તું પણ આનંદમાં ભાગ નહિ લે ?

આપ, પોતાની વફાત પહેલાં હજરત ઉમ્મરને ખિલાફત આપવાનું નક્કી કરી ગયેલા અને લોકોએ પણ તે કબુલ રાખ્યું હતું.

હજરત ઉમ્મરને ખિલાફત મળવાથી ઇસ્લામની અભૂત પૂર્વ ( અત્યંત ) ઉન્નતિ થઇ હતી તેઓ ગંભીર નૈતિકજ્ઞાન અને ન્યાયપરાયણતામાં વિખ્યાત હતા, વિશેષ કાર્યદક્ષ તથા ચારિત્ર બળમાં બળવાન હતા. તેઓએ મદિનાની રાજ્યસત્તાની લગામ હાથમાં લેતાંની સાથેજ આરબોની અંદર અંદરનાં રીતીરીવાજ નિયમપૂર્વક કરવાનું તથા સેનાપતિ માસેન્નાને સહાય કરવા નવાં લશ્કર આપવાનું ઠરાવ્યું. આ સૈન્ય સેનાપતિ આબુવાયેદની સરદારી તળે હતું. અબુવાયેદે યુદ્ધક્ષેત્રમાં ઉભા રહેતાંવાંતજ મુખ્ય સેનાપતિ મોસેન્નાના હુકમનો અસ્વિકાર કરી અનુયુક્ત સ્થળે ઇરાની લશ્કર સામે યુદ્ધ આરંભ્યું આથી તેનું લશ્કર હાર્યું અને પોતે મરાણો. આવા વખતમાં પણ પારસીઓ, ( ઇરાનીઓ ) પોતાની યોગ્ય ગોઠવણ કરી શકયા નહિં. પછી યુફ્રેતિસ નદીના પશ્ચિમ કિનારે બુયેબ નામની જગ્યાએ તેઓ મોસેન્ના સામે લડતાં સખત રીતે હાર્યા, તેના લશ્કરનો નાશ થયો અને તેનો સેનાપતિ મરાયો. મોસેન્ના આ દેશ ફરીથી કબજે કરીને હીરાનગરમાં ગયો.

આ સમયમાં ઇરાનમાં નવો બાદશાહ ગાદી ઉપર બેઠો હતો તેનું નામ યજદજારદ હતું. આ બાદશાહ નાની ઉમ્મરનો ઉત્સાહી અને ઉચ્ચ અભિલાષિ હતો. તેણે આરબોને કહાડીમૂકીને હીરા પ્રદેશ ફરીથી જીતી

લેવાનું નક્કી કર્યું. આ મતલબથી તેણે કાલદિયામાં ૧ લાખ માણસનું લશ્કર એકઠું કર્યું આ લશ્કર મુસલમાનોનો નાશ કરી તેને પોતાના મુલકમાંથી હાંકી કહાડવા માટે દક્ષિણ તરફ વધવા લાગ્યું. સેનાપતિ મોસેન્નાના તાબાનું લશ્કર, આ અસંખ્ય લશ્કરની સન્મુખે આવીને લડવાને અશક્ય હતું તેથી ફરીથી કાલદિયા મૂકી દીધું અને મરૂભૂમિની સીમાપર રહીને મદીનામાંથી આવી પહોંચનારા નવા લશ્કરની રાહ જોવા લાગ્યા. આ પ્રમાણે જેટલો વખત મુસલમાનો, પારસીઓની ચડાઈની વાટ જોતા હતા તેજ સમયમાં તેઓનો બહાદૂર સેનાપતિ મોસેન્ના કાલદીયામાં તાવથી મરણ પામ્યો. વાકાસના પુત્ર સાદને ખલીફાએ નવું લશ્કર લઇ મોકલ્યો હતો. તે હવે આરબોના સઘળા લશ્કરનો સેનાપતિ થયો. આ લશ્કરની સંખ્યા ૩૦ હજારની હતી. કાલદીયા નામની જગ્યાએ જબરી લડાઇ થઇ, ત્રણ દિવસ સુધી બેઉપક્ષનાં લશ્કરો બહાદુરીથી લડવા પછી આખરે ત્રીજા દિવસે પારસી સૈન્યમાં ભંગાણ પડ્યું અને તેઓ સંપૂર્ણ રીતે હાર્યા. તેનો સેનાપતિ મરાયો અને સૈન્ય નાસી ગયું. (ઇ. સ. ૬૩૬ ફેબ્રુઆરી માર્ચ હીજરી ૧૫ મોહોરરમ.) આ લડાઇથી કાલદિયા અને મેસેપોટામીયાના ભાગ્યમાં મોટો ફેરફાર થયો. કાલદીયા પ્રતિબંધક સિવાય તાબે થયું અને હીરાનગરના લોકોએ સેનાપતિ ગોસેન્ના સાથે સંધિભંગ કરેલો જેથી તેના ઉપર વધારાનો કર નાંખવામાં આવ્યો.

હીરા નગરનાં અને તેની આસપાસના ગામોના લોકોએ મુસલમાનોની તાબેદારી સ્વિકારવાથી સેનાપતિ સાદ બાબીલન તરફ આગળ વધ્યો. કાદેસીયાની લડાઇમાંથી હારેલું લશ્કર ત્રણ જણની સરદારી નિચે અહિં એકઠું થયું હતું. તે ત્રણ સરદારોનાં નામો ફિરોજાન, હરમુજાન અને મીહીરાન હતા. તેઓ અહિં ફરીથી મુસલમાનો સાથે લડતાં હાર્યા. મહીરાન ભાગીને રાજધાની માદાયનમાં ભરાયો, હરમુજાન ઇરાનના પર્વતોની પેલીપાર આહવાજ નામની જગ્યાએ પોતાનું રાજ હતું ત્યાં ગયો અને ફિરોજાન નેહાબાદ ચાલી ગયો. આ નેહોયાન્દમાં ઇરાનનો ખજાનો હતો. મિહરાન મોટું લશ્કર લઇને, ઇરાનની રાજધાની માદાયનમાં જવાથી મુસલમાનો માટે કાલદિયાનો સંપૂર્ણ કબજો રાખવાનું અસંભવિત થઇ પડ્યું. તેટલાજ માટે આરબ સેનાપતિ સાદને, રાજધાની માદાયન ઉપર ચડાઇ લઈ જવાની ફરજ પડી. આ સમયમાં માદાયન નગરી મનસુરના બગદાદ જેવી હતી. તાઇગ્રીસ નદીના બેઉ કીનારા ઉપર નદીની સપાટીથી ૧૫

માઇલ ઉંચ જમીન ઉપર આ નગરી વસાવેલી હતી. શહેરનો પશ્ચિમ તરફનો વિભાગ આલેકઝાંડરના વંશજો સેલુસિદાઓએ સ્થાપેલો હતો એટલા ઉપરથી તે વિભાગને સેલુસિયા કહેતા હતા અને પૂર્વ વિભાગને ટેસિફોન કહેતા હતા. આ વિભાગ ઇરાનના રાજાઓએ સ્થાપ્યો હતો. તાઇગ્રીસ નદિના બેઉ કિનારા ઉપર આવેલા આ બેઉ વિભાગોથી મળેલા શહેરનું નામ માદાયેન હતું. હાલના રાજા અને સમૃદ્ધિશાળી વસ્તીઓના મોટા મોટા મહેલો, શહેરમાં વિલાસની સામગ્રીઓથી ભરેલા હતા. સરલ દિલના આરબો આ ભવ્ય મહેલો અને મોજમજાની રચના જોઇને પ્રથમ તો વિસ્મિય થયા હતા. કેટલાએક દિવસ આ શહેર ફરતો આરબોએ ઘેરો ઘાલ્યો પછી માદાયન નગરી આરબોએ જીતી લીધી આથી તે શહેરની સાથે સાથે તાઇગ્રીસ નદીનો પશ્ચિમ તરફનો વિભાગ પણ આરબોના તાબામાં આવ્યો. હીજરી ૧૫ સફર માસ ઇ. સ. ૬૩૩ માર્ચે. આ મહત્ કાર્ય સંપાદન થયું તેની ખુશાલીમાં આરબોએ શેહેરમાં આવેલા રાજાના ચમરોજ મેહેલમાં આરબોના લશ્કરને એકઠું કરી શાબાસી આપી હતી.

ઇરાનના રાજાનું નામ ખુશરૂ હતું તેનું બીજુ નામ ચમરોજ પણ હતું. તે ઇ. સ. ૫૩૧ માં ગાદી ઉપર આવ્યો હતો ( એટનસ ડીક્ષનેરી ઓફ યુનિવરસલ ઇન્ફોરમેશન પાનું ૩૩૩ ). આ બાદશાહે જે મહેલ બનાવ્યો હતો તેનું નામ ચમરોજ રાખ્યું હતું.

આરબ સેનાપતિ સાદ ઇરાક પ્રદેશ જેને હાલમાં મેસેપોટામિયા કહે છે તેની સઘળી સત્તા સ્વાધિન કરીને માદાયેન નગરીને મુખ્ય ક્ષેત્ર ઠરાવ્યુ. રાજકીય રાજ મહેલમાં નિવાસ કરીને ત્યાં ઓફીસો વગેરે સ્થાપીને રાજ્યના મુખ્ય હૉલમાં પ્રતિ શુકરવારે જુમાની નીમાજ ગુજારવાનુ ઠરાવ્યું હતું. આ સ્થાન ઉપરથી તે રાજ્યોનાં અન્યાન્ય શાસન કાર્ય જોતો હતો. પણ વધારે દિવસ પસાર ન થયા એટલામાં આરબોને વળી લડાઇમાં જોડાવું પડ્યું. ઇરાનનો રાજા ઇરાનના પર્વતોની પશ્ચિમ તરફ આવેલા હોલોયાન નામના શહેરમાં રહેતો હતો. માદાયેન નગરી ફરીથી સ્વાધિન લેવાના ઇરાદાથી તેણે અસંખ્ય માણસોનું લશ્કર એકઠું કર્યું. આ મોટું લશ્કર રાજધાનીથી ૫૦ માઇલ દૂર ઇશાન કોણ ઉપર જાલુલા નામની જગાએ આરબોની સામે મોટી લડાઇમાં ઉતર્યું પણ આરબો સાથે લડતાં તેનું બહુ લશ્કર મરાયું અને તેઓ ફરીથી હાર્યા. મુસલમાનોએ હોલોયાન કબજે

કરી લીધું. જાલુલા અને માદાયેનમાંથી લૂટી લીધેલું દ્રવ્ય જ્યારે મદિના મોકલવામાં આવ્યું ત્યારે હજરત ઉમ્મર આ જોઇને રોવા લાગ્યા. તેમને તેમ કરવાનું કારણુ પૂછતાં હજરતે જવાબ આપ્યો કે, આ સઘળા લૂટના માલમાં હું મુસલમાનોની પડતીની નિશાનીઓ જોઉં છું અને ભવિષ્યમાં હજરતનાં વચનો અક્ષરે અક્ષર ખરાં પડયાં હતાં ! જે કરકસરવાળા બહાદુર અને હિમ્મતવાન આરબો પ્રથમ પોતાની ઉન્નતિ તરફ આગળ વધ્યા હતા તે હમણાં અચિંત્ય જય લાભ તરફ ધસતાં, ઉપરના પોતાના મૂલ્યવાન ગુણો ખોઇ બેઠા હતા. હોલોયાન જીત્યા પછી આરબો અને પારસીઓ ( ઇરાનવાસી ) વચ્ચે સંધિના કોલ કરારો થયા. ઇરાનની વચ્ચે આવેલી પર્વતની લાઇન પાસે બેઉની હદ મુકરર થઇ. એક તરફ આરબો અને બીજી તરફ પારસીઓ. માનનીય ખલીફા હજરત ઉમરે સખત હુકમ કર્યો હતો કે, આરબો ગમે તેવી સ્થીતિમાં હોય પણુ તેણે આ પર્વતની લાઇનને ઓળંગવી નહિં. દક્ષિણુમાં ઇરાની અખાતના કિનારા સુધી અને પૂર્વમાં ઇરાનના પર્વત સુધી સઘળા વિભાગમાં શાંતિ વ્યાપી રહી હતી. બસરાની દક્ષિણે આવેલું ઓબેલ્લા બંદર મુસલમાનોનાં તાબામાં આવ્યું હતું.

હજરત ઉમરનું ગંભીર જ્ઞાન અને ન્યાયપરાયણુતા, બાહોશ મંત્રીમંડળનું બુદ્ધિબળ અને ખંતીલા આરબોની કાર્યદક્ષતા, નવા જીતાએલા પ્રદેશની ઉન્નતિ કરવા માટે આ સઘળાં એકસાથે કામ કરવા લાગ્યાં. હજરત અલીની સલાહ પ્રમાણે એકદમ દેશની સઘળી જમીનનું માપ લેવામાં આવ્યું અને નવો કર શા પ્રમાણે લેવો તેના ધારા મુકરર કર્યા. સઘળા ખેડુતોનું કરજ માફ કરીને તેઓને પોતપોતાની જમીનમાં લક્ષ પૂર્વક ખેતી કરવાનું ફરમાન કરવામાં આવ્યું. ઇરાનના રાજાઓ જે જમીદારો પાસેથી કર વસુલ કરતા હતા તેજ કર જમીદારો પાસેથી લેવાનું ઠરાવ્યું. ખેતીના કામની સગવડ માટે સઘળા દેશોમાં નહેરો ખોદાવવામાં આવી, અને ખેડૂતોને જરૂરીયાત પ્રમાણે મદદ કરવાને ફરમાન કરવામાં આવ્યું. સ્થાનિક ખેડૂતો પોતાની જમીન માટે કોઇપણુ વખતે નારાજ ન થાય એટલે કે પોતાની જમીન કોઇ સમયે પોતા પાસેથી જતી રહે આવો શક દૂર કરવા જમીનના વેચાણુનો રીવાજ એકદમ બંધ કરવામાં આવ્યો. ઈરાનના રાજાઓની ખાસ જમીન, શિકાર કરવાનું વન, નાસી ગયેલા જમીદારોની જમીન, અગ્નીપરસ્ત ઉપદેશકોની ખુંચી લીધેલી મિલ્કત, રાજની મિલ્કત તરીકે જપ્ત કરવામાં આવી અને તેનો વહિવટ કરવા માટે મદિનાથી એક સત્તા-

ધારી બોલાવવામાં આવ્યો હતો. કાલદીયા અને બીજી જગ્યાએ ચલાવેલી લૂંટમાંથી પ્રાપ્ત થયેલ નાણુનો ભાગ મેળવવા માટે લશ્કરનાં માણસો તોફાન કરવા લાગ્યાં પણ ખલીફા ઉમર અને હજરત અલી તથા ઇબને અબ્બાસની સલાહથી શાંતિ ફેલાણી હતી. નવા જીતાએલા પ્રદેશની આવકમાંથી તે દેશનું મેનેજમેંટ ચલાવવાનો ખરચ તથા સાધારણ હિતકર કામમાં જોઇતો ખરચ બાદ કરતાં વધારાની રકમ જે આરબો મદિનામાંથી ત્યાં ખેતી કરવા તથા નિવાસ કરવા ગયા હતા તેમની વચ્ચે વહેંચી આપવાનું ઠરાવ્યું હતું.

પણ ખલીફાનું અસાધારણ જ્ઞાન, અને તેના સેનાપતિનું અપરિમિત ધૈર્ય મુસલમાનોને પારસી સાથે લડતાં અટકાવી શકયાં નહિ. ઇરાની બાદશાહ એજદજારદ પોતાનો કિંમતી પ્રદેશ અને રાજધાની ખોઇ બેસવાથી ક્રોધે ભરાયો હતો. તેના તાબાના સત્તાધિશો અને લશ્કરે આરબો સાથે લડતાં હાર ખાધા પછી નવરા થઇને નાફરમાની આદરી હતી. આહવાજના સત્તાધિકારી હરમૂજાન, મદિનાથી આવીને વસેલા આરબો ઉપર વારંવાર હારીને સંધિની અરજ કરતો વળી પાછો તક મળતાં સંધિનો ભંગ કરવાને પણ ચૂકતો નહિ. !

આ સમયમાં ઇરાક પ્રદેશમાં બે નવાં નગરો વસાવ્યાં હતાં. શાટલ આરબના કાંઠા ઉપર બસરા નગર વસાવવામાં આવ્યું એટલે ઉત્તર તરફના આરબો આ ઠેકાણે વસવા લાગ્યા. એટલાજ માટે આખરે ઓબેલ્લા બંદરના બદલામાં ઇરાકનું દરિયાઇ બંદર બસરા ગણાવા લાગ્યું. યુફ્રેતિસના પશ્ચિમ કિનારે હીરા નગરથી ૩ માઇલ દક્ષિણે કુફા નગરી વસાવવાથી ઇમીનાઇટ વંશના આરબો આ નગરમાં વસવા લાગ્યા. ઇરાનની રાજધાની માદાયન હવે ખરાબ હવાવાળું ગણાઇને ખાલી થવા લાગ્યું અને તેના બદલામાં કુફા સમૃદ્ધિશાળી થવા લાગ્યું. બેઉ નગરી ઉત્કૃષ્ટ રીતથી બાંધવામાં આવી હતી. વાંચનારને અમો અરજ કરીએ છીએ કે સુધારાની શીખરે ચડેલા જમાનાની આંખથી આરબોએ વસાવેલાં બે નગરોનું વર્ણન વાંચીને તે સમયના આરબોનાં જ્ઞાન માટે વાસ્તવિક આંકણી કરવી. પ્રત્યેક નગરમાં એક સમચોરસ ચોક મુકરર કરીને તેની બરાબર મધ્યમાં મસજીદ અને તેની બાજુમાં રાજમહેલ બનાવવામાં આવ્યો હતો. જાહેર રસ્તાઓ ઘણાજ પોહોળા, અત્યંત સાફ અને બજારમાં સગવડતા માટે તથા લોકોના ઉપયોગ માટે જગો જગોએ બગીચા બનાવવામાં આવ્યા હતા.

આ પછી થોડાજ સમયમાં ઇરાનવાસીઓના વારંવારના હુમલાથી આરબો અધિરા થઇ ગયા હતા. ઇરાનના ઉત્તરના વિભાગમાં ઇરાનના રાજાએ બહુ સંખ્યામાં લશ્કર એકઠું કર્યું હતું અને મુસલમાનો ઉપર ચડાઇ કરવાની તકની વાટ જોઇ રહ્યો હતો. આ બે કારણથી મસેપોટામીયાના આરબોએ ભવિષ્યની ભયાનક આપત્તિને દૂર કરવાની ઇચ્છાથી ખલીફાની પાસે કેટલાક પ્રતિનિધિ મોકલ્યા. હજરત ઉમ્મરે પ્રતિનિધિઓ પાસેથી જાણવા ચાહ્યું કે, ઇરાનીઓ વારંવાર વિદ્રોહી થાય છે તેનું કારણ શું? આવેલા પ્રતિનિધિઓમાં મુખ્યનું નામ માયાબ હતું. હજરતે માયાબને પૂછ્યું; "માયાબ, જીરમી લોકો વારંવાર પ્રતિજ્ઞાનો ભંગ કરીને વિદ્રોહાચરણ કરે છે એટલા માટેજ મુસલમાનો તેના સાથે દુર્વ્યહાર ખરાબ રીતે વરતે છે કેમ વારૂ"? પ્રતિનિધિએ જવાબ આપ્યો:–"તેમ નહિ સાહેબ, અમે તો તેના પ્રતી સત્યતાથી વર્તીએ છીએ." ખલીફાએ ફરીથી પૂછ્યું:–"એમ હોય તો તેઓ વિદ્રોહી શા માટે બને છે? શું તેઓમાં એક માણસ પણ સારી બુદ્ધિનો નથી?" એટલે પ્રતિનિધિએ જવાબ આપ્યો "હે વિશ્વાસી દળના નેતા! તમે અમને આપણા રાજ્યની હદ વધારવાનો નિષેધ કર્યો છે, ઇરાનનું રાજ તેમને હમેશાં અમારી વિરૂદ્ધમાં વરતવાને ઉશ્કેરે છે બે રાજાઓમાં એકને સખત રીતે હેઠા બેસાડવામાં ન આવે ત્યાં સુધી બીજો શાંતિથી બેસી શકતો નથી. અમે તેઓના સાથે ખરાબ રીતથી વરતીએ છીએ માટે તેઓ વિદ્રોહાચરણ કરે છે. તેમ નથી, પણ ઉલટું અમારી તાબેદારી સ્વીકારવા પછી બીજા દિવસથીજ તેમનો રાજા અમારા સામે લડવાને તેમને દરરોજ ઉશ્કેર્યા કરે છે. જ્યાં સુધી તેના રાજની હદ ઓળંગી તેના રાજપર ચડાઇ કરીને રાજાને મદિના લાવવાની પરવાનગી અમને નહિ આપો, ત્યાં સુધી તેઓની હલકી ઇચ્છાઓની શાંન્તી થશે નહિ."

હરમુજાનને રાજ્યકેદી તરીકે મદિના લાવવા પછી તેણે ઇસ્લામ અખ્તીયાર કરેલો હતો, અને ઇરાનના રાજપર ચડાઇ કરવા માટે ખલીફાને વારંવાર વિનતિ કરતો હતો. હજરત ઉમર સમજી શકયા હતા કે મુસલમાનોને પોતાની હદ ઓળંગી પૂર્વ તરફ આગળ ન વધવા માટે જે ઘોષણા પત્ર (જાહેરનામુ) અગાઉ કાહાડ્યું હતું તે હવે પાછું ખેંચી લેવાની જરૂર છે. પોતાના રક્ષણના માટે ઇરાનના રાજાને વિધ્વસ્ત કરી તેના રાજની તમામ સત્તા ખુંચવી લઇ રાજ સંપૂર્ણ રીતે સ્વાધિન કરવું જોઇએ.

રેતીના રણના નિવાસી આરબો વગર હકકે ઇરાનના રાજમાં દાખલ થયા છે અને દેશના રાજાને વગર કારણે રાજમાંથી કહાડી મૂકીને સમૃદ્ધિશાળી મુલક બળપૂર્વક પચાવી પડ્યા છે. આનો બદલો લેવા સારૂ નસીબની પરીક્ષા કરવા માટે જ્યારે ઇરાનનો રાજા, પ્રજાના લોકોને જુસ્સા ભરેલા દેખાવે ઉશ્કેરવા લાગ્યો ત્યારે પ્રજાના લોકોએ આનંદની સાથે પોતાના રાજાનો હુકમ માથે ચડાવીને મોટું લશ્કર એકઠું કરવા તૈયારી કરી. આ મોટી લડાઇ માટે એજદજારદ એવડું મોટું લશ્કર એકઠું કરી શક્યો હતો કે પૂર્વે કોઇ પણ લડાઇમાં એટલું લશ્કર એકઠું થયું નહોતું.

ઇરાનના રાજાએ લડાઇની તૈયારી કરવાની વાતે મદિનાના લોકોને અત્યંત ઉત્તેજીત કરી મૂક્યા. ખલીફાએ સીમાના પ્રદેશોમાં નવું લશ્કર મોકલ્યું. નોમાન નામનો એક જણુ મુસલમાન સેનાપતિ દક્ષિણમાં વિદ્રોહીઓની સાથેની લડાઇમાં રોકાયેલો હતો તેને આ વખતે મુખ્ય સેનાપતિ બનાવ્યો. એલબર્જ પર્વતની તળેટીમાં નેહાયાંદ નામની જગાએ લડાઇ શરૂ થઇ. ૨૧ હીજરી ઇ. સ. ૬૪૨ આ યુદ્ધથીજ એશિયાના ભાગ્યનું પરિવર્તન થયું હતું એટલા માટે આ વિજયને સૌથી શ્રેષ્ટ ગણવામાં આવે છે. એવું કહેવાય છે કે, લડાઇના પહેલાં સેનાપતિ નોમાને ખુદા પાસે માંગણી કરી હતી કે હે પરવરદિગાર ! આ લડાઇમાં અમારી ફતેહ કર અને હું શાહાદત મેળવું. ઇરાનનું લશ્કર મુસલમાનના લશ્કરથી બરાબર છ ગણું હતું આટલું હોવા છતાં પણ દુશ્મનોના લશ્કરનો મોટો ભાગ મરાયો અને તેઓ હાર્યા. ઇરાનના રાજાએ એક જગ્યાથી બીજી જગાએ નાસવા માંડ્યું. આખરે કેટલાંક વરસ પછી તુરકસ્તાનના એક દૂરના ગામમાં ઇરાનના અગાઉના રાજા દારાયુસ માફક પોતાનાજ લોકના હાથે મરાયો. આ પ્રમાણે ઇરાનનું રાજ્ય મુસલમાનોના હાથમાં આવ્યું. મેસેપોટેમીયા પ્રમાણે, આ દેશમાં પણ ખેડુતોની વસ્તી સ્થાપન કરવાનું ખલીફાએ ફરમાવ્યું અને ઘણી તરેહની સગવડ કરી આપી. જમીનદારોના જુલમમાંથી ખેડુતોને બચાવ્યા. તેઓનો કર નક્કી કરીને પાકો બંદોબસ્ત કર્યો. જુની પાણીની નહેરોને સાફ કરાવી અને કેટલીએક નવી ખોદાવી. જમીનદાર વર્ગ પાસે જે સઘળી જમીન હતી તેને માટે ચોક્કસ કર ભરવાને ફરજ પાડી હતી. દરેક લોકોને પોતપોતાની સ્વતંત્રતા આપી હતી અને મુસલમાનો તેમના ધર્મમાં કાંઇ પણ હાથ ન નાંખે તેવો સખત હુકમ ફરમાવ્યો હતો. જેઓએ પોતાના જૂના ધર્મને ન મૂકી દીધો તેઓને જિમ્મિસ (પ્રજા આશ્રિત વ્યક્તિ)

કહેવામાં આવતા. મુસલમાનો સઘળો વખત લડાઈ માટે તૈયાર રહેતા અને સૌ કોઇ લડાઇ કરવાને બંધાયેલા હતા. માટે ખેતીની ઉપજમાંથી દશમો ભાગ લડાઇનો કર દેવો પડતો હતો. પારકો ધર્મ પાળનારાઓને યુદ્ધ કરવા જવું પડતું નહોતું માટે તેઓને કાંઈક વધારે કર આપવો પડતો, અગર કોઇ એમ કહેશે કે આ પ્રમાણે અનેક તરેહના પ્રલોભનો બતાવીનેજ મુસલમાનો પરધર્મિઓને પોતાના ધર્મમાં લાવ્યા હતા, પણ મુસલમાન અને પરધર્મિઓમાં આ સામાન્ય પાર્થક્ય સિવાય બીજું કોઇપણ જાતનું લેશ માત્ર પણ પ્રલોભન નહોતું. વર્તમાન સમયની કેટલીએક સભ્યજાતિ, પરધર્મિઓને પોતાના ધર્મમાં લાવવા માટે તેઓના ઉપર જે પ્રકારનો જુલુમ કરીને તેઓને પોતાના ધર્મમાં આવવાની ફરજ પાડે છે તેવી રીતે આગળ મુસલમાનોએ કદિ કર્યું નહોતું. લોકો ઇસ્લામના મધુર અને ન્યાયપૂર્વકના ઉપદેશને શ્રવણ કરતાં વાંતજ ટોળે ટોળાં મળીને પાક ઇસ્લામ ધર્મ ગ્રહણ કરતા હતા. આ સઘળા નવા થયેલા ઇરાની મુસલમાનો અને મદીનાથી ખેતીના માટે વસાવેલા આરબોની વચમાં લગ્નનો સંબંધ થવા માંડ્યો તેથી તેઓ સાથે આરબોનો ભ્રાતૃભાવ બંધાવા લાગ્યો અને તેઓ માંહેના કોઇ ગૌરવજનક કામ કરીને પ્રસિદ્ધિ મેળવતા, તેઓને સ્ટેટ તરફથી અમુક પેનશન આપવામાં આવતું હતું. દીગ્વિજયી અલેકઝાંડરના મેસીડોન રાજ્યમાં પાદરીઓ જે પ્રકારે લોકોની અંદર અંદરના ઝગડાનું મુખ્ય કારણ હતા, તે આ નવા જીતેલા રાજ્યમાં પણ તેવા ઉપદેશકો અનેક દિવસ સુધી અશાંતી ફેલાવતા હતા. જે સઘળા લોકોએ પોતાનો ધર્મ છોડ્યો નહોતો, તેઓને ઉપદેશકો મુસલમાનો સામે રાજ્યદ્રોહ કરવા માટે હમેશાં ઉસ્કેરતા. આ સઘળો અંતર દ્રોહ દમન કરતાં બેઉ પક્ષનાં બહુ માણસો માર્યાં ગયાં હતાં. અબ્બાસી ખલીફાઓની જ્ઞાનયુક્ત અને પ્રજારંજનની રાજનીતિ, અને ઇસ્લામના સાર્વભૌમ વિસ્તાર દ્વારાએજ કાળક્રમે આ સઘળો અંતરદ્રોહ શમીત થયો હતો.

હજરત અબુબકર સિદ્દીકને ખીલાફત મળવા પછી ફક્ત થોડાજ દિવસે, આરબો અને રોમનો વચ્ચે સમરાનળ સળગી ઉઠ્યો હતો. તે વખતે મેસેપોટામીયા અને કાલદિયાના પશ્ચિમનો સઘળો પ્રદેશ, રોમના રાજ્યના તાબામાં હતો. ઇરાક પ્રદેશની માફક, પાલેસ્ટાઇન અને સિરીયામાં પણ આરબો જઇ વસ્યા હતા. અને સિરિયાની મરૂભૂમિમાં, ભટકતા આરબો ફર્યા કરતા, એટલા માટે આ સઘળો પ્રદેશ રોમના રાજયના કબજામાં હોવા છતાં રહેવાશીઓ પ્રકૃતિ અનુસારે ખરી રીતે કહીએ તો ઇસ્લામના પ્રજા-

સત્તાક રાજ્યના તાબામાં આવી પડયા હતા. ઇસ્લામના દૂતનું ખૂન કરવાથી સેનાપતિ ઓસમાએ સિરિયા દેશ ઉપર ચઢાઇ કરી હતી તેથી સિરીયાના સઘળા લોકો ઉશ્કેરાઇ ગયા હતા. બરાબર આજ વખતે રોમન લોકોએ બાલ્કા નામે એક જગાએ અસંખ્ય માણુસોનું લશ્કર તૈયાર રાખ્યું હતું. ઈ. સ. ૧૮૪૮માં શીખ લોકોની બીકથી ડરીને હિંદુસ્તાનના બ્રિટિશ ગવર્નમેંટ તેઓનું દમન કરવા માટે જેમ પ્રણાલી અવલંબન કરી હતી તેમ આ ક્ષેત્ર રોમન લોકને સિરિયામાંથી હાંકી કાહાડીને ત્યાંના રહેવાશીઓને સ્વદેશે લાવવા સિવાય ખલીફાના હાથમા બીજો સારો ઉપાય હતો નહિ. ઇસ્લામી રાજ્યના સ્વાર્થને માટે ખલીફાને માથે આ રસ્તો લેવાની ફરજ આવી પડી હતી. તેણે મોટા ઉત્સાહથી લસ્કર એકઠું કરવા માંડયું. યોદ્ધાઓ જુદાં જુદાં યુદ્ધ ક્ષેત્રોમાંથી મદિનામાં એકઠા થતાં વાંતજ તેમને બહુ ત્વરાથી ઉત્તર તરફ મોકલવા માંડયા. આ નવીન લડાઇનું સ્વરૂપ જોવા પહેલાં જે જગોએ આ લડાઇ થઇ હતી તેની ઓળખાણ આપવી વધારે જરૂરની છે. કારમેલ પાહાડથી ગ્યાલીલીના સાગરની ઉત્તરના પ્રાંત સુધી જો એક સિધી લીટી દોરી શકાય તો આરબ ભૂગોળ લખનારાના મત પ્રમાણે એ લીટીના દક્ષિણ ભાગનેજ પાલેસ્ટાઇન કહેવો જોઇએ. આ વિભાગ પૂર્વે જોર્ડન નદીથી લઇને પશ્ચિમે ભૂમધ્ય સાગર સુધી ફેલાયેલો હતો. આ જગાએ રોમન લોકોના અધિકારમાં મજબુત કિલ્લાએ કરીને સુરક્ષિત કેટલાંએક શહેરો મળી શકે છે. તેમાં ભૂમધ્યસાગરના કાંઠે કેહસારીયા અને તેના કાંહાથી થોડે છેટે આસકેલન, ગાજા, જાફા, અને મધ્ય સ્થળે જેરિકા, અને જેરૂસાલમ શહેરો હતાં. જોગાબ અથવા પ્રાચીન પેટ્રાપોલીસ અને મરૂસાગરથી દક્ષિણ પ્રાંતથી લાલસમુદ્રના ઉત્તર પ્રાંત સુધીનો વિસ્તૃત વિભાગ પેલેસ્ટાઇનના શાસન તળે હતો. કારમેલ પહાડથી લઇને ટાઇબિરિયસ હદ પર્યંત પહેલાં જે લીટી દોરવાની વાત આપણે કહી ગયા એ લીટીના ઉત્તર તરફના વિભાગને જોર્ડન પ્રદેશ કહે છે. આ પ્રદેશની અંદર કિલ્લાએ કરીને સુરક્ષિત એવાં બે શહેરો છે. એકર અને ટેયર, પાલેસ્ટાઇનની ઉત્તરમાં લીલી લીલોતરીથી તર થયેલો, મીઠા પાણીથી ભરપુર અને સ્વાદીષ્ટ ફળફુલ ઉત્પન્ન થાય તેવો નયન પ્રીતિકર સિરીયાદેશ આવેલો છે. રોમન લોકો આને સિરીયા કહે છે અને આરબો આને બાર-આસ-શામ અથવા સંક્ષેપે શામદેશ કહે છે. આ પ્રદેશમાં રોમનોના તાબામાં દમાસ્કસ, હેમસ, અલેપ્પો, અને આસ્તીયક, વગેરે કીલ્લાવાળાં શહેરો છે. જોર્ડન ઉપત્યકાની પૂર્વમાં અને ટાઇબિરિયસ હદની દક્ષિણે હરાણુમાલભૂમિ આવેલી છે. હજરત અબુબકર સિદ્દિકે સીરીયા

દેશમાં પ્રથમ જે લશ્કર મોકલ્યું હતું તે બહુ નુકશાન ખમીને પાછું આવ્યું હતું. તેઓ આથી નિરૂત્સાહી નહોતા થયા પણ બહુ ઉત્સાહપૂર્વક લશ્કર એકઠું કરવા લાગ્યા હતા. પછી જે નવું લશ્કર લડાઇના મેદાનમાં મોકલવામાં આવ્યું હતું. તેને ચાર જુદી જુદી જગોએ લડાઇ કરવા સારૂ ચાર જુદા જુદા સેનાપતિના તાબામાં ચાર ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યું હતું. હેમસ નગરના તરફ જે લશ્કર મોકલવામાં આવ્યું હતું તેનો સરદાર અબુઓબેદા નામે હતો તે સરદાર બહુ શાંત અને દયાળુ હતો. તેણે જાબીયા નામની જગોએ છાવણી રાખવાનું ઠરાવ્યું. આ લશ્કરમાં મદીનાના લોકો બહુ હતા અને કેટલાએક તો હજરત રસુલે ખુદા (સ.અ.વ.)ના સંઘાતીઓ હતા. પાલેસ્ટાઇનિ તરફ જે લશ્કર મોકલવામાં આવ્યું હતુ તેમાં અલઆસનો પુત્ર આમર, તેનો સેનાપતિ હતો. તેણે જેમ એક બાજુએ મિસર જીતવા માટે વિજય મેળવ્યો હતો તેમ બીજી બાજુએ હજરત અલીની સાથે વિશ્વાસઘાત કરવાથી કલંકીત થયો હતો. દમાસ્કસ તરફ જે લશ્કર મોકલવામાં આવ્યું હતું તેમાં ઇસ્લામના પ્રાચિન શત્રુ આબુ સુફિયાનનો પુત્ર યજીદ તેનો સેનાપતિ હતો.

મક્કા જીતાયા પહેલાં ત્યાંના જે જે પ્રસિદ્ધ પુરૂષોએ હજરત પેગમ્બર (સ.અ.વ.)ની વિરૂદ્ધમાં લડાઇ કરી હતી. તેના તેજ પ્રસિદ્ધ પુરૂષો, તેહામાના આરબો અને બીજા સાધારણ મક્કાવાસીઓ, સેનાપતિ યજીદની સરદારી નિચેના લશ્કરમાં હતા. સિરીયા જીતવાથી, ત્યાંની મુલ્યવાન લૂટાએલી મિલકતના લોભની લાલચથી આકર્ષાઇને આ સઘળા મોટા મોટા પુરૂષો વોલંટીયર તરીકે લડવા આવ્યા હતા. અનેક દિવસ થયાં મક્કા અને તેહામાના આરબો મદિનાના આરબો સાથે ભયાનક શત્રુતા રાખતા હતા, અને આ શત્રુતાનું ફળ ભવિષ્યમાં પ્રત્યક્ષ જોયું હતું. ચોથા ભાગનું લશ્કર સેનાપતિ સોરાબહિલની સરદારી તળે જોર્ડન પ્રદેશમાં મોકલ્યું હતું. જે આબુસુફિઆનના બીજા પુત્ર માવિયાએ ઉત્તરકાળે દુમારકસની ખીલાફત લીધી હતી, હમણાં તેજ માવીયાની સરદારી નીચે એક સહાયકારી લશ્કર મોકલવામાં આવ્યું હતું. અલઆસના પુત્ર આમરે પાલેસ્ટાઇનના નિચેના વિભાગમાં જઇને ગાજા અને જેરૂસાલમ ઉપર ઘેરો ઘાલવાનું ઠરાવ્યું અને સેનાપતી આબુઓબેદા, સોરાબહીલ અને યજીદના તાબાનાં ત્રણ વિભાગનાં લશ્કરો પદ્ધતિસર એ પ્રમાણે આગળ વધતાં હતાં કે જરૂર પડતાં તેઓ પરસ્પરને મદદ કરી શકે. હમણાં તેઓ બસરા, દુમારકસ અને ટાઇએરીયાદ ઉપર ઘેરો ઘાલવાને આગળ ધસ્યા પણ તેઓના તાબાના

લશ્કરની સંખ્યા ૩૫ હજારથી વધારે નહોતી. જે પ્રબળ પરાક્રમવાળી રોમન શક્તિની સામે તેઓ લડવાને જતા હતા, તેઓના અસંખ્ય માણસોના મુકાબલામાં આ નાનું સરખું લશ્કર કાંઇપણ વિશાત વગરનું ગણાવા લાગ્યું. કાન્સ્ટાન્ટીનોપલના રોમન રાજ્યના તાબાનાં કેટલાંએક યુરોપીયન રાજ્ય સ્વતંત્ર અને જૂદાં થઇ જવા છતાં, આ સમયમાં રોમન રાજ્યનો એટલો બહોળો વિસ્તાર હતો કે તેજ માત્ર એક વિશાળ સામ્રાજ્ય તરીકે ઓળખાતું હતું. આ સામ્રાજ્યનું ઐશ્વર્ય, સૈન્ય સંખ્યા, અને લડાઇને લગતી સામગ્રી એ સમયમાં અતુલ હતી એમ કહીએ તો અતિશયોક્તિ કરેલી ન કહેવાય. સઘળો એશિયા માઇનર, સિરિયા, પેલેસ્ટાઇન મિસર, અને મિસરના પશ્ચિમ પ્રાંતથી માંડીને આટલાંટીક માહાસાગર સુધી સઘળો પ્રદેશ આ કાન્સ્ટાન્ટીનોપલના રોમન સામ્રાજ્યના તાબામાં હતો. એઓમાં સિરીયા, ફનોસિયા, અને પેલેસ્ટાઇન સામુદ્રિક બંદરના માટે પ્રખ્યાત હતાં. મિસરમાં બહુ પ્રમાણમાં અનાજ ઉત્પન્ન થતું એટલા માટે તે આસપાસના પ્રદેશમાં અનાજના ભંડાર તરીકે પ્રખ્યાત થયેલું હતું અને મિસરની પશ્ચિમે સમૃદ્ધિશાળી પ્રાચિન સાઇરીન અને કાર્થેજ રાજ્ય વિદ્યમાન હતાં.

આરબ લડાયકોને હાંકી કાઢવા માટે રોમનો બાદશાહ હિરો કિલયાસ પોતે હેમસ નગરે આવ્યો હતો. આરબ સેનાપતિઓને દુર કરવા સારૂ તેણે જુદાં જુદાં ચાર લશ્કર રવાના કર્યા, જ્યારે મુસલમાનોએ રોમના બાદશાહની લશ્કર રવાના કરવાની રીત સાંભળી ત્યારે પરસ્પર એક મત થઇને એ નિશ્ચય ઉપર આવ્યા કે સઘળા આરબ લશ્કરને એકજ જગોએ રાખવું. તે પ્રમાણે ઈ. સ. ૬૩૪ એપ્રીલ માસમાં યારમાક નદીની પાસે જલાન નામની જગાએ ચારે મુસ્લીમ સરદારોના લશ્કરને એકત્ર કરવામાં આવ્યાં. એ જોઇને રોમન લોકોએ પણ પોતાના લશ્કરને એક કર્યું. યારમાક એક અપ્રસિદ્ધ નદી હતી. એ, હરણની ઉંચી ભૂમિમાંથી નિકળીને, ટાઇબેરિયસ હદની કેટલાએક માઇલ દક્ષિણે જોર્ડન નદીમાં પડે છે. આ સંધીસ્થળથી ૩૦ માઇલ મુળ તરફ યારમાક નદીની ઉત્તરમાં અર્ધ વૃતાકાર પર્વતથી વીંટળાએલ એક વિશાળ સમતળ ક્ષેત્ર છે. આ જગ્યા બહુ માણસના લશ્કર માટે છાવણીનું યોગ્ય સ્થાન હતું. યારમાક નદીના કાંઠાના ભાગમાં પથરા બહુ હતા, અને કિનારા નદિના તળીયાની સપાટીથી બહુ ઉંચા હતા. આ પર્વતથી વિંટાએલા ભુખંડની સનમુખ બે ટેકરી-

ઓની વચેનો એકજ માર્ગ હતો અને ફક્ત આ એકજ રસ્તાદ્વારા અંદ-રના સમતળ વિશાળ મેદાનમાં પેસી શકાતું હતું. આ જગાનું નામ વાયા-કુસા હતું. મુસલમાનોના ઇતિહાસમાં આ જગા વિશેષ પ્રસિદ્ધ છે. આ જગા ચારે બાજુએ પર્વતોથી સુરક્ષિત જાણીને રોમન લોકો આને કુદરતી રીતે લડાઈની જગો તરીકે ગણુતા હતા અને રોમન લશ્કરે આરબોના લશ્કરનો કાંઈપણ વિચાર કરવા વગર આ જગામાં પ્રવેશ કર્યો હતો. આ ઘટનાથી આરબો શત્રુઓની મતલબ સમજવાને સમર્થ થયા હતા એટલે એકદમ પુરતી ત્વરાથી યારમાક નદી ઓળંગીને તેની ઉત્તર દિશાએ પર્વ-તની ટેકરી પાસેની એક ઉંચ જમીન ઉપર છાવણી નાંખી, તેઓ એવા વિચારથી તૈયાર હતા કે રોમન લશ્કર જેવું સમતલ ક્ષેત્રમાંથી બાહાર નિકળે કે તરત તેના પર હુમલો કરવો.

ઇતિહાસનું પુસ્તક લક્ષપૂર્વક વાંચતાં ભૂગોળનું જ્ઞાન બરાબર હોય તોજ વાંચન રસમય થઇ પડે છે. આ જગોએ વાંચનારા સારી પેઠે સમજ્યા હશે કે રોમન લશ્કરે પોતાના માટે છાવણીની જે જગા પસંદ કરી હતી તે જગા ચારે બાજુએ પર્વત અને નદીના કીનારાથી વિંટાએલી હતી. બે ટે-કરીઓની વચ્ચેનો ફકત એકજ સાંકડો રસ્તો તેમાંથી બાહાર નિકળવાનો હતો અને આ સાંકડા રસ્તા ઉપરની એક ટેકરી ઉપર આરબોએ પોતાની છાવણી નાંખી હતી. બેઉનું લશ્કર સન્મુખ વર્તિ બે માસ સુધી રહ્યું. આ-ખરે આ પ્રમાણે ફોગટ વખત ગુમાવવો નાપસંદ કરી ખલીફાએ વાલીદના પુત્ર ખાલેદને કાલદીયાથી સિરીયા મોકલ્યો. રોમનો આ સમાચાર જાણે તે પહેલાં તો ખાલેદ મુસલમાનોના લશ્કરને મળી ગયો. આ વખતે રોમન શેહેનશાહ હિરોકિલયસના ૨ લાખ ૪૦ હજાર માણુસોના લશ્કર સામે આ-રબોનું ૪૦ હજાર માણુસોનું લશ્કર હતું છતાં રોમનોનો ઉત્સાહ ભાંગી પડયો હતો. કારણકે તેઓની સ્થીતિ અત્યારે કેદીના જેવી હતી જેટલીવાર બહાર નિકળવાનો પ્રયત્ન કીધો તેટલીવાર માર ખાઇને છાવણીમાં પાછું હટવું પડયું હતું. આખરે જમાદીઉસ્સાનીની આખર તારીખે ૩૦ મી ઓગષ્ટ ૬૩૦ ના પ્રાતઃકાળે પાદરીઓદ્વારા ઉત્સાહીત થઇને રોમનો મુસલમાનો સામે લઢવાને બાહાર નિકળ્યા. આ ભયંકર મનુષ્યસંહારક સંગ્રામ:યારમાક યુદ્ધ નામે પ્રસિદ્ધ છે. રોમનોનું બહુ લશ્કર મરાયું અને તેનો સંપૂર્ણ રીતે પ-રાજય થયો. બાકી રહેલા લશ્કરનો મોટો ભાગ નદીમાં પડીને મરી ગયો. આ પ્રમાણે દક્ષિણ સિરીયાનો સઘળો મુલક આરબોના હાથમાં આવ્યો.

યારમાક યુદ્ધના વખતે હજરત અબુબકર સિદ્દિક વફાત થઇ ગયા હતા. લડાઇ શરૂ થવા પહેલાં તેમની વફાતના ખબર માત્ર એક સેનાપતિને પડ્યા હતા પણ જ્યાં સુધી તેઓ યુદ્ધમાં વિજય ન મેળવી શકે, ત્યાં સુધી મુખ્ય સેનાપતિ ખાલિદે આ વાત જાહેર થવા દીધી નહોતી. હજરત ઉમર સેનાધ્યક્ષ ખાલેદની દુઃસાહસિકતા પસંદ કરતા નહોતા તેથી તેના બદલામાં મુખ્ય સેનાપતિ તરીકે બાહોશ બુદ્ધિશાળી અબુવાલેદને ઠરાવ્યો હતો. ખાલેદ અબુ ઓબેદાના તાબામાં રહી યુદ્ધ કરવા લાગ્યો અને સીરીયાનાં તમામ શહેરો એક પછી એક મુસલમાનોને હસ્તગત થવા લાગ્યાં. દમાસ્કસ, હેમસ, હાસા, કિન્નિસરિન, અલેપ્પો અને અન્યાન્ય પ્રસિદ્ધ નગર સેનાપતિ અબુઓબેદાએ જીત્યાં હતાં. આખરે તે પૂર્વે રોમરાજ્યની રાજધાની કોન્સ્ટેન્ટીનોપલના જેવી પરાક્રમી આન્તીયેક નગરે ઉપસ્થિત થયો. આ નગર મજબુત કિલ્લાદ્વારા સુરક્ષિત હતું અને અન્યાન્ય સ્થાનમાંથી નાશી આવેલા માણસો આ સ્થાને આશ્રય ગ્રહણ કરતા તેથી એની શક્તિ સમૃદ્ધિ, વૃદ્ધિ પ્રાપ્ત થઇ હતી. મોજ મજા ભોગવનારા નગર વતનીયો સર્વદા આમોદ પ્રમોદે પડ્યા રહેતા, તેથી દુર્બળ થઇ ગયા હતા, તો પણ તેઓ છેક નિર્બળ થઇ ગયા નહોતા. નગરની બહાર એક સામાન્ય લડાઇમાં મુસલમાનો જીત્યા એટલે નગરવાસીઓ એટલાબધા ગભરાયા કે કેટલાક દિવસ બચાવ કરવા પછી આખરે તાબે થવાની ફરજ પડી. એ પ્રકારે ઉત્તર સિરિયાનો ઘણો ખરો ભાગ આબુઓબેદાને હસ્તગત થયો. બીજી બાજુએ પાલેસ્ટાઇનમાં અલઆસનો પુત્ર આમર પણ નવરો બેસી રહ્યો નહોતો. રૂશિઆનો શાસન કરતા આરટાબીન હતો તેણે આ મુલુકના રક્ષણ માટે મોટું લશ્કર એકઠું કરીને તેમને જેરૂસાલમ, ગાઝા, રામલેહ, વગેરે જુદી જુદી જગાએ વેંચી નાંખ્યું હતું. બીજી બાજુએ સેનાપતિ આમર, પોતાના લશ્કર સાથે આજનાદીન, નામના સ્થળમાં પહચો હતો. આ, આજનાદિન ગામ, જેરૂસાલેમની પૂર્વમાં અને રામલેહ તથા બૈતજીબ્રીન એ બે નગરની વચ્ચે આવેલું છે. આરબ સેનાપતિ જેરૂસાલેમ, ગાઝા, રામલેહ અને કેઇસારીયાના રક્ષણ માટે જુદું જુદું લશ્કર રાખીને તરતજ આતરાબીન, જીતવાને દોડયો. આજનાદીન, નામના સ્થળે પણ યારમાકની માફક ભયંકર લડાઇ થઇ. રોમનો સંપૂર્ણ રીતે હારીને લશકર સેનાપતિ સહિત નાસી ગયું. આ લડાઇના પરિણામેજ જાફા, અને નેબ્લુસ, નામના બે શહેરો મુસલમાનોના હાથમાં આવ્યાં અને આસકેલન, ગાઝા, રામલેહ, એકર, બૈરૂત, સિદન, લેવડિસિયા, આપામિયા અને ગબુલા, એ શહેરોએ વગર લડાઇએ આરબોની તાબેદારી

કબૂલ કીધી. ફક્ત જેરૂસાલમ, રોમન લશ્કરથી સુરક્ષિત હોવાથી કેટલાક દિવસ સુધી તાબામાં ન આવ્યું. કેટલોક સમય બચાવ કરવા પછી ત્યાંના મુખ્ય પોપે ( ધર્માધ્યક્ષે ) સંધિ કરવાની અરજ કરી પણ ખલીફા પોતે જ્યાં સુધી ન આવે ત્યાં સુધી બીજાના હાથમાં શહેર સોંપવા કબુલ ન થયા. હજરત ઉમર ફારૂકે ધર્માચાર્યની આ માગણી કબુલ રાખી. અને હજરત પોતે કાંઇ પણ લશ્કર કે કોઇ પણ સંગી વગર એકલા કાંઇ પણ ડોળ, ધામધુમ કે આડંબર વગર શહેરમાં દાખલ થયા અને જેરૂસાલેમથી આવેલા પ્રતિનિધિ સાથે તેમની મુલાકાત થઇ. જો રોમન લોકો પોતાના તાબાની જમીનનો કર આપવા કબુલ થાય તો તેમને સ્વતંત્ર રીતે પોતાનું ધર્મકાર્ય કરવા દેવામાં આવશે અને પાદરીઓને તેમના ગીરજા વગેરે પાછું મળશે. આ પ્રમાણે હજરતે હુકમ ફરમાવ્યો. તે પછી હજરત ઉમર પ્રતિનિધિની સાથે જેરૂસાલેમ તરફ અગ્રેસર થયા. જેરૂસાલમમાં ખ્રીસ્તી ધર્મગુરૂ સફ્રોનીયાસ હતો, તેણે હજરત ઉમ્મરને માન સહિત આવકાર આપ્યો. આ નગરીની પ્રાચિનતા સંબંધી વાતચીત કરતાં કરતાં મુસલમાન અને ખ્રિસ્તિ નેતાઓએ એક સાથે પવિત્ર નગરીમાં પ્રવેશ કીધો એટલે તુરત નમાજનો વખત થયો. હજરત ઉમ્મર જેરૂસાલેમના ગીરજામાં નમાજ પડવાને નાકબુલ થયા, અને કોન્સ્ટાનટાઇન ગીરજામાં નમાજ ગુજારી. આનું કારણ પૂછતાં, ખ્રીસ્તી ધર્માચાર્યને કહ્યું કે, "જો હું એજ ગીરજામાં નમાજ પડત તો ભવિષ્યમાં મુસલમાનો તમારી સાથેના સંધીના કોલકરારો તોડીને માહારૂં અનુકરણ કરીને આ ગીરજામાં નમાજ પડત." રામલેહથી આવેલા પ્રતિનિધિઓએ પણ આ પ્રમાણે સંધીના કોલકરારો કર્યા. સામારીટનના યાહુદીઓએ લડાઇના વખતે મુસલમાનોને મદદ કરી હતી તેટલા માટે ફક્ત તેમનેજ કાંઇ પણ કર લીધા વગર પોતાની સંપતિ સ્વતંત્ર રીતે ભોગવવા દીધી. માવીયાના પુત્રના વખતમાં આ યાહુદિઓનો હક ખેંચી લેવામાં આવ્યો હતો.

આરમીનીયાની કુર્દિજાતીએ, મેસેપોટામીયામાં લૂંટ ચલાવેલી તેથી તે જગાએ લશ્કર મોકલવામાં આવ્યું એટલે તેઓ સંપૂર્ણ રીતે તાબે થયા. વળી ફરીથી રોમન લોકોએ શત્રુતા શરૂ કરવા માંડી. ઇ. સ. ૬૩૮ ના વસંત કાળની શરૂઆતમાં હિરોકલીયસે પુર્વ તરફનાં સ્વતંત્ર રાજ્યોની મદદથી મોટું લશકર એકઠું કર્યું હતું. આ પહેલાં જે સઘળાં નગરો મુસલમાનોના હાથમાં આવ્યાં હતાં તેઓએ પણ બાદશાહ હિરોકલીયસનો પક્ષ કર્યો એટલુંજ નહિં પણ ખ્રિસ્તી ધર્મ પાળનારા આરબો પણ આ

લોકો સાથે મળી ગયા. સમુદ્ર રસ્તે મિસરમાંથી એક લશ્કર આવ્યું અને ઉત્તર પાલેસ્ટાઇનિ ફરીથી તાબે કરી લીધું. આ પ્રમાણે આરબો ચારે બાજુથી આપત્તિમાં આવી પડયા હતા પણ જેનું નહી દમન થઇ શકે તેવું સાહસ, પ્રચંડ વેગ, લશ્કરની વ્યુહ રચનાની સંપુર્ણ કુશળતા અને અચળ ધર્મ વિશ્વાસ, આ સઘળા સદ્‌ગુણોએ તેમને અમુલ્ય સહાય કરી. જો કે અનેક જગોએ એક એક આરબ ને વીશ વીશ રોમનો સામે લડવું પડયું હતું તોપણ તેઓ દુશ્મનોના લશ્કરને ભેદી નાંખીને પોતે ફતેહ મેળવવાને શકિતવાન થયા હતા. હિરોકિલીયસનો પુત્ર હારીને ઉભી પૂંછડીએ નાઠયો, અને બહુ મહેનતે પ્રાણ બચાવી શકયો. સીરીયા દેશ ફરીથી મુસલમાનોને તાબે થયો. ઉત્તર સિરિયામાં 'કેઇસિરીયા' નામનું એકજ શહેર રોમનોના તાબામાં રહ્યું. આ શહેર દરિયાના કિનારા ઉપર હતું અને સમુદ્ર રસ્તે વારંવાર મિસરની મદદ મળ્યા કરતી હતી તેથી કેટલોક સમય મુસલમાનો સામે ઉભૂં રહેવાને શકિતવાન થયું હતું પણ સમ્રાટ હિરોકિલિયસનો પુત્ર કન્સ્ટાનટાઇન નાસી જવાના ખબર મળતાં આ નગરના રક્ષકોનો ઉત્સાહ ભંગ થઇ ગયો. જો કેઇસિરિયાના લોકો આરબોના તાબે થશે તો તેમની સાથે ભલાઇથી વરતવામાં આવશે આ પ્રમાણે જાહેરનામું કાઢવાથી નગરના તમામ લોકોએ મુસલમાનોની તાબેદારી કબુલ કરી હતી. હવે સિરિયાના વિજયનું કામ સમાપ્ત થયું.

પંપે મેસીડોનીયાના છેલ્લા રાજાને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકવાના સમયથી સાતસો વરસ પછી સિરિયા દેશ ખલીફા હજરત ઉમરના તાબામાં આવ્યો. રોમનોએ છેલ્લીવાર હારીને રાજ્યલાભની આશા મૂકી દીધી છતાં તેઓ વારંવાર મુસલમાની રાજ્યો ઉપર હુમલા કરતા. તેઓએ આરબોથી છેટે રહેવાની મતલબથી એશિયાના પ્રાંત દેશે બેઉ જાતોની વચ્ચે એક બીજાથી નહિં ઓળંગી જવાય તેવું કત્રીમ મેદાન પોતાના અધિકારવાળી જમીનમાં બનાવ્યું. આ જમીનમાં જે જે શહેરો હતાં તેનો નાશ કરી અંદરના કિલ્લાઓને તોડી નાંખ્યા અને જે મનુષ્યોની વસ્તી હતી તેને બળાત્કારથી ઉત્તરમાં નસાડી મૂકી. આ કામ આરબોથી પણ થઇ શકવાનો કેટલેક અંશે સંભવ હતો કારણ કે હજી સુધી તેઓ સભ્યતાની ટોચ ઉપર પહોંચ્યા નહોતા પણ સભ્યતાનું અભિમાન રાખનારા રોમનોદ્વારા આ કામ થવાથી તેઓની સંપૂર્ણ અસભ્યત્તા અને જંગલીપણું જગતમાં જોવાઇ ગયું છે. આ પ્રકારની નીચતાથી કાંઇ ફળ આવ્યું નહિં કારણ કે બાહાદુર સેનાપતિ આયાજ ઉત્તર સિરિયાના લશ્કરનો સેનાપતિ થયો

અને ટૉરસ પર્વત ઓળંગીને સીલીસીઆ પ્રદેશ તેણે તાબે કરી લીધો અને તેની રાજધાની ટેરસાસ જીતી લીધું એટલુંજ નહિ પણ કાળા સમુદ્રના કિનારા સુધી તેણે મુસલમાનોનો વિસ્તાર વધારી મૂકયો. જેમ નેપોલીયનનું નામ માત્ર સાંભળતા યુરોપના સઘળા રાજાઓ ચમકી જતા હતા તેમ આયાજનું નામ સાંભળીને, એશિયા માઇનિરના રોમનો ચમકી જતા હતા આ વખતે આરબોએ પોતાનો અત્યંત ઉત્સાહ બતાવીને, લડાઇનાં વહાણો બનાવવા તરફ પોતાનું લક્ષ દોડાવ્યું અને થોડાજ સમયમાં દરિઆઇ લડાઇમાં પોતાની શક્તિ બતાવી આપવાને શક્તિવાન થયા. રોમન લડાયક વાહાણોને નસાડી મૂકીને ગ્રીકના તાબાના ઇજીઅન સમુદ્રની અંદરના બેટો જીતી લીધા. રોમનોના તાબાના મિસરના લોકો જળરસ્તે વારંવાર સિરિયા ઉપર ચડી આવતા, આથી ખલીફાએ ગુસ્સે થઇને અનેક વિચાર કરવા પછી ઉત્તર આફ્રિકા જીતી લેવા હુકમ ફરમાવ્યો. અલઆસના પુત્ર આમરે માત્ર ચાર હજાર માણસોના લશ્કરથી ત્રણ અઠવાડીઆમાં આફ્રિકાનો બાઇજાનટાઇન અધિકાર તાબે કરી લીધો.

રોમનો મિસરના જુદા જુદા મુલકમાંથી પલાયન કરીને આલેકઝાન્ડરીઆમાં ગયા. કેટલોક સમય ઘેરો ઘાલીને અંતે તે નગર પણ આરબોએ જીતી લીધું. દક્ષિણે આબીસીનીયા અને પશ્ચિમે સાઇબીરીયા સુધી સઘળો મિસર દેશ આરબોના તાબામાં આવ્યો. આ દેશ જીતી લેતાં વાંતજ બીજા દેશોની માફક અહિં પણ ખેતીની ઉન્નતિના માટે અનેક તરેહના ઉપાયો લેવાયા. ખેડુતોને કંઇપણ કર લીધા વગર જમીન સોંપવામાં આવી. પુરાતનીક પાણીની નહેરો, સુધારો નહિં હોવાથી ઉપયોગ વગરની થઇ પડી હતી તેનો સુધારો કરાવી પાણી કામમાં લઇ શકાય તેવી હાલતમાં નહેરોને મૂકી દીધી.

મિસરના ખ્રિસ્તિઓને કોપ્ટસ કહેતા હતા. તેઓ મેલચાઇટ સંપ્રદાયના હતા. આ ક્રિશ્ચિયન સંપ્રદાય મુસલમાનો સાથે મોહબત રાખતો હતો એટલે તેઓની સાથે મુસલમાનો ભલાઇથી વર્તવા લાગ્યા. સ્થાઇ અને પરિમિત કરોનો નિયમ ઠરાવી જકાતનો દર ઓછો કરવાથી વેપારની ઉન્નતિ થઇ હતી ૬૪૫ માં રોમન લોકોએ, ફરીથી આલેકઝાંડરીઆ કબજે કરી લીધું. આશરે એક વરસ લડાઇ ચાલવા પછી આરબો તેમને નસાડી મૂકવાને સમર્થ થયા. આલેકઝાન્ડરીઆની વિશ્વવિખ્યાત લાયબ્રેરી, ખલીફા ઉમ્મર જેવા ન્યાયપરાયણ-સદાશય, વિચિક્ષણ બુદ્ધીશાળી અને ઉદાર પ્રકૃતિશાળી

શાસનકર્તા સળગાવી મૂકીને વિશ્વનિંદીત જંગલીપણાનું કામ કરે એ તદ્દન અસંભવિત છે; તો પણ રોમનો આ તહોમત આરબો ઉપર મૂકે છે, પણ આ પ્રમાણ યોગ્ય છે કે, જ્યારે જુલીયસ સીઝરે આ નગર ઉપર ચડાઇ કરી હતી ત્યારે આ લાયબ્રેરીનાં ઘણાં પુસ્તકોનો નાશ કર્યો હતો અને બાકીનાં પુસ્તકોનો ઇસ્વી સનના ચોથા સેકામાં થીયોડોયસના રાજ સમયમાં નાશ કર્યો હતો. આ રાજા એક ધર્માંધ પુરૂષ હતો એટલે મૂર્તિપૂજકોના હાથે લખાયેલાં પુસ્તકોનો તિરસ્કાર કરતો હતો એટલાજ માટે તેણે આલેકઝાન્ડરીયાની ફીલાડેલ્ફીયા લાયબ્રેરીના પુસ્તકો નાશ કરવા માટે હુકમ કર્યો હતો. આ હુકમનું એટલા ઉત્સાહ અને આનંદથી પાલન કરવામાં આવ્યું હતું કે ઇસ્વી સનના સાતમા સેકામાં મુસલમાનો માટે નાશ કરવાનું લાયબ્રેરીમાં કાંઈ બાકી રહ્યું નહોતું. ( See Compare Sedillot. P. 439 ) મીસર જીતવા પછી સેનાપતિ આમરૂને આફ્રીકાની પશ્ચિમ દિશાના લોકો સાથે લડાઇ કરવાની ફરજ પડી. આ લડાઇથી આફ્રીકાનો બાર્કા સુધીનો કિનારો તેણે જીતી લીધો.

ઇ. સ. ના આઠમા સેકામાં ઉત્તર આરબ અને સિરિયા દેશમાં ભયંકર મરકી ફાટી નિકળી હતી. એવું કહેવાય છે કે—આથી ત્યાંના પચીશ હજાર લોકો મરણ પામ્યા હતા. સેનાપતિ આબુઓબેદા, યજીદ અને સોરાબહીલ જેવા ઇસ્લામના ગૌરવ સ્વરૂપ અનેક મુખ્ય મુખ્ય પુરૂષો આ ભયંકર માહામારીથી મરણ પામ્યા હતા. દુર્દશાવાળા લોકોને હિમ્મત અને શાંતિ દેવા સારૂ ખલીફા હજરત ઉમર મદિનાથી ફરીવાર સિરીયા ગયા હતા. આ વખતે તેઓ ૭૦ વરસની ઉમ્મરના હતા, એમ હોવા છતાં પણ પ્રથમની માફક કોઇ પણ સંગીને હજરત સાથે લઇ ગયા નહોતા. આયલાના ખ્રીસ્તી ધર્માચાર્યની સાથે મુલાકાત કરીને ખ્રીસ્તીઓને કેટલીએક નવીન સ્વતંત્રતા બક્ષી હતી. આ વખત હજરતના પધારવાથી અને ઉત્સાહ ભરેલા ઉપદેશથી લોકોમાં નવીન હીમ્મત પેદા થઇ હતી.

ખલીફાએ મદિના આવીને નવીન સામ્રાજ્યની સુશાસન વ્યવસ્થા અને ઉન્નતી કરવાના રસ્તા નક્કી કરવાને વિચાર કર્યો; પણ તેમના એક ખૂનીએ એ વિચારો અમલમાં મૂકવાની તક આવવા દીધી નહિ. એક ઇરાની પુરૂષ ઘણા દિવસ થયાં હજરતનો શત્રુ હતો તેણે હજરતને છરીના એવા જખમ કર્યા કે–તેમાંથી હજરતનો બચાવ ન થયો તેમના પ્રતિનિધિ માટે પોતે છ માણસની એક કમિટિ નક્કી કરી ગયા હતા.

હજરતની શહાદત વિષે એવું કહેવાય છે કે ફીરોજ નામનો એક ઇરાની અગ્નિ ઉપાસક હતો તેને પ્રથમ ઇરાનમાંથી કેદી તરીકે મદીના લાવવામાં આવ્યો હતો. તેની દરરોજની આવકમાંથી બે દેરમ (અમુક નાણું) તેના ધણીને કર આપે એમ ઠરાવ્યું હતું. એટલા માટે તેણે હજરત ઉમર પાસે અપીલ કરી હતી પણ આ માણસ કારીગર હતો તેથી તેની આવક ઘણી હતી, એટલા માટે હજરત ઉમરે તેની અપીલ કાઢી નાખી. એટલાથીજ અસંતોષ પામીને તેનો બદલો લેવાની કોશીશમાં તે ફરતો હતો. આ બનાવ પછી ત્રણ ચાર દીવસ બાદ હજરત ઉમર મદીનાની મસજીદમાં નમાજ ગુજારતા હતા, તે તકનો લાભ લઇને આ દુષ્ટે છરીના ત્રણ ઘા હજરતને કર્યા હતા અને તેનાજ પરીણામે હજરત શહીદ થયા હતા.

હજરત ઉમ્મરની શહાદત, ઇસ્લામ ધર્મ, અને મુસલમાન સમાજના માટે ઘણી અનિષ્ટકારક હતી. તેઓ બહુદર્શિ, સપ્ન ન્યાયપરાયણ, અને તદાનીન્તન લોકચરિત્રથી જાણીતા હતા.

સખ્ત આરબોને દમન કરવા માટે તે પોતેજ એક યોગ્ય પુરૂષ હતા. લોકોની ઇચ્છાઓ નિયમમાં રહે, અને અનિતિનો ફેલાવો ન થાય, તેટલા માટે તેમણે કેટલાએક બહુ સખ્ત નિયમો બાંધ્યા હતા. અર્ધ જંગલી અવસ્થાના આરબોના સ્વાધીનમાં જયારે સમૃદ્ધિશાળી નગરો આવવાં લાગ્યાં, તેવા સમયમાં તે લોકો, વિલાસી થઇને ઉલટે રસ્તે ચડી જાય એ વધારે સંભવીત હતું. તે સમયે કેટલાએક સખ્ત નિયમો કરીને તેઓને અનિતીમાંથી બચાવી લેવાને શકિતવાન થયા હતા. રાજની આવકના સંરક્ષણ માટે તેમણે એક રાજસ્વ વિભાગ ઇલાયદો ઠરાવ્યો હતો. સમસ્ત સામ્રાજ્ય શાસન કરવા સારૂ કેટલાએક ઉત્તમ નિયમો બાંધ્યા હતા. તેઓ કદાવર શરીરના, ગૌરવર્ણના,-સ્વરૂપવાન અને અમિત પરાક્રમી હતા. બહુજ સામાન્ય ખોરાકથી તેઓ તૃપ્ત થતા હતા. તેમનો પોષાક તદન સાદો ડોળ દમામ વગરનો હતો. સખ્ત રીતે નિયમ પાળનાર અને કરકસરવાળા હતા. રાજ્યનો સામાન્ય માણસ પણ કોઇપણ સમયે તેમની મુલાકાત લઇ શકતો. છુપાવેશમાં કોઇપણ અંગરક્ષક વગર તેઓ રાત્રીએ નગરચર્ચા જોવા નિકળતા. તે સમયના સઘળા રાજકર્ત્તાઓમાં હજરત ઉમ્મર ફારૂકના જેવા, સર્વગુણસંપન્ન રાજા (ખલીફા) કોઇ પણ નહોતા.



# પ્રકરણ ૫ મું.



## હજરત ઓસમાન અને હજરત અલીનો શાસનકાળ.



હીજરી ૨૪-૪૦, ૬૪૪-૬૬૧ ઇસ્વી.

હજરત ઉમર પોતાની વફાત સમયે જીવીત અવસ્થામાં જો ધારત તો હજરતઅલી કે પોતાના ધર્મિષ્ટ પુત્ર અબદુલ્લાને પોતાની પાછળ ખલીફા તરીકે મુકરર કરી જાત, પણ પોતે જે સુક્ષ્મ વિચાર અને ન્યાયપરાયણ માટે અરબસ્તાનમાં પ્રખ્યાત હતા તેજ વિવેક બુદ્ધિએ કરીને મદિનાના છ પ્રખ્યાત પુરૂષોની કમિટી મુકરર કરીને ભવિષ્યના ખલિફા મુકરર કરવાનું કામ આ કમિટિને સોંપ્યું હતું. આ છ ગૃહસ્થો નિચે પ્રમાણે હતા, (૧) હજરત અલી (૨) હજરત ઓસમાન (૩) તલહા ઇબ્ને અબદુલ્લા, (૪) જુબેર, (૫) અબ્દરેહેમાન ઇબ્ને આફ (૬) સાદ ઇબ્ને અબુવાકાસ.

હજરત ઉમ્મરની વફાતથી હાસમી વંશની વિરૂદ્ધે ઉમૈયા વંશના પડ્યંત્રનો રસ્તો પહોળો કરી આપ્યો હતો. આ સમયમાં ઉમ્મિયા વંશજોએ મદિનામાં એક પ્રબળ મંડળ એકઠું કર્યું હતું અને છુપી રીતે પોતાની સત્તા દિનપ્રતિદિન પ્રબળ કરતા જતા હતા. બહુ સમય થયાં તેઓ હજરત મોહમ્મદ (સ.અ.વ) ના વંશજો હાશમી વંશજની વિરૂદ્ધમાં શત્રુતાનું પોષણ કરતા આવતા હતા. અને તેઓનો અતિશય તિરસ્કાર કરતા હતા. એજ ઉમ્મિયા વંશજો, હજરત રસુલે ખુદાની હત્યા કરવા સારૂ મક્કાથી હજરતની પાછળ પડ્યા હતા પણ તે ઘાતકી કામ કરવાને અસમર્થ નીકળવાથી અને હજરતના શિષ્ય મંડળોવાળાઓએ મક્કા ઉપર પુરતો અધિકાર મેળવવાથી ઉમ્મિયા વંશજોએ પોતાનો સ્વાર્થ સાધવાના માટેજ ઇસ્લામ અખ્તિયાર કીધો હતો. જ્યારે ઇસ્લામ ધર્મ દિવસે દિવસે ચારે દિશાએ વધવા લાગ્યો અને પોતાની પ્રબળ સત્તા ફેલાવતો ગયો, તે સમય ઉમ્મિયા વંશજો વ્યક્તિગત ઐશ્વર્ય, અને વ્યક્તિગત ઉન્નતિ માટે વિશેષ પ્રયત્ન કરતા હતા. તે સમયમાં હજરત મોહમ્મદ (સ.અ.વ.)ના જેજે સહચરો મુસ્લીમ રાજ્યમાં રાજ્યસત્તા ચલાવતા હતા તેઓ સખત નીતિ

પરાયણુ, અને બહુજ સરળ પ્રકૃતિવાળા હતા. તેઓ પોતાના સ્વાર્થ અને સુખભોગ કરવાની મુદ્દલ ઇચ્છા રાખતા નહોતા. તેઓનો પહેરવેશ તદન સાદો ગરીબ માણુસોના જેવો હતો. તેટલા માટે ઉમ્મિયા વંશજો તેઓની બહુ નિંદા કરતા અને છેવટે આ તિરસ્કાર યુકત નિંદા અસંતોષ અને ભયંકર કુસંપના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. જે સઘળા પ્રતિષ્ઠિત, પ્રાચિન મુસલમાનો મંત્રી સભાના મેમ્બરો અને રાજ્યના મુખ્ય મુખ્ય કામોમાં નિયુકત હતા તેઓના સામે તેઓ છાની રીતે વિદ્રોહનું પરિપોષણુ કરતા હતા. હાશમી વંશજ સત્તાધારીઓનાં સરળ અંતઃકરણુ સાધુ સ્વભાવ અને સાત્વિકતા, ઉમ્મિયા વંશજોની વિલાસીતા અને મોજમજામાં અડચણુ કરનારી થઇ પડતી હતી.

એદુઇન આરબો અને ઉમ્મિયા વંશજો એક લોહીના હતા તેથી તેઓની વચ્ચે સગપણુનો નિકટનો સંબંધ હતો, જેથી તેમના મુખ્ય મુખ્ય માણુસોને ઉમ્મિયા વંશજોએ હાથમાં લઇ લીધા હતા. ઉમ્મિયા વંશજો આવા પ્રકારના પડ્યંત્રથી હજરત ઉમ્મરની પછી હજરત અલીને ખિલાફત મળે તેમાં અટકાવ નાંખી શકવાને શકિતવાન થયા હતા. કેટલાએક દિવસ અનેક તર્ક વિતર્ક કરવા પછી ઉમ્મિયા વંશી. આફ્ફાનના પુત્ર હજરત ઓસમાનને ખીલાફત મળી. ( તા. ૧ લી મહોરરમ હીજરી ૨૪ તા. ૭ મી નવેંબર ૬૪૪ )*

તેઓના નિશ્ચયથીજ આખરે ઇસ્લામની પડતી દશા આવી હતી. હજરત ઓસમાન ધાર્મિક અને સુચરિત્રવાન હોવા છતાં વૃદ્ધાવસ્થા અને દુર્બળ ચિતના હોઇને રાજ્યસત્તા ચલાવવાને સંપૂર્ણ રીતે અનુપયુક્ત હતા. ખલીફા પદે આવતાં વાંતજ, તેઓ પોતાના પરિવાર વર્ગના લોકો ઉપર

* કમિટિના મેમ્બરોની સભા વારંવાર મળવા પછી અને બહુ વિચાર અને ચર્ચા કરવા પછી હજરત અલી ખીલાફત ઉપર મુકરર થયા હતા. ખલીફા થવાને માટે તેમને કુરાને શરીફ, હદીસ અને પહેલાંના ખલીફાઓના પગલા પ્રમાણે ચાલવું જોઇએ. આ પ્રમાણે સોગન લેવાનું હજરત અલીને કહેતાં તેમણે જવાબ આપ્યો કે " હું કુરાને શરીફ પ્રમાણે કામ કરીશ પણુ બીજા વિષયોમાં પહેલાંના ખલીફાઓના વિચાર પ્રમાણે ચાલી શકું નહિ; પણુ માહારી બુધ્ધિ પ્રમાણે કામ કરીશ." આ જવાબથી હાજર રહેલા સભ્યો સંતોષ પામ્યા નહિં એટલે હજરત ઓસમાનને તે પ્રમાણે સોગન લેવાને કહ્યું. તેઓ તે પ્રમાણે કબુલ થયા એટલા માટેજ હજરત ઓસમાનને ખીલાફત મળી હતી. ( See Lives of successors of Mohomet By Washington Inring P. 149. )

મહેરબાની દેખાડવા લાગ્યા. તેમના સેક્રેટરી મરવાનની સલાહ પ્રમાણેજ તેઓ ચાલતા હતા. આ મરવાન ઉમ્મિયા વંશજોમાં અત્યંત ખરાબ પ્રકૃતિનો માણસ હતો અને એક વખત હજરત મોહમ્મદ (સ.અ.વ.)ના વખતમાં તેણે પ્રતિજ્ઞાનો ભંગ કરેલો હતો માટે તેને કહાડી મૂકવામાં આવ્યો હતો. હજરત ઓસમાન ખલીફા પદે આવતાં વાંતજ, હજરત અલી પોતાના સ્વાભાવિક લક્ષણો-સ્વદેશ પ્રેમ અને સત્ય વિશ્વાસના તાબે થઇને તેમના પ્રતિ મહોબત દેખાડવા લાગ્યા હતા. હજરત ઓસમાનના સમયમાં ઉમ્મિયા અને હાશમી વંશોની અંદર જે ભયંકર શત્રુતાનો આરંભ થયો હતો તેને શાંત થતાં એકસો કરતાં વધારે વરસ થયાં હતાં. તેમની રાજસત્તાના સમયમાં ફક્ત આ બે વંશોની વચ્ચે શત્રુતા જન્મી હતી એટલુંજ નહિ, પણ તે સિવાય ઇસ્લામધર્મ અને સામ્રાજ્યને મોટાં નુકશાનો થયાં હતાં. સાધારણ આરબો હમેશાં સ્વતંત્રતાને ચાહનારા, તોફાની અને તાબેદારી નહિ ભોગવી શકે તેવા હતા. માહા પુરૂષ હજરત મોહમ્મદ (સ.અ.વ.) એ પોતાની અસાધારણ પ્રતિભા અને ક્ષમતા બળે કરીને અને હજરત અબુબકર સિદ્દિક તથા હજરત ઉમ્મરે પોતાના સખત નિયમ અને દ્રઢતાએ કરીને તેઓને સખત રીતે તાબે કર્યા હતા. તેઓએ અત્યારે સત્તાની નિર્બળતાને લીધે કોરેશોની સત્તા સામે અસંતોષ બતાવીને ઠેકાણે ઠેકાણે વિદ્રોહનાં બીજ વાવવાનો આરંભ કર્યો હતો. મજરવંશી અને હિમિયારાઇટ (ધમિનાઇટ) વંશ, આ બે વંશો વચ્ચેનો જાતીગત પાર્થક્યના માટે મોટો કુસંપ પહેલાં ચાલતો હતો તે, પહેલાંના ખલીફાઓની બળવત્તર સત્તાના લીધે ઘણા ભાગે બંધ થઇ ગયો હતો. આ વખતે ખલીફાની નબળાઇને લીધે તે ફરીથી સળગી ઉઠયો હતો અને તેનાથી મુસલમાન જાતિ અનિવાર્ય ધ્વંસના રસ્તા ઉપર આવી પડી હતી. હજરત ઉમ્મરે જેજે કુશળ પુરૂષોને સત્તાધારી બનાવ્યા હતા, તેઓને પોતાની જગોએથી બરતરફ કરીને તેમની જગ્યાએ હજરત ઓસમાને પોતાના સગાવહાલા કે જેઓ કામ કરવાને તદન નાલાયક હતા તેમને ગોઠવ્યા. આ સઘળા નવા દાખલ થયેલા માણસો પ્રજાવર્ગ ઉપર અત્યંત જુલમ કરવા લાગ્યા. તોપણ હજરત ઓસમાનની રાજસત્તાના પહેલા ૭ વરસમાં તેમના નિંદિત કર્મો સામે કાંઇપણ લક્ષ આપવામાં આવ્યું નહોતું. પરદેશી શત્રુઓના હુમલાની બીકથી સિમા ઉપરના સઘળા પ્રદેશોમાં આરબોનું લશ્કર રોકાયલું હતું. તુર્કોએ ટ્રાસસેકસીયાના પ્રદેશ ઉપર ચડાઇ કરવાથી મુસલમાનોએ બલ્ખ સુધીનો સઘળો પ્રદેશ તાબે કરી લીધો હતો. આ પ્રમાણે હિરાત, કાબુલ,

અને ગીજની તાબે થયાં હતાં. દક્ષિણ ઇરાનના રહેવાશીઓ વિદ્રોહી થવાથી તેમનું દમન કરવા સારૂ મુસલમાનોએ કીરમાન અને સિસ્તાન પ્રદેશો જીતી લીધા. હજરત ઉમ્મરની મુકરર કરેલી અને ફેલાયેલી પદ્ધતિ અનુસારે, નવા જીતેલા દેશમાં કર નિશ્ચય કરવા સારૂ અને અંદરની ઉન્નતિ માટે સઘળા ઉપાયો લેવામાં આવ્યા હતા. દેશના સઘળા રસ્તાઓ મુકરર કરી રસ્તાની બેઉ બાજુએ ફળદ્રુપ વૃક્ષો રોપાવ્યાં હતાં. ખેતી માટે નહેરોની વ્યવસ્થા ચાલુ કરી હતી, અને પોલીસનો સારો બંદોબસ્ત થવાથી વેપારની ઉન્નતિ થઇ હતી. એશિયા માઇનરના ઉત્તર કિનારા ઉપર રોમનો વારંવાર ચડી આવતા હતા, તેથી મુસલમાનોએ કાળા સમુદ્ર સુધીનો મુલક તાબે કરી લીધો. આફ્રિકાનાં ત્રીપોલી અને બર્ક તથા ભૂમધ્ય સાગરની અંદરનો સાઇપ્રસ બેટ મુસલમાનોના કબજામા આવ્યા. મિસર દેશ ફરીથી જીતી લેવા સારૂ રોમન લોકોએ બહુ વહાણો મોકલ્યાં, તેનો આસેકઝાન્ડરીઆની નજદીકમાં મુસલમાનનાં લડાયક બારકસોએ પરાજય કર્યો અને વાહાણો તોડી નાંખ્યાં હતાં. (૩૧ હીજરી ઇ. સ. ૬૫૨)

એક બાજુએ જેમ ઇસ્લામ ધર્મ જુદા જુદા દેશમાં સચ્ચાઇભરી ખૂબીથી વધતો જતો હતો તેમ બીજી બાજુએ હજરત અલી મદીનામાં રહીને આરબોને સુશિક્ષિત કરવાના ઉદ્દેશથી પ્રાણપણે પ્રયત્ન કરતા હતા. તેઓ પોતે અને તેમના પિતૃવ્ય અબ્બાસના પુત્ર અબદુલ્લા (ઇબ્ને અબ્બાસના નામથી ઓળખાતા હતા. જેમનો જન્મ ૬૧૯ મરણ ૬૮૭) બેઉ મળીને મદિનાની મસજીદમાં વિજ્ઞાન, ન્યાયશાસ્ત્ર અને હદીસ તથા અલંકારશાસ્ત્ર અને મુસલમાનોની સાધારણ વિધિ સંબંધી ભાષણો આપતા હતા અને બીજા વક્તાઓ અન્યાન્ય વિષયનો ઉપદેશ કરતા હતા. જે શિક્ષા અને સભ્યતા માટે બગદાદના ખલીફાઓ એક સમયમાં જગતના ઉંચ સ્થાને હતા, તેજ શિક્ષણ અને સભ્યાતાનાં બીજ આ પ્રકારે મદીનાની મસજીદમાં પ્રથમ રોપાતાં હતાં.

આ બાજુએ ખલીફા હજરત ઓસમાનની નબળાઇ અને તેમના પ્રિય કર્મચારીઓના જુલુમે કરીને આખા દેશમાં ઘોર ઉસ્કેરણી અને અશાન્તી વ્યાપી ગઇ હતી. તેઓના કર્મચારીઓ ઘણો કર લેતા હતા તેથી તથા જુલુમ કરતા હતા તેથી આ અન્યાય અને જુલમનાં વાજીંત્રોનો અવાજ રાજધાનીમાં ગાજી રહ્યો હતો. જુદા જુદા પ્રદેશમાં પોતાના વંશના નાલાયક કર્મચારીઓ ગોઠવવાથી હજરત અલીએ વારંવાર તે ઉપર તિર-

સ્કાર બતાવ્યો હતો. પણ હજરત ઓસમાન એક પ્રતિમા સ્વરૂપ તેના સેક્રેટરી મરવાનની બુદ્ધી પ્રમાણે ચાલતા હતા તેથી કોઇનો ઉપદેશ કર્ણ-પાત થઇ શકતો નહોતો. આખરે સઘળા અત્યાચાર અને અન્યાયને અટકાવવા સારૂ જુદા જુદા પ્રદેશોમાંથી પ્રતિનિધિઓ મદિના આવવા લાગ્યા, તેમને શાંત જવાબ આપીને–" તમારી સઘળી ફરીયાદો ઉપર લક્ષ આપવામાં આવશે " એમ કહીને પોતાના દેશમાં પાછા વાળવામાં આવ્યા હતા. જ્યારે તેઓ મદિનાથી પાછા ફરી પોતાના દેશમાં જતા હતા ત્યારે રસ્તામાં તેઓને એક પત્ર મલ્યો હતો. દુષ્ટ બુદ્ધિશાળી મરવાન પોતેજ આ ચિઠ્ઠિનો લખનાર હતો પણ નીચે ખલીફા હજરત ઓસમાનની ખોટી સહી કરી હતી. આ પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું:–

" પરદેશી શાસન કરનારાઓને હુકમ કરવામાં આવે છે કે જે જે પ્રતિનિધિઓ ફરીયાદ કરવા આવ્યા છે તેઓ પાછા ફરતાં તેઓના સરદારોને તુરત મારી નાંખવા. " આ પ્રકારના ભયંકર વિશ્વાસઘાતથી તેઓ સઘળા બહુ નારાજ થઇને ફરીથી મદીનામાં આવ્યા, અને મરવાનને પોતાના હાથમાં સોંપી દેવાની હજરત ઓસમાન પાસે વારંવાર માગણી કરવા લાગ્યા. એટલુંજ નહિ પણ ઉમ્મિયા વંશજ પુરૂષો પણ મરવાનને પ્રતિનિધિઓના હાથમાં સોંપી દેવા માટે હજરત ઓસમાન પાસે વિનતિ કરતા હતા. પણ પોતાનાં દુર્ભાગ્યે કરીને હજરત ઓસમાને તેમની અરજ મંજુર કરી નહિ. ખલીફા પોતે મરવાનના કુકર્મને સહાય કરે છે, આવા વિશ્વાસથી સઘળા લોકો ક્રોધે ભરાઇને તેમનું ઘર ઘેરી લીધું. આ વિપત્તિના સમયમાં ઉમ્મિયા વંશીઓ વૃદ્ધ ખલિફાનો પરિત્યાગ કરીને સિરિયા દેશના શાસનકર્ત્તા પોતાના સગા માવીયાનો આશ્રય ગ્રહણ કરવા ગયા. હજરત અલી તથા તેમના પુત્ર અને તેમના તાબાનાં માણસો પ્રાણપણે હજરત ઓસમાનનું રક્ષણ કરવા લાગ્યા. પ્રથમ તો તેઓ હુમલો કરનારાઓને અટકાવી શકયા ખરા; પણ છેવટે તેઓમાંના બે માણસો વાંસની સીડી મારફતે દીવાલ ઓળંગીને હજરતના ઘરમાં કૂદિ પડયા અને હજરત ઓસમાનને શહીદ કર્યા. ( ૩૪ હીજરી ૧૮ મી જીલહજ ઈ. સ. ૬૫૬, ૧૯ મી જુન ) તે વખતે હજરત ઓસમાનની ઉમ્મર ૮૨ વરસની હતી. કેટલાક ઇતિહાસકારો તેમની શાહદત વખતની ઉમ્મર ૮૬ વરસની કહે છે. તેઓ મધ્યમ આકૃતિના કાંઇક સ્થુળ શરિરના હતા. તેમની સફેદ મૂછો છાતી સુધી પડતી હતી. માનસીક બળ મુદ્દલ નહીં હતું. ફક્ત ધર્મ

પરાયણતાજ તેમનો મુખ્ય ગુણ હતો. પોતાનાં સગાં વાહાલાને હમેશાં નાણાની મદદ કરવાનો તેમનો સ્વભાવગત અભ્યાસ પડી ગયો હતો, અને વખતો વખત પોતાના પ્રિય સેક્રેટરી મરવાનને, રાજના ખજાનામાંથી નાણું આપેલું તેથી દેશના સઘળા લોકોની નજરે તેઓ અપ્રીતિકારક થઇ પડયા હતા.

વાંચનાર! હવે "લાઇવ્ઝ ઓફ સકસેસર ઓફ મહોમેડ" જે 'વૉશીગટન આઇવરીંગે' લખ્યું છે તેના ૧૪૫ મા પાના ઉપર તાહરૂં લક્ષ ખેચું છું. ઉમેદ છે કે ઇતિહાસના શોખીનો અમારી આ માગણીને અપ્રિતિકર નહિ ગણે.

ખલીફા હજરત ઓસમાને તમામ ઉપયોગી અને લાયક સત્તાધારીઓને પોતાની જગોએથી ખસેડી તેમની જગોએ પોતાના સગા વહાલાને જુદા જુદા પ્રદેશોની સત્તા ચલાવવા માટે મોકલ્યા હતા. તેમાં વિશેષ કરીને મિસરનો જીતનાર બહાદુર સેનાપતિ અલઆસના પુત્ર આમરને મિસરની સત્તા ઉપરથી ખસેડીને તે ઠેકાણે તેમના ધાત્રી પુત્ર સાદના પુત્ર અજ્ઞાન અબદુલ્લાને ગોઠવ્યો હતો. તેણે પ્રજા વર્ગને અત્યંત હેરાન કરીને બહુ નાણું એકઠું કર્યું હતું અને આ નાણું તેણે પોતાના વંશજોમા વહેંચી આપ્યું હતું. આફ્રિકા વિજયથી મળેલું દ્રવ્ય હજરત પેગમ્બર (સ. અ. વ.)ના પરિવારનાં માણસોનું ભરણ પોષણ કરવા સારૂ આપવાનું ઠરાવ્યું હતું. તેમાંથી ૪૦૦૦ ડેરમ હજરત ઓસમાને, મરવાનને આપ્યા હતા. તે સિવાય તેઓ બીજાં પણ અપ્રિતિકર કાર્યો કરીને લોકવર્ગમાં અપ્રિય થઈ પડયા હતા. સમસ્ત અત્યાચાર અને ગેરઇન્સાફનો અટકાવ કરવા સારૂ ભિન્ન ભિન્ન મુલકના પ્રતિનિધિઓએ મદિના આવીને આ બાબત બંદોબસ્ત કરવા ખલીફાને વિનંતિ કરી. તમામ લોકવર્ગની ફરીયાદનો નિવેડો કરવાની પ્રતિજ્ઞા કરીને તેમને સ્વદેશ રવાના કર્યા. મિસરના પ્રતિનિધિઓ ત્યાંના જુલમી શાસનકર્તા અબદુલ્લાને દૂર કરવા માટે ખલીફાને વારંવાર અરજ કરવા લાગ્યા, અને હજરત ઓસમાને પણ આ વાત કબૂલ કરીને તેમની ઇચ્છા પ્રમાણેના પુરૂષને મિસરનો હાકેમ ઠરાવવા રજા આપી. તેમની ઇચ્છા પ્રમાણે પ્રતિનિધીઓએ હજરત અબુબકર સીદીકના પુત્ર અને હજરત આઇસારઅલ્લાહ અનહાદીના ભાઇ મોહમ્મદને પસંદ કર્યા. આ પ્રમાણે મંજુરીનો હુકમ પત્ર ખલીફા પાસેથી લખાવી મોહમ્મદ પ્રતિનિધિઓ સાથે મિસર રવાના થયા. બીજી બાજુએ દુષ્ટ બુદ્ધિવાળા મરવાને ખલીફાના નામની ખોટી સહી કરીને એક ચાકરની મારફતે એક ચિઠ્ઠી મિસરના હાકેમ અબદુલ્લા ઉપર લખી. રસ્તામાં પ્રતિનિધિઓ અને

મોહમ્મદને આ નોકર પેલી કૃત્રિમ ચિઠી સાથે મળ્યો. તેઓએ સંદેહ વશે તે ચાકરના કપડાંમાંથી પેલી ચીઠી મેળવી. એમાં મિસરના હાકેમ અબ્દુલ્લાને આ પ્રમાણે ફરમાવવામાં આવ્યું હતું કે:—"અબુબકરના પુત્ર મોહમ્મદને ત્યાં આવતાં વાંતજ ગુપચુપ છાની રીતે મારી નાંખવો. અને તેની મંજુરીના કાગળને બાળી નાંખવો. અને બીજો હુકમ મળતાં સુધી મિસરના પ્રતિનિધીઓને બંદીખાને નાંખવા." આ ચિઠી વાંચીને મોહમ્મદ અને તેના સંગતીઓ ક્રોધેભરાઇને મદિના પાછા ફર્યા અને અન્યાન્ય દેશના પ્રતિનાધીઓને ફરીથી મદીના આવવા માટે માણસો દોડાવ્યાં. વળી ફરીથી સૌ મદીનામાં એકઠા થયા. ખલીફાને પૂછવામાં આવ્યું કે, "જો તમે પોતે આ ચિઠિ લખી હોય તો એકદમ ખિલાફત ઉપરથી ઉતરી જાઓ, અને જો મરવાને લખી હોય તો તેને અમારા હાથમાં સોંપો. અમે તેને ઘટતી સજા કરીશું." જવાબમાં ખલીફાએ કહ્યું કે—"આ ચીઠી મેં લખી નથી તેમ માહારા વિશ્વાસ પ્રમાણે મરવાને પણ લખી નથી, પણ માહારા કોઇ દુશ્મને મને વિપતિમાં નાંખવા સારૂ આ પ્રમાણે કામ કર્યું છે." હજરત અલીએ ખલીફાને આ બાબતનો યોગ્ય જવાબ આપવા સલાહ દીધી પણ તે તેણે લક્ષમાં લીધી નહિ. આખરે મહોમદે ખલીફાના ઘરને ઘેરી લઇને ફરીથી એ પ્રકારની માગણીની અનુમતિ આપવા સમજાવ્યા પણ ફરીથી તેમણે તેમની માગણીને નાકબુલ કીધી, તેથી સત્રળાઓ બહુ ગુસ્સે થયા ને તેમને મારી નાંખવાનો ઠરાવ કર્યો. હજરતઅલી, જુબેર અને તલહાએ ઉશ્કેરાયેલા લોકોને શાંત કરવાને બહુ પ્રયત્ન કર્યો પણ કોઇએ તેમનું કહ્યું માન્યું નહિ. આખરે ખલીફાનું જીવન જોખમમાં આવી પડેલું જોઇ અનુક્રમે પ્રત્યેકે સ્વયં પોતાના પુત્ર હજરત હસન, અબ્દુલ્લા અને મોહમ્મદને ખલીફાના ઘરના રક્ષણ માટે નિયુકત કર્યા. તે ત્રણ જણાએ બહાર ઉભા રહીને ઘણીવાર સુધી ચડી આવનારાને અટકાવી રાખ્યા, પણ હુમલો કરનારાઓનું ટોળું ક્રોધે ઉશ્કેરાઇ ગયું હતું. હજરત ઇમામ હસન તેમને અટકાવવા જતાં જખમી થયા. વિદ્રોહી ટોળામાં સર્વથી આગળ હજરત અબુબકરના પુત્ર મોહમ્મદ અને આસના પુત્ર આમર હતા. તે બેઉ જણાએ ખલીફાના ઘરમાં પ્રવેશ કીધો. તેમણે ઘરમાં આવતાં જોયું કે, ખલીફા પોતે ગાદી ઉપર બેઠા હતા, અને પવિત્ર પુસ્તક કોરાનેશરીફ મેં સામે ખુલ્લું પડેલું હતું. અને તેમનાં પત્નિ નાએલાં (Naili) પાસે ઉભાં હતાં. પ્રથમ એક જણે તિક્ષણ તરવારથી તેમના મસ્તક ઉપર ઘા કર્યો પછી બીજાએ ઉપરા ઉપરી તરવારના ઘા કર્યા. આખરે હજરત

અબુબકરના પુત્ર મોહમ્મદે સખત ઘા કર્યો જેનાથી હજરત ઓસમાન શહીદ થયા.

પ્રિય વાંચનાર, હજરત ઓસમાનની આ પ્રમાણેની શોચનીય શહાદત પછી હજરતઅલી સૌની અનુમતિ પ્રમાણે ખલીફાપદે અધિષ્ઠિત થયા. ( ૨૪ મોહરમ ૧૫ હીજરી તા. ૨૩ જુન ૬૫૬ ઇસ્વી ) હજરત ઓસમાનની શહાદત પછી ખીલાફતની ગાદી મેળવવા માટે ચાર ઉમેદવારો હતા. (૧) હજરતઅલી (૨) તલહા (૩) જોબાયેર (૪) માવિયા. આ ચારમાંથી સર્વની સમ્મતિ પ્રમાણે હજરતઅલી મુકરર થયા. પહેલાંના ત્રણે ખલીફાના વખતમાં પોતે સલાહકારક કૌંસીલના મુખ્ય મેમ્બર હતા અને તે વખતે તેઓ હમેશાં તેમને સત્ય સલાહ આપતા. હજરતઅલીની સલાહથીજ હજરત ઉમરના સમયમાં દેશની આભ્યાન્તરિક સુશૃંખળા અને ઉન્નતિ થઇ હતી. મતલબ કે હજરત ઉમ્મર પોતે તેમને વિશેષ જ્ઞાની અને વિશ્વાસી સમજતા હતા. અને રાજકીય કામકાજના પ્રસંગે પોતે જ્યારે જ્યારે બાહાર જતા ત્યારે મદિનામાં પ્રતિનીધી તરીકે હજરતઅલીનેજ રાખી જતા હતા. સઘળા સમયમાં અને સઘળા કાર્યમાં તેઓના અસાધારણ ચરિત્રબળની સાક્ષી મળેલી છે. તેઓ હમેશાં પોતાના જ્ઞાનલાભના નિમિત્તે ઘણો પ્રયત્ન અને આગ્રહ બતાવતા હતા અને પોતાના પુત્રોને જાતેજ શિખવતા હતા. ખલીફા પદે અધિષ્ઠિત થવાના દિવસે સામાન્ય કિમ્મતનાં સાદાં વસ્ત્રો પહેરીને મદીનાની મસજીદમાં આવ્યા અને પોતાના લાંબા ધનુષ્ય બાણને અટકીને ઉભા રહ્યા અને હાજર રહેલા પુરૂષોનો હાથ ઝાલીને બાધ્યતાની કબુલત સ્વરૂપ પ્રતિજ્ઞાબદ્ધ થવા લાગ્યા. તે દિવસે તેમણે સર્વને સંબોધીને આ પ્રમાણે કહ્યું હતું:-" હું મારા કરતાં કોઇ લાયક માણસને ખિલાફત આપવાને તૈયાર છું."

હજરતઅલી રસુલે ખુદા હજરત મોહમ્મદ ( સ. અ. વ. ) ના કાકાના દીકરા હતા. અને હજરતનાં એકનાં એક પુત્રી ફાતમત જોહરા સાથે પરણ્યા હતા. ફાતમત જોહરાજ હજરતની વફાત પછી તેમના વંશજ હોવાથી તેઓની વફાત બાદ ઉત્તરાધિકારી તરીકે હજરતઅલીજ ખરી રીતે ખીલાફતના અધિકારી હતા, પણ તે સમયે લોકોની સભા તરફથી સ્વિકારાયા નહિ. ગમે તેમ હો, હજરત ઓસમાનની શાહદત પછી સર્વાનુમતિથી હજરતઅલીને ખીલાફત મળી હતી, પણ દુમારકસના હાકેમ ઉમ્મિયાવંશી અબુસુફીયાનના પુત્ર માવીયાએ હજરતઅલીને ખલીફા તરીકે સ્વિકાર્યા નહિ. આ સંબંધે ફ્રેન્ચ ઇતિહાસ લેખક મી. સીડીલ્ટ જે અભિપ્રાય આપી ગયેલ છે તે વાંચક સન્મુખે અમે રજુ કરીએ છીએ.

હજરતઅલીના જેવા વિશુદ્ધ ચરિત્રવાન સદ્વિચારક અને ઉદાર સ્વભાવવાળા પુરૂષ જો હજરત ઓસમાનની શાહદત પછી નિર્વિઘ્ને ખલિફા પદે રહી શકયા હોતતો તેમની પહેલાંના સઘળા ખલીફા કરતાં પોતે વધારે કીર્તિશાળી નિકળત, પણ કમનસિબે તેમ બની શકયું નહિ. ઘણા લાંબા સમય પહેલાંથીજ ઉમ્મિયાવંશીઓએ તેમના વિરૂદ્ધમાં શત્રુતાનો આરંભ કર્યો હતો. પોતે ખલીફાપદ હાથમાં લેતાં વાંતજ પોતાના સત્ય વિચાર અને વિવેકના આધારે પહેલાંની હજરત ઓસમાનની વ્યવસ્થાને રદ કરીને તેમના નિમેલા રૂશવતખોર અને જુલમી અધિકારીઓને રદ કીધા હતા. સાધારણ લોકોના હકને નુકશાન કરીને હજરત ઓસમાને જે જે જમીન પોતાનાં સગાં વહાલાંઓને આપી દીધી હતી, તેમણે સઘળી જમીન રાજમાં પાછી દાખલ કરી અને હજરત ઉમ્મરના ઠરાવેલા નિયમ પ્રમાણે સામ્રાજ્યના રાજભાગનો વિભાગ કરી આપવા હુકમ ફરમાવ્યો. હજરત ઓસમાનના સમયમાં જે જે પુરૂષો મોટા મોટા શ્રીમંત થઇ પડ્યા હતા, તેઓને આ સઘળાં કામો કડવાં લાગવા માંડ્યાં હજરત ઓસમાનના મુકરર કરેલા અમલદારોમાંથી કેટલાએકે વગર પ્રતિબંધકતાએ નોકરી મૂકી દીધી અને કેટલાએકો નોકરી છોડી વિદ્રોહકારક ટોળીઓમાં મળી ગયા. વિદ્રોહીયોમાં સિરિયાનો હાકેમ માવીઆ સૌથા મુખ્ય હતો. તેણે સિરિયા પ્રદેશના અનગળ ધનથી બહુ સંખ્યામાં પગારદાર લસ્કર એકઠું કર્યું હતું આ લસ્કરને બરાબર નિયમિત રીતે પગાર આપવામાં આવતો હતો એટલા માટેજ તેઓ વફાદાર લડવૈયા હતાં. તે સૈન્યથી એટલો સુરક્ષિત હતો એટલા માટેજ હજરતઅલીની વિરૂદ્ધમાં વિદ્રોહ કરવા ખૂલ્લી રીતે બહાર પડવાને શકિતવાન થયો હતો.

વાંચનાર! વિપદ કદિપણ એકલી આવતી નથી. જ્યારે વખત નબળો આવવાનો હોય ત્યારે ચારે તરફથી દુઃખ અને વિપદનાં વાદળાં એક સાથે ઘેરો ઘાલે છે. હજરતઅલીને માટે પણ તેમજ બન્યું છે. માવીયાની વીદ્રોહીતાજ માત્ર તેના દુઃખનું કારણ નહોતું. કોરેશોના આગેવાન પુરૂષો, તલહાને કુફાની હાકેમી અને જોબાયેરને બસરાની હાકેમી પર નિયુકત નહિ કરવાથી તેઓની ઘાડી મિત્રતા દુશ્મનાઇમાં બદલાઇ ગઇ. આમ કરવામાં હજરતઅલીની મુખ્ય મતલબ એટલીજ હતી કે આ બે બાહોશ પુરૂષોની સલાહની આવા વખતમાં હજરતઅલીને સંપુર્ણ જરૂર હતી અને તેટલાજ માટે તેમને ઉપરના સ્થળોના શાસનકર્તા તરીકે મુકરર

કર્યા નહોતા. હજરત અબુબકર સિદ્દિકનાં દીકરી આયસાં ઘણા દિવસ થયાં હજરતઅલીની સાથે દ્વેષ ભાવ રાખતાં હતાં. તેઓ તલહા અને જોબાયેરની સાથે મળી જવાથી દ્વેષની અગ્ની બેવડી સળગી ઉઠી. તેઓ હજરતઅલીની સાથેની પહેલાની પ્રતિજ્ઞાનો ભંગ કરીને પ્રથમ મક્કા ને પછી ત્યાંથી ઇરાક તરફ ચાલ્યા ગયા. પાછળથી હજરત આયસાં પણ તેમની સાથે મળી ગયાં. તેઓ ખલીફા ઉપર આક્રમણ કરવા માટે અનેક લશ્કર એકઠું કરવાને સમર્થ થયાં હતાં.

હજરતઅલીએ લશ્કર સાથે તેઓનું અનુસરણ કીધું અને આ ઘરની લડાઇ બંધ કરવા માટે બહુ સમજાવ્યું; પણ તેઓ માન્યા નહીં. આખરે બોરાયબા નામની જગાએ મોટી લડાઇ થઇ. તલહા અને જોબેર મરાયા અને હજરત આયસાંને કેદ કર્યાં હજરત અલીએ બહુ આદરપૂર્વક, તેમને મદીના મોકલી આપ્યાં. ત્યાંથી કાલદીયાને મેસેપોટામીયાના વિગ્રહોને શાંત કરીને સિરીયા તરફ થઇને રાક્ખાની પશ્ચિમે સેફીન નામની જગાએ માવિયાના લશ્કરની સામે આવ્યા. પોતાના દયાળુ સ્વભાવે કરીને બેઉ પક્ષ વચ્ચે સંધિ કરવાનો બહુ પ્રયત્ન કર્યો પણ માવિયા અહંકારે મત્ત થઇને પોતાની ઇચ્છા પ્રમાણેની શરતોએ સંધી કરવા કબુલ થયો. હજરતઅલી કોઇ પણ રીતે એવા અસંગત સંધિના કરારો કબુલ કરી શકયા નહિ. હજારો માણસોનાં લોહી રેડાય તેનાથી નારાજ થઇને હજરતે દ્વંદ્વયુદ્ધ કરવાની માગણી કરી; પણ માવીયાએ તે માગણી સ્વિકારી નહિ. શત્રુઓનાં કડવાં વચનોથી ગરમ થઇ જવા છતાં ફક્ત પોતાના બચાવ માત્રની સાવચેતીનું ફરમાવી લશ્કરને સખત હુકમ કીધો કે સામા પક્ષનાં લોકો આપણી તરફ આવે તેનું રક્ષણ કરવું અને કેદીઓનું સનમાન રાખવું. દુશ્મનનું લશ્કર તેમની પાસે ત્રણ વખત હાર્યું અને આખરે માવીયાને નાસી જવાનો સમય આવ્યો એટલામાં તેઓના પાપી સહચર અલ આસના પુત્ર આમર કે જેણે મિસર જીત્યું હતું તેણે નવીન કુશળતા વાપરીને તેને ધ્વંસના મુખમાંથી બચાવ્યો. માવીયાના લશ્કરના માણસો પોતાની બરછી ઉપર અને નિશાન ઉપર એક કુરાનના સિપારાને બાંધીને હજરતઅલી અને તેના લશ્કરનાં માણસો પાસે દયાની માગણી કરવા લાગ્યા. એટલે તુરતજ ખલીફાનાં લશ્કરનાં માણસો કોઇ પણ રીતે સંધી કરીને તકરારનું છેવટ લાવવા માટે ખલીફાને અરજ કરવા લાગ્યા, હજરત અલી દુશ્મનોની લુચ્ચાઇને સંપૂર્ણ રીતે સમજી શકયા હતા, તેમ છતાં અને પોતાના લ-

શ્કરની માગણી અન્યાયયુક્ત હોવાથી તે પ્રમાણે વર્તવાની ઇચ્છા ન હોવા છતાં લશ્કરની મરજી સાચવવી પડી અને લવાદ મુકરર કરી કજીઆનું છેવટ લાવવાનું ઠર્યું દુર્ભાગ્યે કરીને અબુમુસા આશારી કરીને એક દુર્બળ મનનો માણસ હજરતઅલીના તરફથી લવાદ મુકરર ઠર્યો. કોઇ કોઇ કહે છે કે તે હજરતઅલીનો શત્રુ હતો. તેમ કદાચ ન હોય તો પણ માવીયા તરફથી મુકદર થયેલા લવાદ આમરની બરાબરી કરી શકે તેવો તો તે હતોજ નહિ. ખલીફા આ પ્રમાણે પોતાના લશ્કરના તરફથી વિજય મેળવવાને નાઉમેદ થઇને ભગ્ન હૃદયે લશ્કર સહીત કુફા પાછા ફર્યા. આના પહેલાં તેમના જે સબળા લશકરે સિફિન યુદ્ધમાં લવાદથી છેવટ લાવવા માટે ગરબડાટ મચાવી મૂક્યો હતો; તેઓએ હમણાં તે વિચાર ખેંચી લીધો અને મધ્યસ્થતામાં ઉભયપક્ષનો ન્યાય નક્કી કરવાનું પાપજનક હોવાનું જણાવ્યું. તેઓ ખુલ્લી રીતે વિદ્રોહી થઇને મરૂભૂમિના પ્રાન્ત દેશમાં નાહારવાન નામની જગ્યાએ ચાલ્યા ગયા. તે ઠેકાણે તેઓપ્રબળ લશ્કર એકઠું કરીને ખલીફાને બીક દેખાડવા લાગ્યા. ખલીફાએ તેમને ફરીથી શ્રેણીબંધ લશ્કર થવાને ફરમાવ્યું અને તેમ નહીતો શાંત ભાવે પોતાના ઘરમાં ચાલ્યા જવા હુકમ કીધો પણ તેઓ માન્યા નહિં. આખરે તેઓ એવા જુલમી બન્યા કે તેના ઉપર ચડાઇ કરવાની ફરજ પડી. આમાંનો મોટો ભાગ લડાઈમાં મરાઈ ગયો માત્ર કેટલાક લોકોએ અલ બહેરામ અને અહાસાય નાસી જઇને પ્રાણ બચાવ્યા આ લડાઇમાં ચાર હજાર માણસો માર્યા ગયાં હતાં, ફક્ત ૩-૪ માણસો બચ્યાં હતાં. આસ્થાને ધર્મથી ઉન્મત ટોળાનાં બીજ સ્વરૂપ કેટલાંક માણસો ફરીથી પ્રબળ લશ્કર એકઠું કરીને વખતો વખત મુસ્લીમ રાજ્ય ઉપર હુમલા કરીને તેમને હેરાન કરતા હતા. વાંચનાર ! અરબસ્તાનના પૂર્વ વિભાગમાં આ પ્રમાણેની ઘટના ચાલી રહી હતી એ વખતે દમાત-અલ-જાન્દાન નામની જગાએ ખલીફાના પ્રતિનીધી આબુ મુસા આશારી કાંતો વિશ્વાસઘાતી બન્યો હોય ને તેમ નહિ તો સામાવાળાની રૂશવતથી પુરતી રીતે ઠગાયો હતો. દુષ્ટબુદ્ધિના આમરે સરળ બુદ્ધિવાળા અને દુર્બળ ચિત્તના આબુ મુસા આશારીને સમજાવ્યો કે, ઇસ્લામ ધર્મ અને મુસ્લીમ રાજ્યના મંગળાર્થે હજરતઅલી અને માવીયા બેઉને પદભ્રષ્ટ કરવા જોઇએ, તેટલા માટે પ્રથમ તમે ઉભા થઇને સર્વ સમક્ષે આમ બોલો કે " હું હજરતઅલીનો હક કાહાડી નાખું છું, પછી હું માવીયાને પદભ્રષ્ટ કરીશ. બેઉ પદભ્રષ્ટ થવા પછી આપણે એક ત્રીજા પુરૂષને ખીલાફત આપીશું." સરળ બુદ્ધિનો ભોળો આબુ મુસા આમરના આ પ્રકારના

બોલથી મુગ્ધ બની જઇને મેમ્બરની મુખ્ય બેઠક ઉપર ઉભા રહીને સર્વ સમક્ષે બોલ્યો કે:–" હું હજરતઅલીનો હક કાઢાડી નાખું છું." તે પછી તેજ મેંબર ઉપર ચડીને આમર બોલ્યો કે–"હું અલીના પદભ્રષ્ટ થવાને અનુમોદન આપી તે જગો ઉપર માવીયાને ઠરાવું છું." આમરના આ પ્રકારના ગર્વભરેલાં વચનોથી હજરત અલીના માણુસો બહુ ક્રોધે ભરાયાં. આ જીવને પરસ્પરના વેરનો બદલો લેવાની પ્રતીજ્ઞા લઇને બેઉ પક્ષ પોતપોતાને ઠેકાણે પાછા ફર્યા.

આબુ મુસા મદિના ચાલ્યો ગયો ત્યાં માવીયાનું પેનશન ખાઇને બાકીનું જીવન પૂરૂં કર્યું. આ પછી માવીયા સાથે નાની નાની લડાઇઓ થઇ. રાજયની પૂર્વ તરફના રહેવાશીઓ વારંવાર વિદ્રોહી બનીને ખલીફાને હેરાન કરતા હતા, તેટલા માટે માવીયાની વિરૂદ્ધમાં લશ્કર એકઠું કરી શકતા નહોતા, પણ તેઓ મીસર અને સીરીયા જીતીને પોતાને ખલીફા કહેવડાવવાને સંપુર્ણ રીતે સમર્થ થયા હતા. દુષ્ટ માવીયાએ ભયંકર વીશ્વાસઘાતક આમરની મદદથી ખલીફાના પ્રખ્યાત પ્રખ્યાત અનુચરોમાં કોઇને ઝેર દેવડાવીને તો કોઇને છરી મારીને નિર્દય રીતે મરાવી નાંખ્યા. આખરે ઈ. સ. ૬૬૧ તા. ૨૭ મી જાનેવારીના રોજ હીજરી ૪૦ તા. ૧૭ મી રમજાન. જે સમય ખલીફા હજરતઅલી કુફાની મસજીદમાં નમાજ પડતા હતા તે સમયે એક ઘાતકના હાથે સખત રીતે જખમી થયા. એ પ્રમાણે મુસ્લીમ ગૌરવનો સૂર્ય હમેશના માટે અસ્ત થયો. ઐતિહાસિક 'કર્નલ ઓસબર્ન' લખે છે કે– " આરબોમાં હજરતઅલી એક વિશુદ્ધ આત્માશાળી હતા, તેઓ શાંત પરોપકારી અને દયાળુ હતા. તેઓ હમેશાં દુ:ખી માણુસને મદદ કરવાને તત્પર હતા. ઇસ્લામની ઉન્નતિના માટે તેમણે જીવન અર્પણુ કર્યું હતું. તેમના ચરિત્રમાં જો હજરત ઉમ્મરની સખતાઈ હોત તો તેઓ આરબ જેવી તોફાની જાતીના ઉપર હજુ પણુ વધારે સત્તા ભોગવી શકત, પણુ ક્ષમા શીલતા અને ઉદારતાજ તેમની પડતીનું કારણ હતાં. અત્યંત દયા, અને સત્યવાદીપણાએજ તેમના દુસ્મનોને અનિષ્ટ કરવાને તક આપેલી હતી.

તેમનું વદનમંડળ ફુટતાં ચંપકપુષ્પ જેવું હતું. કદમાં બહુ લાંબા નહોતા, પણુ ઘણા મજબુત અને બળવાન હતા. તેમની લાંબી મૂછો અને મોટી આંખો જોતાંજ ખાત્રી થતી હતી કે–તેમનું હૃદય શિષ્ટાચાર અને દયાથી ભરેલું હતું. અત્યંત સાહસિકતાથી તેઓ શેરે ખુદા કહેવાતા હતા. અને અસાધારણુ જ્ઞાન અને વિદ્વતાને માટે " જ્ઞાનનો દરવાજો" કહેવાતા

હતા. એક વીરપુરૂષને છાજતા ગુણો માત્ર તેમનામાંજ હતા. તેઓનામાં ઘાતકીપણાનો અંશ માત્ર નહોતો. યુદ્ધસ્થળે જીતાએલા દુશ્મનને માફ કરવું એજ તેમનું કર્ત્તવ્ય હતું. સહનશકિતનો ગુણ તેમનામાં એટલો બધો હતો કે તેટલાજ કારણથી કોઇ કોઇ સમયે તેમને નિર્બળ ચિત્તના ધારવામાં આવતા. બાળપણાથીજ પોતે આ સઘળા સદ્‌ગુણોથી અલંકૃત હતા. હજરત ઉમ્મરના પછી લોકહિતનાં કાર્યો તેમનીજ સલાહથી થયાં હતાં. દુર્બળને સહાય કરવાને અને જેને નુકશાન થયું હોય તેને નુકશાન પુરૂં કરવાને હમેશાં તૈયાર રહેતા હતા. જે પ્રમાણે આ બાહાદુર પુરૂષે મરૂભૂમિમાં કેટલા એક સિંહોના હુમલામાંથી એક મુસાફરની રક્ષા કરી હતી, અને એક ગરીબ સ્ત્રી પોતાના બીમાર સ્વામી સહીત લૂટારાના હાથે પડીને સહાયની બુમ પાડતી હતી તે સમયે "શેરે ખુદા" એ આકસ્મિક રીતે હાજર થઇને તેનું રક્ષણ કર્યું હતું કે હજરતઅલીની આ સઘળી બહાદુરીની વાતો કાયરોની બજારથી લઇને દિલ્લીની બજાર સુધી સર્વ ઠેકાણે ઉંચા કંઠથી ગાનારાઓ ઉન્મત્ત થઇને ગાય છે. આ અદ્વીતિય પુરૂષની વીર કાહાણી આરબોની બહાદુરીને હમણાં પણ નવું જીવન પ્રદાન કરે છે. તેમણે જાહેરમાં હુકમ કીધો હતો કે, પોતાના ઘાતકને મારી નાખતાં કોઇપણ જાતની નિર્દયતા વાપરવી નહિ, ફકત એક મુક્કીથીજ તેનો વધ કરવો, અને તેજ પ્રમાણે તેને મારી નાંખવામાં આવ્યો હતો. પ્રસિદ્ધ ઇતિહાસ લખનાર મસુદી હજરતઅલીના ગુણોનું જે વર્ણન કરી ગયો છે તે વાંચકવર્ગની સનમુખે અમે રજુ કરીએ છીએ તેમણે ઇસ્લામ ધર્મને સૌથી પહેલાં કબુલ કરીને પોતાને ગૌરવશાળી બનાવ્યા હતા. જ્યારે હજરત મોહમ્મદ (સ.અ.વ.) મક્કાથી મદીના ગયા ત્યારે પોતે સૌથી પહેલાં તેમની સાથે ગયા હતા, ધર્મ સંબંધી લડાઇમાં તેઓ હજરત મોહમ્મદ (સ.અ.વ.) ના વિશ્વસ્ત સહચર, અને તેમના જીવનના ચિરસંગી તથા પોતે એકજ તેમના વંશધર હતા. પવિત્ર કોરાનેશરીફ અને રસુલે ખુદાના ઉપદેશમાંથી તેમણે પોતેજ ગંભિરજ્ઞાન મેળવ્યું હતું. આત્મોત્સર્ગ, ન્યાયપરાયણતા, સત્ય, પવિત્રતા અને સત્યવાદીતાના ગુણોએ કરીને તેમનું હૃદય અલંકૃત થયેલું હતું. કાયદા–કાનુન, અને વિજ્ઞાન (સાયન્સ) સંબંધી તેમનું જ્ઞાન અસાધારણ હતું. એક સાથે આ સઘળા ગુણો વિદ્યમાન હોવાથી જો કોઇ પણ પુરૂષને આદર્શ અને અગ્રગણ્ય પુરૂષ તરીકે સ્વિકાર કરી શકાય તો ફક્ત હજરતઅલીજ આરબોમાં સર્વથી શ્રેષ્ઠ પુરૂષ હતા. સર્વશક્તિવાન પરવરદિગારે તેમને જે સઘળા ઉત્કૃષ્ટ ગુણોએ કરીને

વિભૂષિત કર્યા હતા, તેવી રીતે તેમની પહેલાં કે તેમની પછી હજરત મોહમ્મદ ( સ. અ. વ. ) શિવાય એ પ્રકારે ગુણાધિકારી થયા નથી.

હજરત ફાતમત જોહરાના ગર્ભે હજરતઅલીને ત્રણ પુત્ર અને ચાર પુત્રી સંતાન જન્મ્યાં હતાં. હજરત પેગમ્બર (સ.અ.વ.)ની વફાત પછી કેટલાએક મહિના બાદ ફાતમત જોહરા બેહેસ્તનશીન થયાં હતાં. જો કે તે સમયના આરબોના સંસારીક કાયદા પ્રમાણે એક સાથે ચાર સ્ત્રીઓ પરણવાનો ચાલ હતો તો પણ જ્યાં સુધી ફાતમત જોહરા હયાત હતાં ત્યાં સુધી હજરત અલીએ બીજી સ્ત્રી કરી નહોતી. તે સમયમાં અરબસ્તાનમાં ફક્ત ફાતમત જોહરાજ સૌ કરતાં વધારે યશસ્વી અને અતીવ બુદ્ધિમતિ તથા ગુણવતિ મહિલા હતાં. તેમનું સુંદર વદનમંડળ સદા હસતું રહેતું હતું. તેઓનો ધર્મોપદેશ હદીશ અને કુરાનેશરિફની વ્યાખ્યા એ સઘળાં તેમના અસાધારણ માનસિક અને ચરિત્ર બળની સાક્ષી આપે છે. તેમના અતુલ ગુણોએ કરીને તેઓ " જ્યોતિર્મયી દેવી " ના નામે જાહેર થયેલાં છે. અને મુસલીમ જગતમાં એજ પ્રકાશિત નામથી તેવણ પ્રખ્યાત છે. તેઓ દીર્ઘાકૃતિ અને ક્ષીણ કાયાનાં હતાં અને અત્યંત ખૂબસુરત હતાં. તેટલાજ માટે અજજોહરા ( સૌંદર્યશાલિની ) કહેવાયાં છે.

ફ્રેન્ચ લોકોએ જે પ્રજાસત્તાક રાજ્ય મેળવવા માટે મોટો ઘોર વિપ્લવ ઉભો કરીને તેમના દેશનાં લાખો માણસોનાં લોહી વહેવડાવ્યાં હતાં અને જે વિપ્લવે આખા યુરોપમાં ફેલાઇને લાખો મનુષ્યોના જીવનપ્રદીપ અકાળે બુઝાવી નાખ્યાં હતા. તેવીજ જાતનો પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિનો હજરત અલીની શાહદત સાથે ઇસ્લામ રાજ્યમાંથી નાશ થયો હતો.

પ્રજાસત્તાક રાજ્યધોરણના પતન સંબંધી એક દાર્શનિક લેખક જે કાંઇ લખી ગયો છે તે ઉપર વિચાર કરી જોવા માટે તે વિચારો લખી લઇએ છીએઃ—" હજરત મોહમ્મદ (સ.અ.વ.)ની સરળતા, અને તે પછીના ખલીફાઓની કાર્યદક્ષતાના ગુણે કરીને પ્રજાસત્તાક રાજ્યની જે અભૂતપૂર્વ ઉન્નતિ થઇ હતી અને લોકોની પ્રીતિ મેળવવાને સમર્થ થયા હતા, આજ એજ પ્રમાણે તેનો ધ્વંસ થવાથી મુસલમાન જાતિમાં પછી ફરિથી તે સમય આવ્યોજ નથી. પ્રજાસત્તાક રાજ્યના ધ્વંસ પછી કેવળ પવિત્ર કુરાનેશરિફનું શિક્ષણ અને ધર્મોપદેશ એઓએજ મુસલીમ રાજ્યને નાશમાંથી બચાવી લીધાં છે. પ્રજાસત્તાક પદ્ધતિના નાશ પછી એની નીતી અને વ્ય-

વહાર આદીનું અનુસરણ કરીને જુદા જુદા દેશમાં વસેલાં નાનાં નાનાં મુસ્લીમ રાજ્યો ઉપર પરદેશી શક્તિઓએ વારંવાર આક્રમણ કરવા છતાં આશાનુરૂપ ઉન્નતિ કરવાને શક્તિવાન થયાં છે"

**ઉપયોગી ટીકા—**

હજરત આઇસા ઉંટ ઉપર સ્વાર થઇને લડાઈમાં સૈન્યને ઉશકેરતાં હતાં તેટલા માટે આ લડાઇને ઉંટની લડાઈ કહેતા હતા. તલહા હજરત ઓસમાનના પ્રાઇવેટ સેક્રેટરી મરવાનના હાથથી છૂટેલાં બાણથી મરણ પામ્યો હતો. ઝોબાયેર હજરત અલીના તિરસ્કારથી શરમાઈને યુધ્ધ ન કરતાં ક્ષીણ મનથી મક્કા આવતો હતો, રસ્તામાં હનીફ બીન કયાસ નામના એક લશ્કરી સિપાઈના ઇશારાથી અમરૂ બીન જમરૂદ નામના એક માણસે તેનું માથું કાપી નાખ્યું અને માથું લઈ હજરતઅલી પાસે ઈનામ માંગવા ગયો. હજરત પોતાના પુરાતનિક બંધુનું આવું શોચનિય પરિણામ જોઇને અત્યંત દિલગિર થયા અને ઘાતકનો તિરસ્કાર કરી કહાડી મૂકયો આથી આત્મગ્લાની પામીને તે માણસ પોતે પોતાના પેટમાં છરી મારીને મરી ગયો હતો. ( Lives of successors of Mohomed by Washington Irving 178–79 ).

(૨) મરવાને પેગમ્બર સાહેબને જોયાજ નહોતા કારણ હજરતે તેના પીતા હાકામ, ને તાયેફ નગરે કહાડી મૂકયો હતો. એટલે તે સમયથી હજરત ઓસમાનના સમય સુધી હાકામ તાયેફમાંજ રહેતો હતો. જ્યારે હજરત ઓસમાનને ખીલાફત મળી, ત્યારે તેમણે હાકામને મદિના બોલાવ્યો તેની સાથે તેનો દીકરો મરવાન પણ આવ્યો જેને હઝરત ઓસમાને પ્રાઈવેટ સેક્રેટરી બનાવ્યો હતો.

( ૩ ) હજરત ઈસ્માઈલના વંશધર મજર નામના પુરૂષથી મજર વંશ ઉત્પન્ન થયો છે અને યમનના રહેવાશીઓ કાહાતાનના વંશધર હિમિયાર નામના પુરૂષથી હિમિરાઈટ વંશની ઉત્પત્તિ થઈ છે આ બે વંશનું વિસ્તૃત વર્ણન અને શત્રુતાનું કારણ પાછળથી વીશેષરૂપે લખવામાં આવશે.

( ૪ ) હજરતઅલીએ, મિસરની હકૂમત કાયેસના પુત્ર સાદને આપી હતી આ પુરૂષ બહાદૂરીથી મિસરનું રાજ્ય ચલાવતો હતો આ કારણથી મિસર જીતવાનું માવીયાને માટે કઠણ હતું માટે સાદને મિસરમાંથી કહાડવાની માવીયાએ એક યુક્તિ રચી હતી. માવીયાએ પોતે એક ચિઠી લખીને સાદના નામની ખોટી સહી કરીને કુશળતાથી ખલીફાના હાથમાં મોકલાવી આપી. તેમાં સાદ માવીયાને આ પ્રમાણે લખે છેઃ–"હું તમારી તાબેદારી સ્વિકારૂં છું" આ ચિઠિ જોઇને ખલીફાએ ધાર્યું કે આ ચીઠી સાદનીજ લખેલી છે પોતાના કર્મચારીની બેવફાઈથી દુઃખી થઇને તેમણે સાદના હાથમાંથી મિસરની રાજસત્તા લઈ લીધી. અને હજરત અબુબકર સિદીકનાં પુત્ર મહમ્મદને મિસરની સત્તા આપી. નિર્દોષ સાદ વગર કારણે પદભ્રષ્ટ થવાથી માવીયાની કુશળતા સિદ્ધ થઈ મહમ્મદે મિસરમાં બહુ સખતાઈથી

વહીવટ કરવા માંડયો એટલે ત્યાંના બહુ લોકો બળવો કરવા તૈયાર થયા આ ખબરથી નારાજ થઇને ખલીફાએ માલેક સોતર નામના એક જ્ઞાની અને કાર્યકુશળ પુરૂષને મહમ્મદના બદલામાં મિસરની રાજસત્તા ચલાવવા મોકલ્યો. આ પુરૂષ મિસર જતાં અરબસ્તાન અને મિસરના સિમાડાની વચમાં એક ખેડૂતને ત્યાં રાત્રી રહ્યો હતો. એ સમય માવીયાની અગાઉથી આપેલી સલાહ પ્રમાણે ખેડુતે મધની સાથે ઝેર મેળવીને પરોણાને ખવડાવ્યું તેથી તે મરી ગયો. બીજી બાજુથી ૬ હજાર માણસનું લશ્કર લઇને આમરે મિસર ઉપર ચડાઈ કરી અને હજરત ઓસમાનના ખૂનનો બદલો લેવાની ઈચ્છા રાખનારા ટોળાંના સરદાર ઈબ્ને સારિગની સાથે મળી જઈને આલેકઝાન્ડરીયા જીતી લીધું અને હજરત અબુબકર સીદીકના પુત્ર મહંમદ ને કેદ કરીને મારી નાંખ્યો અને તેના શબને એક મરી ગયેલા ગધેડા સાથે બાંધીને સળગાવી મૂકયું અરે ! કેવું ઘાતકી કાર્ય ! આ પછી આમર, માવીયાના પ્રતિનિધિ સ્વરૂપે મિસરમાં રાજ કરવા લાગ્યો ( see Lives of successors of Mohomed by Washington Irving 185. )

૫ બારાક ઇબ્ને અબ્દુલા, અમરૂ ઈબ્ને અસિ અને અબ્દ રેહેમાન ઇબને મજલામ, આ ત્રણ જણ ખારજીએ એક વખત હજ કરવા જતાં મક્કાની મસજીદમાં એવો નિશ્ચય કર્યો કે હજરતઅલી, માવીયા, અને અલઆસના પુત્ર આમર એ ત્રણાજણાંઓને મારી નાંખવા સિવાય ઇસ્લામનું મંગળ નથી એ હેતુથી તેઓએ ઝેરી હથીયારોની સહાયથી હીજરી ૪૦ તા. ૧૭ મી રમજાને શુક્રવારના નમાજ પડવાને વખતે આ ત્રણેને જ્યાં હોય ત્યાં મારી નાંખવાના સોગન ખાધા હતા. આ પ્રતિજ્ઞા લેનાર બારીક ઈબ્ને અબદુલ્લાએ નકી કરેલા દિવસે માવીયાને સખત ઝખમી કર્યો હતો પણ સારા ઉપચારોથી તે બચી ગયો. બીજી બાજુએ અમરૂ ઇબ્ને અસિએ અલઆસના પુત્ર આમરના બદલામાં ભુલથી ખારીજા નામના મસીદના એક ઈમામને બરાબર તેજ સમયે મારી નાંખ્યો આમર તે દિવસે બિમાર હોવાથી મસજીદમાં આવી શકયો નહોતો. દુરાત્મા અબદરેહેમાન ઈબ્ને મજલામ દેરવાન અને સાબિબ નામના બે બીજા પુરૂષો સાથે મસલત કરીને નકી કરેલા દિવશે કુફાની મસજીદના દરવાજામાં ઝેરી હથીયાર સાથે સંતાયો હતો. હજરતઅલી જે વખતે મસજીદમાં દાખલ થયા કે તરત દેરવાને તેમના ઉપર ઘા કર્યો પણ તે ઘા મસજીદના દરવાજામાં લાગ્યાથી વ્યર્થ ગયો પછી અબ્દરેમાને વિષમિશ્રિત શોણિત તરવારે તેમના માથા ઉપર ઘા કર્યો અને પોતે નાસી ગયો. જે પાછળથી પકડાયો અને માર્યો ગયો. સાબિબ છેટે ઉભો હતો તેથી નાસી જવાને શકિતવાન થયો. હજરતઅલીના માથા ઉપર સખત ઘા લાગવાથી, ત્રીજા દિવસે શહીદ થયા હતા. શાહાદત વખતે તેમની ઉમ્મર આશરે ૬૩ વરસની હતી. પુરાં પાંચ વર્ષ પણ તેઓ ખિલાફત ભોગવી શકયા નહોતા.

See Lives ef successors of Mehomed by Washington Irving. P. 186-187.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રથમના ચારે ખલીફાઓના સમયનું અવલોકન.





જરત પેગંબર (સ.અ.વ.) અને તેઓના પ્રતિનિધી સ્વરૂપ પ્રથમના ચારે ખલીફાઓના સમયમાં મુસલીમ રાજ્યમાં રાજ્યસત્તા શા પ્રમાણે ચાલતી હતી તે સંબંધી કાંઇક અવલોકન આ પ્રકરણમાં કરીએ છીએ. વાંચક વર્ગ શાંત ચિત્તે વિવેચના કરશે તો સમજી શકશે કે, ઇસ્લામી રીતીનીતિ વગેરે કેવાં ઉદાર અને સમદર્શી હતાં. હજરત મહમ્મદ (સ.અ.વ.) મક્કાથી મદિના જઇને માત્ર ૧૦ વરસ જીવ્યા હતા. આટલા ટુંકા સમયની અંદર તેઓના મધુર ઉપદેશ, અપૂર્વ સ્વાર્થ ત્યાગ, ઉભરાઇ જતો ઉત્સાહ અને અસાધારણ ચરિત્રબળના પ્રભાવે આરબોના કલહપ્રીય વિભિન્ન મંડળો, એકસુત્રે બાંધીને તરતજ એક મહાજાતિમાં ફેરવાઈ ગયાં હતાં. તેમણે આવાં મહત કાર્યો એટલા ટુંકા સમયમાં સંપન્ન કર્યાં હતાં કે તેના આશ્ચર્યની ગુણ ગાથા જગતના ઇતિહાસમાં તેજસ્વી અક્ષરે અનંતકાળ સુધી રહેશે.

આરબ લોકોએ હજરત પેગંબર (સ.અ.વ.) ની તાબેદારી સ્વિકારવા છતાં હજરતની વફાત પછી હજરત અબુબકર સિદ્દિકના સમયમાં ફરીથી મૂર્તિપૂજાનો પ્રચાર કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો. આ ઘટના પછી અરબસ્તાનની હાલત્ત નીલ નદીની રેલના જેવી થઇ પડી હતી. નીલ નદીમાં જ્યારે બેઉ કાંઠા ડુબી જાય તેવી રેલ આવે ત્યારે કીનારાના લોકોને અડચણ અને દુઃખ બેઉ વેઠવાં પડે છે. પણ જ્યારે રેલનાં પાણી ઉતરી જાય છે ત્યારે કાંઠાની જમીનને રસાળ બનાવીને બહુ લાભ કરે છે તેજ પ્રમાણે આરબ લોકોએ પાડોશી જાતોની દુશ્મનાઇથી, ઉશ્કેરાઇને તેઓનાં રાજ્યો જીતી લીધાં ખરાં; પણ ત્યાંના અનેક લોકોને ઇસ્લામ ધર્માવલંબી બનાવી એકતાના બંધને બાંધી સુશાસન અને ઉત્તમ શિક્ષણદ્વારા એ દેશોનું પરમ કલ્યાણ કરેલું હતું. મદીનામાં ૩૦ વરસ સુધી પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિ ચાલુ રહી આ સમયની અંદર આરબ જાતિની અંદર અદ્દભૂત પરિવર્તન

થયું હતું. અરબસ્તાનની અંદર તે સમયમાં પણ ધર્મનેતાનું પ્રાધાન્ય પ્રતિષ્ઠિત હતું, અને તેમનું એ પ્રાધાન્ય ક્રમશઃવૃદ્ધિ પામતું હતું. આરબ જાતિ પ્રથમથી ધર્મનેતાઓ દ્વારા સુપરિચાલિત થઇને ઉન્નતિની ટોચે પહોંચી હતી ખરી; પણ ભવિષ્યકાળે તેના તેજ ધર્મનેતાઓથીજ તેમની ઘોર અવનતિ થઈ હતી કારણકે જ્યાં સુધી ધર્મનેતાઓની એકતા રહી ત્યાં સુધી અડચણ આવી નહીં પણ પાછળના સમયમાં ધર્મનેતાઓની એકતા તુટી એટલે મોટું નુકશાન થયું. સુશોભિત સુંદર હવેલીઓથી મોટાં મોટાં શહેરોને સુશોભિત બનાવીને આરબો વિલાસપ્રિય થવા લાગ્યા હતા. અરબસ્તાનના દ્વીપકલ્પની " આશ્રિતપ્રથા " જીતાએલા દેશોમાં ચાલુ થઇ ગઇ હતી. જે સઘળા પારસીઓ, તુર્કો અને ગ્રીક લોકોએ ઇસ્લામ ધર્મ કબુલ કીધો હતો, તેઓ કોઇને કોઇ પરીવારમાં ( આરબ જાતીમાં ) દાખલ થઈ ગયા હતા. આવી રીતે અપર જાતિને પોતાના ધર્મમાં લીધા પછી તેને પોતાના ગણી આરબો વધારે શક્તિવાન બનીને પોતાનું ગૌરવ વધારવાને સમર્થ થયા હતા. જો કે સઘળા આરબો એકજ ધર્મ પાળતા હતા અને એકજ સત્તાને તાબે હતા તોપણ તેઓનો અંદર અંદરનો દ્વેષભાવ હજી દૂર થયો નહોતો. તેટલાજ માટે આપણે જોઇ શકીએ કે હજરત મહમ્મદ (સ.અ.વ.) ની પહેલાં મક્કા નગરીની જે હાલત હતી (એટલે કે હજરતના જન્મ પહેલાં મક્કામાં જવરહમ, કતૂરાં, અને ખજવાયા, વગેરે જે સઘળી જાતો વાસ કરતી હતી, તેઓ પરસ્પર લડી મરતા હતા.) ઇસ્લામીક પ્રજાસત્તાક પદ્ધતિના પતન પછી, મુસ્લીમ રાજ્ય પણ બે ભાગમાં વહેંચાઈ ગયું હતું. એક પક્ષ બની હાશમની અધિનતા સ્વીકારતો હતો અને બીજો પક્ષ તેમના પરમ શત્રુ ઉમિય્યા વંશની અધિનતા સ્વિકારતો હતો. જો કે, અલઆસના પુત્ર આમરની વિશ્વાસઘાતકતાના લીધે મુસલીમ રાજ્યમાં ચિરસ્થાયી શત્રુતાનો ભાવ ઉત્પન્ન થઇને હિમિયારાઇટ અને મજરવંશની અંદર ઘોર વિદ્રોહ અગ્નિ સળગી ઉઠી હતી તો પણ મુસલમાનોની અંદર કોઇપણ પ્રકારનું ધર્મનું પાર્થકય દ્રષ્ટિગોચર થયું નહોતું. ખારજીઓ પ્રથક સંપ્રદાયના હોવા છતાં, ખરી રીતે જોતાં તેઓમાં ધર્મ સંબંધી ભિન્નતા નજરે પડતી નહોતી. તેઓ હજરત ઉમ્મરની પછી કોઇને પણ ખલીફા તરીકે સ્વીકારતા નહોતા પ્રથમના ચાર ખલીફાઓની ખીલાફતમાં મુસલમાનો અને ખારજી સંપ્રદાયની અંદર આટલોજ પ્રભેદ જણાયો હતો.

ઇસ્લામિક પ્રજાસત્તાક પદ્ધતિની અંદર ખલીફાજ સર્વ પ્રધાન હતા. હજરત પેગમ્બર(સ.અ.વ.)ના મુખ્ય મુખ્ય સહચરોને લઇને એક મંત્રણા

સભા સ્થાપવામાં આવી હતી આ મંત્રણા સભા,મદિનાના પ્રખ્યાત પુરૂષો, અને બેદુઇન ટોળાંઓના સરદારો, એ ત્રણ પ્રબળ પક્ષો તરફથી ખલીફાઓને વિશેષ રૂપે સહાય મળતી હતી. મદીનાની મુખ્ય મસજીદમાંજ મંત્રણાસભાની બેઠક થતી હતી. હજરત પેગમ્બર ( સ. અ. વ. ) ના અનેક સહચરોના ઉપર રાજ્યનાં જૂદાં જૂદાં કામોનો બોજો નાખવામાં આવ્યો હતો. હજરત અબુબકર સિદિકની ખીલાફતના સમયમાં ન્યાય કરવાનું, અને જકાતના પૈસાની વહેંચણી કરવાનું, કામ હજરત ઉમ્મરના સ્વાધિને રાખવામાં આવ્યું હતું. હજરતઅલી અતિશય વિદ્વાન હતા એટલે જુદાં જુદાં રાજ્યો પ્રતિ પત્રવ્યવહાર ચલાવવાનું તથા બંદીવાનોની દેખરેખ રાખવાનું તથા પોતાની ઈચ્છા અનુસાર, તેઓને મૂક્ત કરવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. હજરત પેગંબર ( સ.અ.વ. ) ના બીજા સહચરને, લશ્કરી સિપાઇઓના ડ્રેસના મેનેજમેન્ટનું કામ સોંપ્યું હતું. પ્રત્યેક કાર્યો આ પ્રમાણે સોંપવામાં આવ્યાં હતાં, તો પણ એતો નક્કી હતું કે કોઇપણ કાર્ય, મંત્રણા સભાની મંજુરી વગર થઇ શકતું નહોતું.

ઇસ્લામિક પ્રજાસત્તાક રાજ્યની પદ્ધતિ ૩૦ વરસ સુધી ચાલુ હતી. હજરત ઉમ્મરના જીવતાં સુધી અને તેમના શહાદત પછી પણ તેમનોજ રાજનૈતિક મત, ત્રીશ વરસ સુધી પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિનું આજ અવલંબન હતું. સઘળી આરબ જાતને એકતાના સુત્રે બાંધી એક મહા જાતિમાં ફેરવી નાંખીને દૃઢ અને મજબુત પાયા ઉપર તેને સંસ્થાપિત કરવી એજ તેમનો મુખ્ય રાજનૈતિક ઉદ્દેશ હતો. ચોક્કસ સંજોગોને લઇનેજ અમુક હદમાં બીજા દેશ ઉપર હકુમત સ્થાપવાનું તેઓ યોગ્ય ધારતા. તેઓને એવી બીક હમેશાં રહેતી કે, આરબો પારકા દેશોમાં વસીને રખેને પોતાની જાત ગુમાવીને આખરે બીજા દેશના લોકોના આચાર વિચારનુ અવલંબન ન કરે. હાય ! હજરત ઉમ્મર હજુ પણ કેટલોક સમય વધારે જીવ્યા હોત તો પોતાના ચરિત્રબળથી આરબોને એક મહાજાતીમાં ફેરવી શકત અને ભવિષ્યમાં જે ભયંકર આત્મદ્રોહ દ્વારા ઇસ્લામ સામ્રાજ્ય નાશ થવાની અણી ઉપર આવી પહોંચ્યું તે પણ અટકત.

નીચે લખેલા બે મુખ્ય વિષય ઉપરથી આપણને હજરત ઉમ્મરની તિક્ષ્ણ રાજનૈતિક બુદ્ધિની ખાત્રી થાય છે. પ્રથમ તો તેમણે અરબસ્તાનમાંથી સઘળી પ્રકારના પર ધાર્મિક અને વૈદેશિક ઉપાદાનને દુર કર્યાં હતાં.

અને આ નિયમ ફક્ત આરબ જાતીના ઉપરજ અમલમાં આવતો હતો. બીજું પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિનો અતિ વિસ્તાર કરવાને મના કરેલી હતી.

હજરત ઉમ્મર પોતે બહુદર્શિ પુરૂષ હતા. તેમની પાછળના શાસન કરનારાઓમાં આ ગુણુ ઓછો જોવામાં આવતો હતો. તેઓ ભલી રીતે સમજી શકતા હતા કે રાજ્યનો મુખ્ય આધાર અને સમૃદ્ધિ ખેડુત વર્ગની ઉન્નત અવસ્થા ઉપરજ રહેલાં છે. એટલાજ માટે તેમણે જીતાએલા સઘળા પ્રદેશોમાં ખેતી કરવા યોગ્ય ભૂમિનું વેચાણ કરવાનો નિષેધ કરવામાં આવ્યો હતો. અરબસ્તાનના આરબો અઘટિત ચર્ચા ન કરી શકે તેટલા માટે તેમણે હુકમ કર્યો હતો, કે, જીતાએલા દેશોમાં, ત્યાંના વતની લોકોની જમીન આરબોએ લેવી નહિ. એટલા માટે ખેડુતો, અને જમીનના માલેકોની, આ પ્રકારની સ્વતંત્રતાનું રક્ષણ કરવામાં આવ્યું હતું, પણ જે સઘળા આરબો જુદા જુદા દેશમાં જઇને રહ્યા હતા તેઓનું બીજાઓના કરતાં સ્વતંત્ર રીતે રક્ષણ થાય, તથા તેઓ (આરબો) ત્યાંના રહેવાસીઓ ઉપર પ્રાધાન્ય ભોગવી શકે, તેટલા માટેજ, ખલીફાએ ઉપરના નિયમો ઠરાવ્યા હતા. જીતનારા અને જીતાએલાઓની વચ્ચે આવા પ્રકારનું પાર્થક્ય જગતના પ્રાચિન અને વર્તમાન ઇતિહાસોમાં બહુ જગોએ મળી શકે છે. તેમણે આરબ જાતીને જે સત્તા અને પ્રાધાન્ય અર્પણ કરેલાં હતાં, તે કોઇ પ્રકારે અનુદાર પ્રકૃતિનાં નહોતાં. આ વર્ણ, અને જાતીગત પ્રાર્થક્ય ઇસ્લામના સામ્યભાવમાં કોઇ તરેહનો અટકાવ કરી શક્યું નહોતું. તેમના સમયમાં નિયમ હતોકે, કોઇપણ માણસ ઇસ્લામ ગ્રહણ કરે તો તેનું આરબ ગૃહસ્થની માફક સન્માન કરવું. આ નિયમ તેમની પછીના ખલીફાઓના વખતમાં, પણ પ્રચલિત હતો. ઇસ્લામ ધર્મ દાખલ કરવા સિવાય પણ આરબોની મંડળીમાં ભળી શકાતું હતું અને જે કોઇ આવી મંડળીમાં ભળેલો હોય તેનું પણ આરબ ગૃહસ્થની માફકજ સન્માન કરવામાં આવતું. સન્માનની આશાએ ઘણા પારસીઓ ઇસ્લામ ધર્મ અંગિકાર કરવા સિવાય આરબોની મંડળીમાં મળેલા હતા. આ પ્રમાણે સિરિયા, અને મિસરનાં અનેક ખ્રિસ્તિ કુટુંબો, અને આફ્રિકાનાં બાર્બાર જાતિઓ, આરબ પરિવારમાં મળેલા હતા. ઇસ્લામ અંગિકાર કરનારાઓને, આ પ્રકારની સગવડ આપવામાં આવવાથી, પારકા ધર્મના લોકો શિઘ્ર સ્વધર્મને મુકી દઇને ઇસ્લામ અંગિકાર કરતા હતા. ધર્મ અને સમાજ, ઠીક રાખીને પ્રજાસત્તાક પદ્ધતિનું સંરક્ષણ કરવું એજ ઇસ્લામ ધર્મના શાસનનો સાધારણ નિયમ

હતો. શ્રીમંત અને ગરીબ, દરેક માણુસ એ મહાન પરવરદિગારની દૃષ્ટિમાં સમતૂલ્ય છે–દરિદ્રી અને નિરાધાર લોકોનો અત્યાચાર અને અરાજકતા-માંથી રક્ષણુ કરવાના હેતૂથીજ સ્થાનિક શાસનકર્તા, ખુદાના તાબેદાર નોકરો તરીકે કામ કરતા હતા. રાજ્યની ઉપજ ખલીફાની જાતના ઉપકારના માટે અથવા તેઓની મોજમજા માટે વાપરવામાં આવતી નહોતી. પણુ પ્રજા વર્ગના લભના માટેજ વાપરવામાં આવતી. ગરીબોને મદદ કરવા સારૂ શ્રીમંતો પાસેથી અમુક કર (જકાત) લેવામાં આવતો. મુસલમાનોના માટે આ જકાત આપવાની પ્રથા ફરજ તરીકે હતી ઇસ્લામીક પ્રજાસત્તાક રાજ્યની પ્રાથમિક અવસ્થામાં રાજની તીજોરીનો કોઇ પણુ જાતનો હિસાબ રાખવા માટે ખાતાં પતરાં રાખવાની જરૂર નહોતી. પેદાશનો ૧/૧૦ કર સઘળા ધર્મના લોકો પાસેથી વસૂલ લેવામાં આવતો હતો. એ એકઠો થતાં વાંતજ, ગરીબ લોકોને કે લશકરીઓની યુદ્ધની સામગ્રી માટે ખરચ કરી નાંખવામાં આવતો હતો. યુદ્ધમાંથી લુટાઇને મળેલી સામગ્રી જુવાન વૃદ્ધ, બાલક–બાલિકા ગુલામ અને સ્વાધિન નોકરો વચ્ચે સમભાવે વેહેંચવામાં આવતી હતી. પાછળથી આ વહેંચણીમાં પક્ષપાતની શરૂ-આત થતાં તેના બદલામાં ચોક્કસ માસિક આપવાનું ઠરાવ્યું હતું એટલુંજ નહી પણુ તમામ મુસલમાન જાતિને રાજની તિજુરીમાંથી, અમુક રકમ માસિક વૃત્તિ રૂપે આપવામાં આવતી, આ માસિક વૃત્તિઓ ફકત મુસલ-માનોનેજ આપવામાં આવતી હતી તેમ નહી પણુ પરધર્મી પ્રજાવર્ગ માંહેના, જે કોઇ રાજભકિત બતાવતા કે વિશ્વસ્તતાનાં કાર્ય કરતા તેમને પણુ આપવામાં આવતી. ખલીફાના પરિવાર વર્ગના નિર્વાહને માટે, કાંઇપણુ આપવામાં આવતું નહોતું. તેઓના માટે માસિક વૃત્તિઓ પણુ બીજાઓના પ્રમાણુમાંજ, આપવામાં આવતી હતી. રાજ્યની સઘળી જમીન લોકવર્ગમાં વેહેંચી દેવાથી, તેઓને અનેક સમય ગરીબાઇમાં આવી જવું પડતું, એટલે પેગંબર સાહેબ અને હજરત ઉમરે, એ જમીન કદીપણુ ભાગ કરીને વ-હેચી આપી નહોતી. એ દરિદ્રતાનું નિવારણુ કરવાના હેતુથીજ મદિના વાસીઓની, જમીન, મક્કાવાસી મોહાજરોની અંદર વહેચી આપવામાં આવી નહોતી. અથવા વકફ કરીને તેઓનો હક લૂટી લેવામાં આવ્યો નહોતો. એજ ઉદેશ સાચવવા માટે વિજીત પ્રદેશની ખાસ જમીન, લશ્કરી ઓની વચ્ચે વહેંચી નહી આપતાં રાજ સરકારની દેખરેખ નીચે રાખી હતી અને તેની આવકમાંથી દેશ શાસનનું ખરચ બાદ કરતાં બાકી વધે તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવતી હતી.

ઇસ્લામ સામ્રાજ્યના કમનસિબે હજરત ઓસમાન તેમની પહેલાંના ખલીફાઓ કરતાં વિપરિત રીતે વરત્યા હતા તેઓ ખલિફા હજરત ઉમરે મુકરર કરેલા બાહોસ સત્તાધારીઓને બરતરફ કરીનેજ અટક્યા નહિ પણ તેમની જગોએ પોતાના પરિવાર વર્ગના લોકોનો નાણાં સંબંધી લોભ પૂરો કરવા સારૂ સઘળી ઉંચી જગાઓ તેઓની વચે વહેંચી આપવામાં આવી હતી પહેલાં રાજ્યની દોલત, તે પ્રજા વર્ગની સંપત્તિ, ગણાતી હતી. પણ હલકી સલાહોથી વશ થયેલા ખલીફા ઓસમાને, આ સંપત્તિ પોતાના સગાંઓને આપી દીધી હતી. એજ પ્રમાણે આખો સિરિઆ દેશ અને મેસેપેટામીયાનો કેટલોક ભગ માવીયાના કબજામાં આવ્યો હતો. હજરત ઉમરે રાજ સંબંધી કોઈ ચોક્કસ કાર્ય સાધનને માટે સઉયાદ (The sawad) રાખેલ તે ખલીફા ઓસમાને પોતાના સગાને આપી દીધેલ. હજરત અબુબકર, અને હજરત ઉમરના સમયમાં, રાજકીય તીજોરી પ્રજાવર્ગની દોલત ગણાતી ને તેજ પ્રમાણે તેનો ઉપયોગ થતો હતો; પણ ખલીફા ઓસમાને પોતાના નિરૂપયોગી સગાંઓને આપી આપીને તીજોરી ખાલી કરી મૂકી. ઉમ્મીયાવંશીઓ રાજ્યની દોલત કરીને પોતાની સમૃદ્ધિ વધારીને, પોતાની શક્તિનો વિસ્તાર કરતા હતા. પહેલાંના સત્તાધારીઓએ પરધર્મીઓને, જે પ્રકારની સત્તા, અને સગવડ આપેલી હતી, હજરત, ઓસમાને આ સઘળું ખુંચી લઇને, તેમના માટે ઘણુજ કઠોર નિયમો ઠરાવ્યા હતા. પ્રથમ તેમણે રાજની જમીન વેચાણ કરવાનું જાહેર નામું કાઢ્યું, અને યુદ્ધમાં સહાય કરનારા મુખ્ય પુરૂષોને જાગીર આપવાની, વ્યવસ્થા કરેલી હતી. હજરતઅલી તે સમય માવીયાની સાથે યુદ્ધ કરવામાં અને દેશની અંદર અંદરના વિદ્રોહો સમાવવામાં એટલા બધા વ્યસ્ત હતા કે હજરત ઓસમાને ચલાવેલી મંદ શાસન રિતિમાં સુધારો કરવાનો વખત મેળવી શકયા નહોતા. પણ જે સઘળો દેશ તેમની સત્તા નિચે હતો તે સઘળા પ્રદેશોમાં અજ્ઞાન શાસન કરતાઓને કહાડી મૂકી, તેમની જગોએ હજરત ઉમ્મરના સમયની શાસનનિતી ચલાવી હતી. પહેલાંના ખલીફાઓના સમયના હિસાબ અને જરૂરના કાગળ પત્રોનું યત્ન પૂર્વક રક્ષણ કરવા માટે તેમણે દફતરખાનું તૈયાર કરાવ્યું હતું. તેમણે પ્રથમ ટ્રેજરર અને પોલીસ સુપ્રીન્ટેન્ડેંટો (સાહેબ-અસ-શરતા) મુકરર કર્યા અને પોલીસ વિભાગને ફરીથી સંસ્થાપીત કરીને તેઓને કરવાનાં કામો નક્કી કરી આપ્યાં હતાં.

મક્કા વિજયની પછી હજરત મહમ્મદ (સ. અ. વ.) અરબસ્તાનના દ્વીપકલ્પના સઘળા પ્રદેશમાં અને મુખ્ય મુખ્ય નગરોમાં રાજ્યસત્તા સ્થાપન

કરવા સારૂ ભિન્ન ભિન્ન સત્તાધારીઓ મુકરર કરીને તેઓને " અમીર,, ના ટાઇટલ્સ આપ્યા હતા.

ઇસ્લામી રાજ્યનીતીના પ્રથમ પ્રવર્તક ખલીફા હજરત ઉમ્મરના સમય સુધી આ ટાઇટલ્સ ચાલુ હતો. જીતેલા પ્રદેશો જુદા જુદા સત્તાધારીઓને સોંપીને તેઓ સાથે એવા કરારો કરવામાં આવતા હતા કે તેઓ એવા પ્રદેશને શિક્ષણ આપીને, અને વેપારની ઉન્નતિ કરીને, દિન પ્રતિદીન ચડતી પાયરીએ લાવે. એ પ્રકારે ઇરાનના ઉત્તર ભાગમાં આવેલા, આહવાજ અને બહરન, મળીને એક પ્રદેશ તથા સિસ્તાન, મેકરાન, અને કીરમાન મળીને એક પ્રદેશ, એ રીતે પ્રદેશો બનાવ્યા હતા અને તબરીસ્થાન તથા ખોરાસાનને જુદા જુદા પ્રદેશ તરીકે ગણ્યા હતા. દક્ષિણ ઇરાન ત્રણ જણ શાસન કરતાઓની સત્ત નીચે હતો તેમાં એરાક પ્રદેશમાં બે શાસન કરતા હતા. જેમાંના એકની રાજધાની કુફામાં, અને બીજાની બસરામાં હતી. આજ પ્રમાણે સિરીયા પ્રદેશની પણ વહેંચણ કરેલી હતી. ઉત્તર સિરિયાના શાસનકરતાની રાજધાની હેમસ ( Hems ) માં હતી. અને દક્ષિણ સિરિયાની રાજધાની દમાસ્કસમાં હતી. પેલેસ્ટાઇન પ્રદેશ એક જુદા શાસનકરતાના સ્વાધિને હતો. આખો ઉત્તર આફ્રિકા ત્રણ ભાગમાં વેહેંચી નાંખ્યો હતો. ઉત્તર મિસર (Upper Egypt). ખાસ મિસર, અને લાઇબીરીયા મરૂભૂમિનો પશ્ચિમ ભાગ. અરબસ્તાન પણ પાંચ ભાગમાં, વેહેંચી નાખવામાં આવેલો હતો. એના નાના નાના વિભાગના શાસન કરતાને અલી, અથવા નાયબ કહેતા હતા. ઘણી જગોએ તે જગાના શાસન કરનારાઓ ઇમામતિ કરતા હતા. અને સાર્વજનિક મસજીદમાં દર શુક્રવારે ખોતબા પાઠ, ધર્મ, રાજનીતિ અને સમાજ નીતિ વિષયે ઉપદેશ કરતા હતા. તેઓના આ પ્રકારના ઉપદેશો અનેક સ્થળે રાજકીય ઘોષણાપત્ર અથવા ફરમાનનું કામ કરતા. ફક્ત પાલેસ્ટાઇન, દુમાસ્કસ, હેમસ, અને કીન્નીસરીન, પ્રદેશોનું, ન્યાય કામ કરવા માટે ખલીફા ઉમરે, સ્વતંત્ર કાજી (ન્યાયાધીશ) મુકરર કર્યા હતા. આ કાજી ન્યાય અને ઇમામતનું કામ કરતા. રાજકર અદા કરવા માટે અને તેના ખરચ કરવા સારૂ તેમણે એક રાજસ્વ વિભાગ સ્થાપિત કર્યો હતો. જેને તેઓ દીવાન કહેતા હતા. રાજની દોલતમાંથી પ્રથમ તો રાજની આવક વસુલ કરવાનો ખરચ તથા ન્યાયખાતાને લગતો ખરચ, તેમાંથી બાદ જતાં બાકી વધારામાંથી યુદ્ધની સામગ્રીઓ માટે ખરચ મુકરર થતો. તે બાદ જતાં વધારો રહેતો તે, લોકોના ઉપકારી કાર્યમાં ખરચાતો. અને તે એવી રીતે ખરચાતો

કે સઘળી આરબ જાતી અને તેઓના તાબાના અનુગત માણસોની અંદર સરખે ભાગે વહેંચી દેવામાં આવતો. જે સઘળા આરબો, અને અન્યાન્ય જાતિઓને વૃત્તિ ( પેનશન ) આપવામાં આવતું. તેઓનાં સ્ત્રી, પુરૂષ અને બાલક બાલીકાનું રેજીસ્ટર રાખવામાં આવતું. સૈનિક અને શાસન વિભાગની અંદર, પ્રદેશોનું શાસન કરનારાઓજ; મુખ્ય પુરૂષો હતા. રાજ્યનો કર અને શાસન સંક્રાંત, જેવાં અનેક કાર્યો તેમના તાબાના કર્મચારીઓ મારફતે થતાં. જીતેલા દેશોમાં વેપાર, અને ખેતીની, એકદમ ઉન્નતિ થાય, તેના માટે વિશેષ પ્રયત્ન કરવામાં આવતો હતો. એટલાજ માટે મિસર, સિરિયા, ઇરાક અને દક્ષિણ ઇરાનમાં જમીનનું માપ કરાવીને સ્થાઇ ભિત્તિની ઉપર રાજકીય કર, મુકરર કરવામાં આવ્યો હતો. એ જમીન ભરનારા ( જરીફ ) ની મારફતે તે સમયના મુસ્લીમ રાજ્યના અનેક વિષયો જાણી શકાયા છે. આખા રાજ્યની જમીનનુ પરિમાણ કેટલું છે, કયા દેશની જમીન કયા પ્રકારની છે, કયાં કયાં, શું શું જાતનાં અનાજ સારાં નીપજે છે ઇત્યાદી અનેક વિષય નક્કી થયા હતા. બાબેલોનીયા પ્રદેશમાં પાણીના માટે અનેક નેહેરો ખોદાવેલી હતી. અનાજનાં ખેતરોનો રેલના પાણીથી નાશ ન થઇ જાય તેટલા માટે તાઇગ્રીસ, અને યુફ્રેતીસ નદીઓના, કિનારા ઉપર કોઇપણ જાતના બંધ વગેર બાંધવાની ઇરાનના શેહેનશાહે કાંઇ દરકાર કીધી નહોતી. હમણાં એ સઘળા ભાગમાં બંધ વગેરે બંધાવવા સારૂ જુદું ખાતું સ્થાપવામાં આવ્યું હતું. ખલીફા ઉમરે વેપારની વૃદ્ધિ માટે કેટલાએક કર માફ કર્યા હતા. મિસર અને અરબસ્તાનની વચ્ચે વેપારની સગવડ માટે, તેણે નીલ નદી, અને લાલ સમુદ્રની વચમાં, ઘણીજ જુની નહેર ( canal ) ફરીથી સુધરાવી હતી. અરબો આને અમીરૂલ મોમેનીનની નેહેર કહેતા. આ–નહેરનો સુધારો કરતાં, એક વરસનો સમય લાગ્યો હતો, અને જ્યારે નીલ નદીનાં વહાણો મિસરમાં ઉત્પન્ન થયેલી સામગ્રીથી પરીપૂર્ણ ભરાઇને, જીદ્દા બંદરમાં આવજા કરતાં, ત્યારે મક્કા અને મદીના નગરીમાં અનાજનો ભાવ, એટલો બધો ઘટી ગયો હતો કે, મિસર અને મદિનામાં સરખા ભાવો થઇ ગયા હતા.

---

## ન્યાયખાતું.

ખલીફાએ મુકરર કરેલા કાજી મારફતેજ ન્યાય કરવાનું કામ થતું હતું પણ કાજીઓ, અમુક વિભાગના શાસન કરનારાઓના તાબામાં નહોતા. મતલબ કે ન્યાયાધીશો સ્ટેટના ગવરનરોના તાબામાં નહોતા. તેમની નિમનોક

ખલીફા પોતેજ કરતા હતા. કાજીઓ માટે પગાર નિશ્ચય કરવાનું પ્રથમ હ-જરત ઉમ્મરેજ કર્યું હતું અને તેમને સ્થાનિક ગવર્મેંટની સત્તાથી અલગ રાખીને સ્વતંત્રતા આપી હતી. સાબેતનો પુત્ર ઝેદ મહિનામાં પગારદાર કાજી તરીકે પહેલ વહેલો મુકરર કરવામાં આવ્યો હતો. કાજીઓને "હા-કીમ" નામે ઓળખાવતા હતા. પ્રસિદ્ધ ઇતિહાસ લેખક વોન હેમર (Von Hammor) એક જગાએ લખી ગયો છે કે, પ્રથમ કાજીઓને "હા-કીમ-અલ-સરા" કહેતા હતા અને હમણાં પણ તેઓ એજ નામથી ઓળખાય છે. કાજીઓ માત્ર કાયદાના હુકમનું પાલન કરતા હતા. જે ન્યાયાનુમોદિત, તેજ કાયદો, અને તે કાયદા પ્રમાણેજ કામ કરવાની ન્યા-યાધીશોને સત્તા હતી. આથી સ્પષ્ટ સમજી શકાય છે, કે ઇસ્લામીક શાસન નીતિ એના શબ્દાર્થ અને કાર્યદ્વારા અતિ બાળ વયથી ન્યાયખાતાને સ્થાનિક ગવર્નમેન્ટથી જુદું રાખવાનું તારતમ્ય સમજી શકી હતી. કાજી, ન્યાયદ્વારા જે છેવટનો હુકમ કરે, તેનું પાલન કરવાને ખલીફાઓ બંધાએલા હતા, એટલે કરીને ન્યાયનું કામ બહુ બારીકીથી તપાસવામાં આવતું હતું. ઇસ્લામીક પ્રજાસત્તાક પદ્ધતિની પ્રથમાવસ્થામાં લોકો પોતેજ પોલીસનું કામ કરીને દેશમાં શાંતિ રાખતા હતા. હજરત ઉમ્મરે રાત્રીની ચોકી કરવાનો ધારો કર્યો હતો, પણ પોલીસ વિભાગની ખરેખરી વ્યવસ્થા તો હજરતઅલીના વખતમાંજ, કરવામાં આવી હતી. તેઓ નગરના શાંતિરક્ષકને "શરતા" કહેતા હતા. (shurta) અને મુખ્ય શાંતિરક્ષકને સાહેબ-અલ-શરતા (પોલીસ-સુપ્રીન્ટેન્ડેન્ટ) કહેતા હતા. હજરતઅલીનીજ સલાહથી ખલીફા ઉમ્મરે હીજરી સન ચાલુ કરીને સરકારી સહાયદ્વારા અનેક રસ્તો અને મસજીદો બંધાવી હતી.

રાજકીય કર ત્રણ રીતે લેવામાં આવતો હતો (૧) ઉત્પતિનો ૧/૧૦ ભાગ, ખજાના તરીકે લેવામાં આવતો તેને "વશર" કહેતા હતા. આ કર પરિમિત સ્વરૂપે સારી હાલતવાળા દરેક મુસલમાનો આપવાને બંધાએલા હતા. એ કર વસુલ કરીને કેટલોએક રાજરક્ષણમાં, કેટલોએક ભાગ વસુલ કર-નારા કર્મચારીઓના પગારમાં, અને બાકીનો વધારો ગરીબ મુસલમાનોમાં વહેંચી આપવામાં આવતો હતો. (૨) ઝિમ્મિસ, એટલે કે પરધર્મિઓ પા-સેથી એક પ્રકારનો જમીનનો કર લેવામાં આવતો હતો. તેને "ખેરાજ" કહેતા હતા. (૩) મનુષ્યની ગણનાનો કર આને "જજીયા" કહેતા હતા. તે સમયમાં "ખેરાજ" અને "જજીયા" એ બેઉ કર એજ નામથી આખા રોમ રાજ્યમાં લેવામાં આવતો હતો અને સામાનાઇદ વં-

શના ઇરાની બાદશાહના વખતમાં ઇરાનમાં પણ " જજીયા " લેવામાં આવતો હતો. એટલાજ માટે રોમની વિશાળ સલ્તનત અને ઇરાનના બાદશાહોનું અનુકરણ કરીને મુસલમાનોએ મિસર, સિરીયા, એરાક, અને ઇરાનમાં જજીઆ વેરો, ચાલુ કર્યો હતો. આ બેઉ કર પરિમિત અને સ્વાધિન પાયા ઉપર સ્થાપિત કરવામાં આવ્યા હતા. અમુક અમુક શહેરો અમુક અમુક વિભાગ, અને અમુક અમુક જાતિઓને આ કરમાંથી મુક્ત કરવામાં આવ્યાં હતાં. અને જેઓની પાસથી આ કર, લેવો અત્યંત આવશ્યક ગણાતો, તેમના પાસેથી પણ એવી સગવડથી વસુલ કરવામાં આવતો કે તે કર ભરનારાઓમાં કોઇને દુ:ખ ભોગવવું પડતું નહોતું. યાહુદી, ખ્રિસ્તિઓ, સેમેરાઇટનસ, અને મેંજીઅન લોકોને, " પીપલ્સ ઓફ ધી બુક " Peoples of the Book ના નામથી ઓળખતા હતા. તેઓ પણ મુસલમાનો પાસેથી સદવર્તન, સદવહેવાર અને સદવિચાર, શિખ્યા હતા.

યાહુદિઓ હજરત મુસાને પેગંબર તરીકે સ્વિકારે છે, અને તેમના પવિત્ર ગ્રંથને તૌરાત કહે છે. ખ્રિસ્તીઓ હજરત ઇસાને પેગંબર તરીકે સ્વિકારે છે અને તેમના પવિત્ર પુસ્તકને ઇંજીલ કહે છે, એટલાજ માટે આ લોકોને " પીપલ્સ ઓફ ધી બુક " કહે છે.

આરબ રાજ્યના કર સંબંધી વધારે ખુલાસો બીજા પુસ્તકના આધારે વાંચનાર સન્મુખ રજુ કરીએ છીએ. આરબોમાં જે સઘળા કરો, લેવામાં આવતા હતા તે ચાર પ્રકારના હતા. (૧) ખેરાજ (૨) ઉશર (૩) જજીયા (૪) જકાત. કોઇ વરસે કુદરતી કારણોએ કરી જમીનના પાકને નુકશાન થાય તે વખતે ખજાનો, લેવામાં આવતો નહોતો. કોઇ જંગલ જેવી જમીન, ભલી રીતે ઉપજ આવે તેવી હાલતમાં આવતાં સુધી, તેના ઉપરનો કર લેવામાં આવતો નહોતો. મુસલમાન હોય કે બીજી જાતના હોય, પણ ઇસ્લામ રાજ્યની તાબેદારીનો સ્વિકાર કરવાથી, તેમની જમીન ઉપરથી તેમનો હક ખેંચી લેવામાં આવતો નહોતો. સઘળા લોકો પાસેથી ( પછી તેઓ ગમે તે ધર્મ પાળતા હોય ) એક નક્કી કરેલા નિયમ પ્રમાણે, અને જ્યાં સુધી બને ત્યાં સુધી ઓછામાંઓછો ખજાનો લેવામાં આવતો હતો. જકાત ફક્ત મુસલમાનોએજ આપવી પડતી. પ્રત્યેક મુસલમાને આ કર અવશ્ય આપવો પડતો. અને દરેકની પાસેથી સખતાઇથી વસુલ લેવામાં આવતો હતો. જીમ્મિઓ, અને મોટા માણસો પાસેથી, વાર્ષિક ૪૮ દેરહામ એટલે ૧૨) રૂપીઆ જજીઆ કર લેવામાં આવતો હતો. મુસલમાનોએ આપવી પડતી જકાતના

મુકાબલે આ કર તદ્દન નિર્માલ્ય હતો; પણ ઘણી તાજ્જુબની વાત છે કે, પ્રદેશી ગ્રંથકારો; મુસલમાન રાજ્ય ચલાવનારાઓને કલંકીત કરવા સારૂ જજીઆ કરનું. ઘણી વિચિત્ર રીતથી વર્ણન કરે છે. શ્રીમંતો સિવાય સાધારણ લોકો પાસેથી આ કર વસુલ કરવામાં આવતો નહોતો, શ્રીમંત લોકો પાસેથી વારશીક ૬ રૂા. મધ્યમ સ્થીતિના લોકો પાસેથી ૩) રૂા. જજીઆ લેવાનો રીવાજ હતો, તે પણ જેઓ નહિ આપી શકતા, તેમને મુકત કરવામાં આવતા હતા. બાળક, વૃદ્ધ સ્ત્રીઓ, અપંગ આંધળાં, આવાં લોકો ધનવાન હોવા છતાં, તેમને આ કર આપવો પડતો નહોતો. આ સામાન્ય ટેકસનો ઉપયોગ, પ્રજાવર્ગના જાનમાલનું રક્ષણ કરવામાં તથા દેશની શાંતિ સાચવવામાં ખરચાતો હતો. જકાતની આવકમાંથી બાળક, બાલીકા, દીન, દરીદ્રી વગેરેને મદદ આપવામાં આવતી. જોકે જકાત ફકત મુસલમાનો પાસેથીજ લેવામાં આવતી હતી પણ તેની વહેંચણી કરતી વખતે, બીજી જાતવાળાઓનાં બાળકો અને ગરીબોને તેમનો ભાગ આપવામાં આવતો હતો.

---

## લશ્કરી વિભાગ.

અરબસ્તાનની પ્રત્યેક જાતોમાંથી સૈન્ય એકઠું કરવાનો રીવાજ હતો, તેમાં મુખ્ય કરીને મદિના, તાયેફ અને બીજાં શહેરોમાંથી વૉલંટીયર લશ્કર એકઠું કરવામાં આવતું હતું. પહેલાં તો ઉશર-વશર-નામનો જે કર લેવામાં આવતો હતો તેમાંથી તેમનો પગાર આપવામાં આવતો પાછળથી ઉશર અને સાધારણ બેઉ કરમાંથી તેમનો પગાર આપવામાં આવતો હતો. પ્રજાસત્તાક પદ્ધતિની શરૂઆતના સમયમાં ખલીફાઓ ફકત મુખ્ય સેનાપતિઓ મુકરર કરતા અને તે સેનાપતિના ઉપરજ તાબાનું લશ્કર એકઠું કરવાનું રહેતું. ખલીફાના પ્રતિનિધિ સ્વરૂપ બંદગીના વખતમાં ઇમામનું કામ પણ આ સેનાપતિઓજ કરતા હતા. એટલાજ માટે જે સ્થળે મુસલમાનોનું લશ્કર એકઠું થતું ત્યાં ઇમામત કોણ કરશે તે સવાલ બાકી રહેતો નહિ. ખલીફા હજરત ઉમ્મરે તેમની સત્તાના પાછળના વખતમાં તાબાના સેનાપતિઓ મુકરર કર્યા હતા તેને આરેફ, કહેતા હતા, યુદ્ધક્ષેત્રમાં કોઇ નાફરમાની કરે, કે કાયરપણું બતાવે તો પિલરી ( Pillory ) નામના યંત્રથી તેને મારી નાખવામાં આવત અથવા તેની પાઘડી ખુંચી લઇને ફાડી નાખવામાં આવતી. આ વિચિત્ર જાતની સજા તે સમયમાં બહુ અપમાન જનક હોવાથી

લસ્કરમાં બહુ લાભ કરનારી હતી. ઘોડેસ્વાર અને પાયદળ એ બે પ્રકારથી સૈન્ય એકઠું કરવામાં આવતું હતું. ઘોડેસ્વાર તરવાર લશકરીઓ ઢાલ અને લાંબી બરછી અને પયાદળ લશકરીઓ ઢાલ અને તલવાર અથવા ઢાલ અને ધનુર્બાણ રાખતા, પ્યાદળ લશકરમાં ધનુર્બાણવાળાઓજ મુખ્ય ગણવામાં આવતા હતા.

લડાઇના મેદાનમાં, પ્યાદળ લસ્કર ત્રણ વર્ગમાં ઉભું રહેતું હતું તેમાં દુશ્મનોના લશકરના ઘોડેસ્વારોને અટકાવવા સારૂ પેહેલી સફમાં બરછીવાળાઓ અને પાછલી સફમાં ધનુર્બાણવાળા અને વચમાં બીજું લશકર રહેતું. ઘોડેસ્વાર લશકરીઓ સ્વભાવતઃ મુળ લશકરની બેઉ બાજુએ લાઇનબંધ ઉભું રહેતું એટલે જરૂર પડતાં પાછા ફરીને શત્રુઓના પાછલા ભાગ ઉપર હુમલો કરી શકે. કોઇ કોઈ વખતે યુધ્ધમાં પ્રથમ બેઉ પક્ષના મુખ્ય મુખ્ય વિર પુરૂષોની વચ્ચે દ્વંદયુદ્ધ થતું અને પાછળથી બેઉ ટોળાં પરસ્પરના ઉપર આક્રમણ કરતાં; અને કોઇ કોઇ વખતે એક પક્ષ બીજા પક્ષ ઉપર ઓચિંતો હુમલો કરતો. આરબોનું લસ્કર અત્યંત દ્રુતગતિવાળું અને પોતાના કાર્યમાં બહુજ તત્પર રહેનાર તથા સહનશક્તિવાળું હોવાથી સર્વ જગોએ જય પામતું હતું. આ સઘળા ગુણોની સાથે પાકપરવરદીગારના પુરા વિશ્વાસુ અને ધર્મોન્મત્ત હોવાથી તેઓ એક સમયે પૃથ્વિમાં અજીત ગણાઇ ગયા છે. તેઓ ખાવાની સામગ્રી હમેશાં સાથે રાખતા, અને ઘણે દૂર જવું હોય તો ઉંટની મદદથી જતા હતા. આરબ લોકો પ્રથમ અવસ્થામાં લશકરી છાવણી સ્થાપન કરવા માટે ખજુરીનાં પાતરાનાં છાપરાં બાંધતા પાછળથી હજરત ઉમ્મરે મુખ્ય મુખ્ય શહેરોમાં કાયમ લશકર રાખવાનો હુકમ કરવાથી બસરા, કુફા, ફોસ્ટાટ, આફ્રીકાના, કેઇરોવાન અને સિંધુ પ્રદેશના મનસુરામાં લસ્કરોની પાકી છાવણીઓ બાંધવામાં આવી હતી. હેમસ, ગાઝા, ઇદિસા, ઈસ્પહાન અને આલેકઝાન્ડરીઆ જેવાં શહેરોનું દુસ્મનોના આકસ્મિક હુમલામાંથી બચાવવા સારૂ મજબુત કિલ્લાથી રક્ષણ કરવામાં આવ્યું હતું.

ઘોડેસ્વાર લસ્કરીઓ લોઢાનાં બખતર પહેરીને માથા ઉપર લોઢાની જાળીવાળી ટોપી પહેરતા હતા કોઇ કોઇ વાર ઇગલ પક્ષીના પીછાંથી ટોપીને શોભાયમાન કરતાં પ્યાદલ લસ્કરીઓ ગોઠવણથી નીચે સુધી એક પ્રકારનો ટાઇટ જામો પહેરતા અને મજબુત જોડા પહેરતા. સ્કોટલેન્ડના કોવનેન ટારસ ( Covenanters ) અને ૩૦ વરસ સુધી યુદ્ધમાં જોડાયલા પ્રોટેસ્ટન્ટો જેવી રીતે જાતીય ગાથાનું ગાયન કરતા કરતા લડાઇના

મેદાનમાં આગળ વધતા તેવીજ રીતે આરબોનું લશકર પણ પવિત્ર કુરાને શરીફની ચોક્કસ આયતો ગાતાં ગાતાં આગળ વધતું. પ્રથમ મોટા આનંદ-સાથે બુલંદ અવાજે અલ્લાહો અકબર કહીને તેઓ બહાદુરીથી દુશ્મનોના ઉપર આક્રમણ કરતા હતા. યુદ્ધસ્થળે ઢોલ અને ભેરી (Kettle drums) ના અવાજથી યોદ્ધાઓના ઉત્સાહમાં વધારો કરતા હતા. પ્રત્યેક જાતિમાંથી નવા લશ્કરને એકઠું કરવાના સમયે બહુવાર તેમના પરીવારવર્ગનાં માણસો પણ સાથે થતાં હતાં કિલ્લામાં અને છાવણીમાં તેમના માટે જુદી જગા રાખવામાં આવતી હતી. ચરિત્ર દોષ તેમનો સ્પર્શ પણ કરી શકતો નહિં. મતલબ કે સંપૂર્ણ રીતે બ્રહ્મચર્ય પાળવામાં આવતું હતું (આ સમયમાં હમણાંજ મદ્રાસ હાઇકોર્ટના ફેસલામાં જાહેર થયેલા ગુપ્ત જ્ઞાનનું રહસ્ય સમજાવનારા તે સમયમાં નહોતા) કોઇપણ સિપાઇ માદકપદાર્થનું સેવન કરે તો ૮૦ ચાબુક મારવાની સજા કરવામાં આવતી હતી જે સઘળું લશ્કર પોતાના પરિવારને મૂકીને જુદા જુદા દેશમાં લડાઇ કરવા જતું તેમને એક સાથે ચાર માસ કરતાં પણ વધારે વખત સુધી યુદ્ધ કરવું પડતું. ખલીફા હજરત ઉમ્મરે સઘળા લશ્કરનું રજીષ્ટર રાખેલું હતું. સીમાડાના પ્રદેશમાં એક એક કિલ્લો બનાવવાનું તથા લડાઇના વખતે પ્રત્યેક લશ્કરની ટુકડીઓના માટે જુદા જુદા સહાયક સેનાપતિઓ રાખવાનું ઠરાવ્યું હતું.

---

## સામાજીક અવસ્થા.

પ્રથમની હાલતમાં મુસલમાનોમાં શિલ્પવિદ્યાની ચર્ચા મુદ્દલ નહોતી. પવિત્ર કાબા મંદિર જેવાં, મક્કા નગરીમાં બીજાં પણ પાકાં મકાનો હતાં અને તેજ શિલ્પવિદ્યાની યાદ દાસ્ત સંભારી રાખવાની નિશાની જેવાં હતાં. સારી હાલતના લોકોનાં ઘરો, ઇંટ, અને પથ્થરથી બાંધવામાં આવતા હતાં, મદીનાનાં ઘણાં ઘરો ઇંટોથીજ બાંધેલાં હતાં. સૂરજના તાપમાં સૂકાવીને, જે, એક પ્રકારની ઇંટો તૈયાર થતી, મદિનાની મુખ્ય મસજીદ, સામાન્યભાવે એનાથીજ તૈયાર કરીને, ઉપર માટીનું પ્લાસ્તર કરવામાં આવ્યું હતું. ઘણાં ઘરો, એકજ માળનાં હતાં અને મકાનની મધ્ય સ્થળે પ્રાંગણ, અને પ્રાંગણની વચ્ચે કુવો રાખવામાં આવતો; પણ બીજા ખલીફા હજરત ઉમ્મરના શાસનના છેવટના સમયમાં પરદેશી શિલ્પવિદ્યાના પ્રવાહે, ઇસ્લામી રાજધાનીમાં પણ પ્રવેશ કરવાથી, અહીં પણ શિલ્પ વિદ્યા પ્રતિષ્ઠિત, થઇ હતી. મક્કા અને મદીનાના, મુખ્ય મુખ્ય તમામ માણસો મા-

રબલ પથરની હવેલીઓ બંધાવતા. ત્રીજા ખલીફા હજરત ઓસમાનને માટે બહુ ખરચ કરીને સુશોભિત મહેલ બાધવામાં આવ્યો હતો. મદિનાની પ્રથમ મસ્જીદને તોડાવી નાંખી તે જગાએ મારબલ અને પથરથી, એક સુંદર અટાલીકા ઉભી કરેલી હતી. પ્રસિદ્ધ ઇતિહાસ લખનારો મસુદી લખી ગયો છે કે:—ખલીફા ઓસમાનના શાસન સમયમાં પેગંબરના સહચર વર્ગે સુંદર હવેલીઓ બંધાવી ને તેમાં નિવાસ કરવો શરૂ કર્યો હતો. ઉપર હીજરી સુધી આયામના પુત્ર જુએરની બંધેલી અટ્ટાલીકા વિદ્યમાન હતી. મસૌદીએ આરબોના ઇતિહાસમાં તે સમયે લખેલું છે કે, એ મહેલ જદ્દા દેશના સોદાગરો અને ધંધાદારીઓ વાપરતા હતા. એ સિવાય કુફા, ફોસ્ટાટ અને આલેકઝાન્ડ્રીયામાં અનેક હવેલીઓ અને બગીચા હતા. ઐતિહાસિક મસૌદીના સમય સુધી આ સઘળાં ઉત્તમ અવસ્થામાં હતાં. ખલીફા ઓસમાનની રાજનીતિનું વર્ણન કરતાં કરતાં તે સમયે આરબોના વૈભવ સામે જોઇને મુસલમાન ઇતિહાસ લખનારાઓ અફસોસ સાથે લખી ગયા છે કે હજરત ઉમ્મરની સખત રાજનીતિ, નિર્મળ ચરિત્ર, અને સરળ અભ્યાસ એ મુસલમાન જાતિના ઉત્તમ સદ્‌ગુણો હતા. હમણાં તેના બદલામાં ખલીફા ઓસમાનના રાજવૈભવ અને વિલાસિતાએ તેની જગો લીધેલી છે. જ્યારે મક્કાના લોકો વેપારરોજગારમાં નિયુકત હતા, તે વખતે મદિનાના લોકો ખેતીવાડીદ્વારા ધનવાન થઇ પડ્યા હતા. પ્રાચિનકાળમાં ગ્રીસના રાજ્યની એથેન્સ નગરી સાથે સ્પાર્ટા નગરીને જેમ ભયંકર શત્રુતા હતી, તેજ પ્રમાણે મક્કા અને મદિના વચ્ચે ભયંકર શત્રુતા ઘણા લાંબા કાળસુધી ચાલુ રહી હતી. જે સમય મક્કાના લોકો જુગાર રમવામાં, દારૂ પીવામાં અને મોજમજામાં પડેલા હતા; તે સમય મદિનાના લોકો ઇસ્લામિક નીતિનું અને તેમના ધર્મનેતાઓનું, અનુસરણ કરીને કઠોર સાધના સંપ, સરળ અને પવિત્ર જીવન ગુજારતા હતા. હજરત મોહમ્મદ (સ. અ. વ.) એ મક્કા જીતી લીધું તે પછી ત્યાંના આમોદ પ્રિય ચંચળ વૃતિના લોકો ઇસ્લામની નીતિ રીતિનું પાલન કરવા બંધાયા હતા અને હજરતના સમયથી લઇને ખલીફા હજરત ઓસમાનના સમય સુધી તેઓ કઠોર શાસનની સત્તા નિચે હતા; પણ જ્યારે હજરત ઉસમાને સત્તા હાથમાં લીધી કે તરતજ ઉમ્મિયા વંશના નિર્બોધ જુવાનીયાઓ ફરીથી ભોગવિલાસ અને મોજશોખમાં પડવા માંડયા. ખલીફા ઓસમાનના એક સગા (ભત્રીજા) એ તો જુગાર રમવાની કલબ ખોલી હતી. રાતના સ્ત્રી લોકોનાં ગાનતાન સાંભળવાની પ્રથા ફરીથી ચાલુ થઇ હતી. અને દમાસ્કસમાં ઉમ્મિયા વંશના રાજ્યકાળમાં

આ સઘળા દુર્ગુણી મોજશોખો ખરાબીની ટોચે પહોંચ્યા હતા. આ સમયમાં મદિનાવાસિઓ ઘણુંજ સાત્વિક જીવન ગુજારતા હતા. પ્રતિભાશાળી અને ઉત્સાહી વિદ્યાર્થીઓથી લેકચરહોલ ઉભરાઇ જતો હતો. સ્ત્રી પુરૂષ સૌ ખલીફાઓનો મધુર ધર્મોપદેશ શ્રવણ કરવાને હાજર થતાં હતાં. સંગીત-ગાયનવિદ્યા એ સમયમાં શાસ્ત્ર સંગત નહોતી; તેમ છતાં આરબો આખો દિવસ પરિશ્રમ કરવા પછી રાતના, એક પ્રકારની વાંસળી વગાડતા હતા. મદિનાની ઉત્તર વિભાગની મહિલાઓ, ઉત્તમગાનારીઓ તરીકે પ્રખ્યાત હતી. ઇતિહાસ લખનારાઓ લખી ગયા છે કે, હજરત ઉમર છાની રીતે રાતના નગર ચરચા નિહાળવા નિકળતા ત્યારે રાતના ગાયન સાંભળવા ઉભા રહેતા હતા.

શ્રીમંત લોકોના ઘરમાં મેજ ઉપર સુશોભિત ગાલીચો બિછાવવામાં આવતો હતો પણ ટેબલ કે ખુરશીઓનો ઉપયોગ કરવામાં આવતો નહોતો. સુંદર દિવાનખાનામાં સુશોભિત ગાલીચો બિછાવી ઉપર કાંબળી જેવું ઉનનું વસ્ત્ર બીછાવતા હતા. એંગ્લો સાકસન અને નોરમન લોકોના રાજ્ય સમયની પ્રથમ અવસ્થામાં જેમ સ્ત્રીઓના માટે જૂદા ઓરડાઓમાં બેઠક રાખવામાં આવતી હતી તેમ, મુસલમાન સ્ત્રીઓ જેથી શિક્ષણ લઇ શકે, ધર્મોપદેશ સાંભળી શકે, તેટલા માટે પુરૂષોની બેઠકની પાસેજ તેણીઓ માટે જૂદા દીવાનખાનામાં બેઠક રાખવામાં આવતી હતી. પહેલાં જણાવેલા ઉનના કપડાની સામે ચામડાની એક ચાદર બીછાવી તે ઉપર દસ્તરખાન બિછાવવામાં આવતું અને તેના ઉપર પ્લેટો મૂકી આરબો જમણ લેતા હતા. જમવાના પહેલાં અને પછી હાથ ધોવાની પ્રથા હતી. ખાવાના વખતે કોઇ પણ પ્રકારના કાંટા ચમચાનો ઉપયોગ કરવામાં આવતો નહોતો. ફકત હાથથીજ જમતા હતા; પણ જમતાં ત્રણ કરતાં વધારે આંગળીઓનો ઉપયોગ કરવાનું અસભ્ય ગણાતું હતું.

શેખના ટાઇટલથી ઓળખાતા બેદુઇન આરબો જ્યાં સુધી ઘરના કામમાં રોકાતા ત્યાં સુધી પગના કાંડા સુધી પોહોળો એક પ્રકારનો જામો પહેરીને તે ઉપર કેડે ચામડાનો પટટો બાંધતા હતા; એ સિવાય એ જામાના નીચે તેઓ કોઇપણ પ્રકારનો પાયજામો કે ઇજાર પહેરતા નહોતા. તેઓનાં સ્ત્રી અને પુરૂષ સૌ આજ જાતનો પોશાક પહેરતા હતા. તેઓ એ જામાની ઉપર સાધારણ રીતે ઉંટના વાળનું એક પ્રકારનું અંગરક્ષણ વાપરતા. ફકત લડાઇ કરવા જવું હોય ત્યારે અને ઘોડેસ્વાર થવું હોય ત્યારે લાંબા ઢીલા જામાની નીચે પાયજામો પહેરતા હતા. માથા ઉપર

સુંદર ભરત ચિત્રવાળો રેશમનો રૂમાલ રાખતા અને તેને ઉંટના વાળની દોરીએ કરીને માથાની આસપાસ બાંધી રાખતા.

અરબસ્તાનના સ્થાઈ વતનીઓની અંદર શ્રીમંત આરબો, અને મુખ્ય મુખ્ય શેખ લોકો, એક પ્રકારનો લાંબો જામો પહેરતા. આ જામો પાયજામાના નિચેના ભાગ સુધી આવતો. તેઓ તેના ઉપર પગના કાંડા સુધી પહોંચે તેવો ઢીલો ઝભો પહેરતા અને તેની ઉપર શાલે, રેશમના વસ્ત્રથી કેડને બાંધી લેતા અને સર્વની ઉપર એક આભો પહેરતા. આ આભાને તેઓ કાબા કહેતા હતા. કોઇ ઇતિહાસ લેખકોના મત પ્રમાણે આભાનો પહેરવેશ આરબો રોમન લોકો પાસેથી લાવેલા એમ લખે છે અને કોઇનો મત એમ છે કે આભાનો પહેરવેશ આરબો ઇરાનમાંથી લાવ્યા છે. ગમે તેમ હો પણ ઇસ્લામીક પ્રજાસત્તાક પદ્ધતીનો છેડો આવતા સુધીમાં આભાનો પહેરવેશ આરબોમાં નહોતો. આભા બે પ્રકારના હોય છે. એક પ્રકારનો આભો એંગ્લો સાકસન લોકોના જેવો, પહોળી બાંયોવાળા જામાની માફક અને બીજો ઇરાનીઓના જેવો. આરબો માથા ઉપર એક પ્રકારની પાઘડી બધતા હતા. વિદ્વતા, સામાજીક સન્માન, અને ઉમ્મરના પ્રમાણમાં પાઘડીનું સ્વરૂપ જુદું જુદું હતુ. એ પાઘડીની ઉપર 'ટેઇલાસાન' નામનો એક પ્રકારનો રૂમાલ ચારે બાજુએ ઝુલતો રહેતો અને તે રૂમાલથી માથાનું સૂર્યના તાપથી રક્ષણ થતું હતું. હિંદુસ્તાનના પશ્ચિમ તરફના લોકો હાલમાં જે પ્રકારનાં પગરખાં પહેરે છે તેને કાંઇક મળતાં આવે તેવાં પગરખાં આરબો પહેરતા હતા.

આરબ સ્ત્રીઓ એક પ્રકારનો ઢીલો પાયજામો પહેરીને એક અંગરક્ષીણી પહેરતી હતી; એ અંગરક્ષણી છાતીએથી કાપેલી નહોતી પણ ખભા ઉપર કાપેલી હતી. ટાઢનો બચાવ કરવા સારૂ ઉપર એક કુરતી પહેરતી હતી, તેમનો સાધારણ પહેરવેશ એંગ્લો સાકસન સ્ત્રીઓના જેવો હતો. ઘરની બહાર કામ કરતી વખતે તેણીઓ આખા શરીરને ઢાંકી આપે તેવું ઢીલું વસ્ત્ર પહેરતી જેથી સંપૂર્ણ શરીર ઢંકાઇને નીચેનાં કપડાં ધુળ વગેરેથી મેલાં થતાં નહોતાં. આ ઢીલા વસ્ત્રને બુરખો કહે છે. તેઓનાં માથાં ઉપર એક રૂમાલ ઢાંકેલો રહેતો જે રૂમાલને લલાટ સાથે બાંધી રાખવામાં આવતો હતો. અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મ પ્રચારિત થવા પહેલાં આરબ સ્ત્રીઓનાં અંગરખાં અને કુરતીઓ છાતીના ભાગમાં કાપેલાં રાખતાં એટલાજ માટે હજરત મોહમ્મદ (સ.અ.વ.)એ બહારનું કામ કરતી વખતે

બુરખો વાપરવાનો ચાલ કર્યો હતો. જેનો અબ્બાસી ખલીફાઓના વખતમાં બહુ પ્રચાર થયો હતો. મિસર અને બીજાં કેટલાંએક ઇસ્લામી રાજ્યોમાં હમણાં પણ તેજ રીતનો બુરખો વાપરવામાં આવે છે.

સ્વાધીનતાનો પ્રયાસ કરનારા સત્ય અભિમાની યુરોપીયનો ઇસ્લામી સ્ત્રીઓ માટે ભલે ગમે તેમ બોલે; પણ ખરી રીતે જોતાં આરબોની સ્ત્રીઓ પહેલાં પણ સ્વાધીન હતી અને હમણાં પણ તેણીઓ સંપૂર્ણ રીતે સ્વાધિનતા ભોગવે છે. કોઇ કોઇ મુસ્લીમ રાજ્યે પડદા સીસ્ટમ ચાલુ હોવા છતાં પાછળથી તમામ મુસલમાનોમાં આ પ્રથા ચાલુ થઇ હતી. ઇસ્લામીક પ્રજાસત્તાક રાજ્યનાં સમયમાં મુસલમાન સ્ત્રીઓ સ્વતંત્ર રીતે ફરતી, ખલીફાઓનો ધર્મોપદેશ સાંભળતી અને હજરતઅલી તથા ઇબ્ને અબ્બાસ અને બીજાઓનાં ભાષણો સાંભળતી. આરબ લોકો હમેશાં ઇરાની અને રોમનોની સંગતમાં રહેવા છતાં તેઓનું પ્રાથમિક વીરત્વ અને જાતિ અભિમાન ગુમાવ્યું નહોતું. ઇસ્લામ ધર્મ ગ્રહણ કરવાના પહેલાં આરબોમાં પણ પ્રાચિન યાહુદીઓની માફક બહુ વિવાહની પ્રથા ચાલુ હતી. આરબોમાં માંહોમાંહે બહુ લડાઇઓ થતી તેમાં અનેક પુરૂષો મરવાથી તેની વિધવા સ્ત્રીઓ ખાવાપીવામાં દુઃખી ન થાય તે માટે આરબો એક કરતાં વધારે સ્ત્રી કરતા; પણ હજરત પેગમ્બર (સ. અ. વ.) એ આ બહુ વિવાહને અમુક હદમાં મુકરર કરીને ઇસ્લામ સમાજ ઉપર બે પ્રકારનો લાભ કર્યો છે. પ્રથમ તો બહુ વિવાહનો પ્રવાહ કાંઇક અટકાયો, અને બીજું આરબ વિધવાઓનું રક્ષણ થયું.

ગુલામોના ખરીદ વેચાણની પ્રથા અટકી હતી. આવું કામ કરનારાઓને સખત સજા કરવામાં આવતી. જે સબળા લોકો યુદ્ધમાં કેદ પકડાતા તેઓ જ્યાં સુધી સામાવાળા સાથે સંધિના કરારો ન થાય, અથવા દરેક બંધીવાન માટે ઠરાવેલો દંડ વસુલ ન આવે ત્યાં સુધી ફકત તેઓજ ગુલામ કહેવાતા હતા; પણ આવાં દાસ દાસીઓ સાથે પોતાનાં પરિવારનાં માણસો પેઠે સારાં આચરણથી વરતવામાં આવતુ હતું.



# પ્રકરણ ૭ મું.

## હજરત ઇમામ હસન, માવીયા અને યજીદના સમયની રાજ્યનીતિ.



હીજરી ૪૦-૬૪, ઇ. સ. ૬૬૧-૬૮૩.



હજરત અલીની શહાદત પછી કુફા અને તેના તાબાના પ્રદેશોના લોકોના મત પ્રમાણે તેમના મોટા દીકરા ઇમામ હસન ખલીફા પદે મુકરર થયા; પણ કુફાના લોકોની જે લુચ્ચાઇના પરીણામે હજરત અલીની આશાઓ પડી ભાંગી હતી તેની તેજ લુચ્ચાઇએ કરીને ઇમામ હસનને ખીલાફત મુકી દેવાનો વખત આવ્યો. ઇમામ હસન ખલીફાપદે આવતાં વાંતજ માવીયાએ ઇરાક પ્રદેશ ઉપર ચડાઇ કરી. પોતાને ગાદી ઉપર મજબુત થવા પહેલાં સામાવાળા દુસ્મનો સાથે લડાઇમાં ઉતરવું પડયું સિરિયાવાસીઓને અટકાવવા સારૂ કયેસ, નામના એક સેનાપતીને સિરિયા મોકલીને પોતે મોટું લશકર લઇને માદાએન તરફ અગ્રેસર થયા. આ જગાએ "સેનાપતિ કયેસ હાર્યો અને મરાયો." એવા ખોટા સમાચાર ફેલાવાથી નવીન ખલીફાનું લશકર વિદ્રોહી થઇ પડયું. આ વિદ્રોહી લસ્કરે બળપૂર્વક છાવણીમાં પેસી સામગ્રી લૂટી લઇને હજરત:હસનને દુસ્મનોના હાથમાં સોંપી દેવાની બાજી રચી હતી. આવી રીતે નાકમેી સાથે ઇમામ હસન કુફા પાછા ફર્યા હતા. આ વખતે તેણે ખીલાફત ત્યાગ કરવાનો ઠરાવ કર્યો પ્રતિજ્ઞાનો ભગ કરનારા વિશ્વાસઘાતક એરાકવાસીઓનો ભરોસો મૂકી દઇને માવીયા સાથે સંધિ કરવાનો ઠરાવ તેમણે કર્યો. નીચે લખેલી શરત પ્રમાણે બેઉ પક્ષની વચ્ચે સંધિ થઇ:—"ઇમામ હસનની હયાતી સુધી માવીયાજ ખીલાફત ભોગવે માવિયની પછી હજરતઅલીના બાજા દિકરા, ઇમામ હુસેન ખીલાફત ભોગવે" આવા કરારથી ઇમામ હસન ખીલાફતનો ત્યાગ કરીને મદિના આવીને રહ્યા; પણ તે જગાએ સંધિની સરત પ્રમાણે વધારે દિવસ પેન્શન ખાઇ શકયા નહિ. કેટલાએક સમયની અંદર માવીયાના પુત્ર યજીદની લુચ્ચાઇથી ઇમામ હસન ઝેરથી શહીદ થયા.

ઇમામહસને ખીલાફત મુકી દેવા પછી માવીયાજ તમામ ઇસ્લામી સલતનતની ખીલાફતનો ધણી થયો. આ સ્થળે આપણે ઇસ્લામી સલતનતનું ઘેર પરિવર્તન થયેલું જોઇએ છીએ. હજરત મોહમ્મદ (સ.અ.વ.)ને ઇજા કરનાર અને મૂર્તિપૂજાના ધર્મનું પોષણ કરનારા–ઉમ્મિયાવંશીનું કોરેશદળ, હજરતના પ્રતિષ્ટિત ધર્મ અને રાજ્યના મુખ્ય પુરૂષો ગણાવા લાગ્યા.

હજરત અલીનું પ્રિય કુફા, હવે ઇસ્લામી રાજધાની આળસીને તેના બદલામાં દુમાસ્કસ નગર સઘળા ઇસ્લામી સામ્રાજ્યનું રાજધાની થયું. માવીયા પોતે દોલતના મદથી છકી જઇને રોમ અને ઇરાનના બાદશાહનું અનુકરણ કરીને ઘણા આડંબરે રાજ કરતો હતો. ઇટાલીના ફ્રેન્ચ પરીવારવાળાં મિડીસી અને હિંદુસ્તાનના પિંઢારા પ્રમાણે માવીયા, અનેક સમય પોતાના શત્રુને છુરીથી કે ઝેરથી મરાવી નાખવાને ચુકતો નહોતો. દુશ્મન ધનવાન હોય કે પોતાનો નજીકનો સગો હોય, કે ઇસ્લામ ધર્મનો મોટો ઇમામ કે પેશ્વા હોય, ગમે તે ભલે હોય, પણ તે માવીયાની જાળમાંથી જીવતો જતો નહોતો. ઇમામ હસનની શહાદત પછી સિરિયા જીતનારનો પુત્ર અબ્દરરહેમાન ખીલાફત મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો. સિરિયાના લોકો આને બહુ ચાહતા હતા, તેથી માવીયા ડરવા લાગ્યો એટલે તરતજ તેને પણ મરાવી નાંખ્યો. મુસલમાની રાજ્યમાં માવીયા ખીલાફત મેળવવાને કઇ રીતે શકિતવાન થયો? તેના માટે એક પ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસ લખનારાએ નિયપક્ષપાતથી તેનું જે ચરિત્ર લખ્યું છે તેમાંથી કાંઇક વાંચનારાઓ માટે અમે નીચે લખીએ છીએ:—તે કઠોર નીતિ પરાયણ એટલે કે ધર્મનો તદ્દન અવિશ્વાસુ, ઘાતકી માણસ હતો. ઉમ્મિયા વંશનો આ પ્રથમ ખલીફા પોતાને નિર્ભય બનાવવા સારૂ કોઇપણ પ્રકારના પાપ કર્મ કરવાને ચૂકયો નહોતો પ્રબળ સત્તાવાળા દુસ્મનને દૂર કરવા સારૂ તેને છુપી રીતે મારી નંખાવતો. હજરત મોહમ્મદ (સ અ.વ.)ના નવાસા ઇમામ હસનને ઝેર દઇને મરાવી નાંખવામાં પણ તેનોજ હાથ હતો અને હજરતઅલીનો સહકારી સેનાપતિ બહાદુર પુરૂષ માલેક–અલ–અસ્તારને પણ એજ રીતે મારી નખાવ્યો હતો. પોતાના મરણ પછી ગાદી પોતાના પુત્ર યજીદને આપવા માટે ઇમામ હસન સાથે થયેલી સંધીના કરારો તોડી નાંખ્યા. હજરત પેગંબર (સ.અ.વ.) ના વંશજો ઉપર વર્ણન નહી કરી શકાય તેવો અમાનુષિક અત્યાચાર કરવા છતાં આ કૂટનીતિ વિશારદ લુચ્ચો અને ધર્મની મુદ્દલ બીક નહી રાખનારો માવીયા, ૪૦ વરસ સુધી ઇસ્લામી સલતનતનું રાજ્ય

ભોગવવા શકિતવાન થયો હતો. જગતના ઇતિહાસનું અવલોકન કરતાં ઘણા ભાગે એવું જોવામાં આવે છે કે જુલમગાર અને અધાર્મિક રાજાનું રાજ્ય લાંબો સમય ચાલતું નથી; પણ માવીયા અને તેના વંશજોએ કાંઇપણ આપત્તિ વગર રાજ્ય કર્યું છે તે તરફ જોતાં એવી શંકા થાય છે કે આ જગોએ કુદરતનો એ નિયમ કેમ સચવાયો નહીં હોય? વધારે વિચાર કરતાં આ નિયમ તૂટવાનાં બે કારણો અમને મળી આવે છે. ( ૧ ) માવીયાએ ઉપરના ડોળથી ભોળા અને વિશ્વાસુ ધર્મીષ્ટ લોકોના મનમાં એવો વિશ્વાસ બેસાડી આપ્યો હતો કે, "માવીયાએ સંસારના તમામ ભોગ વિલાસોનો ત્યાગ કરીને ઇસ્લામની સંપૂર્ણ ઉન્નતિ કરી છે." ( ૨ ) માવીયાનો પક્ષ કરનારા આરબોની દુશ્મનો સાથે લડવાની અસીમ બહાદૂરી હતી. આ બે કારણોને લીધેજ ઉમ્મિયાવંશીઓનું રાજ્ય લાંબો સમય ચાલ્યું હતું. ઉત્તર આફ્રિકા, એશીયા, અને સ્પેન જીતનારા આરબોનાં રાજ્યો ઉમ્મિયા-વંશીઓના રાજ્ય જેમ ઉન્નત અવસ્થાએ પહોંચ્યાં નહોતાં. એ સમયમાં ઉમ્મિયા ખલીફાઓ ઉન્નતિની ટોંચે પહોચેલા હતા. તેઓએ પોતાનાં સુખ સમૃદ્ધિ અને મોજશોખમાં પણ ક્રોધ, દુશ્મનો સામે લડવાની બહાદુરી, વૈરભાવ, ઘાતકીપણું અને એકાગ્રતા વગેરે પોતાના અસલ લક્ષણોને સા-ચવી રાખ્યાં હતાં. ઇસ્લામ ધર્મનો પ્રચાર થવા પહેલાં આરબોએ પોતપોતામાં જેમ ભયંકર લડાઇઓ કરી હતી તેમ આ વખતે ઉમ્મિયવંશીઓ પણ જુદા જુદા મુલકમાં સત્તા સ્થાપન કરવા માટે ભયંકર લડાઇઓમાં ગુંચાએલા હતા. ( ઓસબર્નકૃત ઇસ્લામ અંડર અરબ. )

ઇસ્લામીક રાજ્યસત્તા ઉમ્મિયાવંશજોના હાથમાં આવવાથી રાજ્ય કરનાર વંશમાંજ માત્ર ફેરફાર થયો હતો તેમ નહોતું; પણ ઇસ્લામીક વિચાર અને શાસનનીતિ સંપૂર્ણ રીતે બદલાઇને મુસ્લીમ સામ્રાજ્ય અને મુસ્લીમ જાતિની અભૂતપૂર્વ ઉન્નતિ થઇ હતી. આ પ્રકારની હાલતનો ફેરફાર અને ધારા વાહક ઇતિહાસ જાણવો હોયતો તે સમયના જુદા જુદા પ્રદેશમાં વસનારા આર-બોની અવસ્થા અને તેઓ પરસ્પરની અંદર કઈ જાતનો સંબંધ હતો. તેનું અવલોકન કરવું જરૂરનુ છે; તેટલાજ માટે આ નિચે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. કદાચ આપણે એમ ધારીયે કે જૂદા જૂદા ધર્મોને લઇને ઉત્પન્ન થતો વિદ્વેષ અથવા પ્રજાસત્તાક પદ્ધતિ અને રાજાની સર્વોપરી સત્તા ચલાવવાની રીતિ, વ્યકિતગત સ્વાધિનતા અને જુદી જુદી જાતોના કે સંપ્રદાયોના આચાર વિચાર અને નીતિરીતીનાં ફેરફા રજ પૃથ્વીના હંમેશ ચાલનારાં યુદ્ધોનું મુળ કારણ નથી, પણ એશીયા અને યુરોપના

ખ્રિસ્તિ અને મુસલમાનોએ પૃથ્વીની સપાટી ઉપર જે ભયાવહ લડાઇઓ કરીને લાખો માણસોનાં લોહી વેહેવડાવી પરસ્પરની અફસોસકારક અવનતિ કરી છે તેનું મુખ્ય કારણ અંદર અંદરનો વિદ્વેષજ છે. આ અંદર અંદરના દ્વેષભાવે સેંકડો વરસ સુધી સ્થાયી રહીને રાજ્યદ્વારી અને ધર્મસંબંધી સેંકડો લડાઇઓથી જગતનું સત્યાનાશ વાળ્યું હતું. પહેલાં લખાઇ ગયું છે કે, હજરત મોહમ્મદ (સ.અ વ.)ના જન્મના વખતે અરબસ્તાનમાં બે જુદા જુદા સંપ્રદાયના લોકો રહેતા હતા તે માંહેનો એક સંપ્રદાય કાહતાનવંશજ અને બીજો પેગંબર ઇબ્રાહીમના પુત્ર ઇસ્માઇલ વંશજ. કાહતાન વંશવાળા યમનમાં રહેતા હતા અને ઇસ્માઇલ વંશીઓ હિજાજમાં રહેતા હતા. પ્રાચિન ભૂપતિ અબ્દ-શમસના પુત્ર હિમયાર ( Himyar )થી કાહતાનવંશીઓ હિમિરાઇટના નામે ઓળખાય છે. યમન પ્રદેશ હિમિરાઇટની ઓલાદનો નિવાસસ્થાન હતો, તેથી આરબો તેમને ઇમિનાઇટિના નામે ઓળખતા હતા; એટલે અમો હવે પછી તેમને હિમિરાઇટ કે ઇમિનાઇટના નામે વાંચનાર સનમુખે ઓળખાવીશું. કાહતાનનાવંશજ આજદનાવંશીઓ બાનુઆજદના નામે ઓળખાતા હતા. તેઓ ટોબાસ ટાઇટિલવાળા હિમીરાઇટ રાજાઓના તાબે રહીને યમનની રાજધાની મારબ અથવા સાબામાં કે તેની નજદીકની જગ્યામાં રહેતા હતા. ઘણું કરીને ઇસ્વીસનના બીજા સૈકામાં આજદ વંશજોએ ઉત્તર તરફ અગ્રેસર થઇને ત્યાંના અસલ વતનીઓને કાહાડી મૂકયા હતા. આખરે ખાજા ટાઇટલવાળા આજદવંશી નામનો સંપ્રદાય હજરત મોહમ્મદ (સ.અ.વ.)ના વખત સુધી પવિત્ર મકકાનગર નજીકમાં બાટનમાર ( Battanmar ) નામની જગાએ રહેતો હતો અને એના એજ આજદ વંશના એક ટોળાએ મદિનામાં પણ નિવાસ કર્યો હતો.

આ આજદ વંશના લોકો કાળક્રમે આઉસ અને ખાજરાજ એ બે જાતમાં વહેંચાઇ ગયા હતા. એઓનાં અન્યાન્ય ટોળાંઓ જુદા જુદા સંપ્રદાયમાં સિરિયા અને ઇરાકમાં ભ્રમણ કરતાં હતાં; પણ જેઓ સિરિયામાં વાસ કરીને રહેતા હતા, તે બાનુઘાસન અને જેઓ ઇરાનમાં રહેતા હતા તે બાનુકાલબના નામથી ઓળખાતા હતા. અન્ય એક સંપ્રદાય હામાદાનમાં વસ્તી સ્થાપન કરીને રહ્યો હતો અને તેજ સમયમાં એક મોટો સંપ્રદાય પૂર્વ તરફ વધીને ઇરાનના અખાતના કાંઠા ઉપર ઓમાનમાં રહ્યો હતો. સંક્ષેપમાં કહીએ તો હજરત મોહમ્મદ ( સ. અ. વ. ) અને તેની પછીના ચાર ખલીફાઓની રાજસત્તાના સમયમાં ઇમિનાઇટ આરબોએ ઉપર લખેલાં જુદા જુદા સ્થાનોમાં નિવાસ કર્યો હતો.

અરબસ્તાનના નિવાસી હજરત ઇસ્માઇલના વંશજો કોઇ કોઇ વાર બાનુમાદના નામે ઓળખતા હતા. જેના ઉપરથી 'બાનુમાદ' નામ પડયું હતું. તે 'માયાદ, હજરત ઇસ્માઇલના વંશધર આદનાનનો પુત્ર હતો અને આદનાનનો પિતા, મોધરમાઃ હતો, એટલે તેઓ 'મોધારાઇટ' ના નામથી ઓળખાતા હતા. જોકે ઇતીહાસ લખનારાઓએ આ 'મોધાર' વંશીઓના જુદા જુદા સંપ્રદાયને—'બાનુંકોરેસ' 'બાનુંકયેસ' બાનુબકર 'બાનુતગલીબ' અને 'બાનુતમીમા' વગેરે જુદા જુદા નામથી ઓળખાવી ગયા છે; તો પણ હવે પછીના લખાણમાં અમે તે સઘળાઓનો બાનુમોધાર અથવા મોધારાઇટના નામથી ઓળખાવીશું. કોરેશ લોકો મકકા અને તેની આસપાસના સ્થાનમાં રહેતા હતા, અને અન્યાન્ય ઓલાદવાળાઓ મદિના સિવાય હિજાજ અને અરબસ્તાનના મધ્યભાગમાં બોહોળી રીતે ફેલાઈ ગયા હતા.

ઉપર જણાવેલ બે મુખ્ય શાખાઓ હિમીયારાઇટ અને મોધારાઇટ વચ્ચે બહુ લાંબો સમય થયા ભયંકર હિંસા મુલક શત્રુતા ચાલી આવતી હતી. યુરોપના ઇતિહાસનું અવલોકન કરતા એનું ગુઢરહસ્ય બરાબર રીતે સમજવું સહેલું થઇ પડે છે. કારણકે સેંકડો વરસોના જૂલમ અને અન્યાયે કરીને સેકસનોની સાથે કાન્ટ લોકો, અંગ્રેજોની સાથે આઇરીશ લોકો અને પ્રશીયાના લોકો સાથે પોલાંડના લોકોનો વૈરભાવ અને પરસ્પરનો તિરસ્કાર સ્પષ્ટ રીતે જણાવે છે કે પ્રત્યેક બે જાતિની વચ્ચે એ પ્રકારના પરસ્પર હિંસા મુલક વ્યહવારથી દુર્બળ પક્ષ સબળપક્ષ પાસે હમેશાં તાબેદારી સ્વિકારતો માલુમ પડયો છે. (Guelf) ગુલ્ફ અને ઘીબેલાઇન (Ghebeline) નામની બે ઇટાલીયન જાતીની વચમાં રાજનૈતિક પ્રતિયોગીતાને લીધેજ ભયંકર વિદ્વેષ લાંબો સમય ચાલ્યો હતો, ઇ. સ. ૧૨૫૦ થી ૧૫૦૦ સુધી આ ઘેબીલાઇન લોકોનું દળ ત્યાંના બાદશાહ સામે લડયું હતું. પહેલાં યુરોપના કોઇ કોઈ બાદશાહે કે રાજ શક્તિએ, જુદા જુદા પ્રદેશોની ભિન્ન ભિન્ન જાતિઓને બળપૂર્વક એકજ સત્તાને તાબે કરવા છતાં તેઓની ભાષા અને આચાર વિચાર તથા ધર્મભેદે કરીને જુદી જુદી જાતો એક મહાજાતિમાં એકત્ર થઇ શકી નહોતી; પણ કાળે કરીને જયારે સેંકડો વર્ષ સુધી સઘળા એકજ સાથે વસ્યા ત્યારે પોતાના ઉધ્ધારને માટે એકજ સત્તાની નીચેના યુરોપના સઘળા સંપ્રદાયો—જાતો—એક મહાજાતિમાં ફેરવાઇ ગઇ હતી.

હજરત મોહમ્મદ (સ. અ. વ.) ના જન્મની પહેલાં આરબોની અવસ્થા, યુરોપની માફક નહોતી. આખરી પેગંબર હજરત મહમ્મદ (સ.અ.વ.) ના

જન્મની પહેલાં બહુ દિવસે હિમિયારાઇટ આરબો, સેમેટીક અને માતૃ-ભાષાનું મિશ્રણ કરીને એક જૂદી ભાષા બોલતા હતા, પણ કાળક્રમે તેઓની એ ભાષા બદલાઇને વિશુદ્ધ આરબિ-એરેબીક ભાષા થઇ પડી મોધારાઇટ આરબો વિદ્યાબુદ્ધિમાં આગળ વધેલા હોવાથી તેઓ પણ આરબી ભાષામાં વાતચીત કરતા, પણ તેઓની એરેબીક ભાષા અને હિ-મિયારાઇટ આરબોના એરેબીક ભાષા બેઉમાં મોટો પ્રભેદ જણાતો હતો. વહાલા વાંચકોની જાણને અર્થે એ બેઉ જાતિમાં મોટા પ્રભેદનું કારણ અમે નિચે જણાવીએ છીએ:—

અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મનો પ્રચાર થવા પહેલાં સેંકડો વરસ પ-હેલાંથી હિમિયારાઇટ આરબો, સભ્યતાના ઉચ્ચ પગથીએ ચડી ગયેલા હતા. જે સઘળી જગોએ તેઓ નિવાસ કરતા હતા, તે જગોએ રાજસ-ત્તાની સારી વ્યવસ્થા કરતા હતા. ટોળાના સરદારની ઇચ્છા પ્રમાણેની રાજ-સત્તાને લઇને સઘળાં કામોની વ્યવસ્થા થવા છતાં, જીવન ધારણોપયોગી નાનાં નાનાં કામોપ્રતિ, તેઓ માંહેના પ્રત્યેકનું વિશેષ લક્ષ હતું. તેઓ લ-ખવાની કળા જાણતા હતા, છતાં ખેતી તરફ તેઓની વધારે કાળજી રહેતી. ફક્ત કોરેશ વંશ સિવાય, અન્યાન્ય મોધારાઇટ આરબો તેઓના પૂર્વ 'પુરૂષ' કોશાયના સમયમાં જંગલમાં ભટકતા અને 'તદ્દન ગ્રામ્ય' ભાષા બોલતા હતા. એક ટોળાથી બીજું ટોળું હમેશાં પ્રથક રહેતું. તેઓ દરેક પોતપોતાના સ્વાર્થમાં વળગી રહેતા અને પરસ્પરના ટોળાઓને દુ:ખને સમયે મદદ કરવાનું તો તેઓ શિખ્યાજ નહોતા. દરેક ટોળાંની અંદરના માણસોનો મત લઇને ટોળાનો સરદાર મુકરર કરતા. આ મુખ્ય બે જાતિ-ઓમાં આ પ્રકારે એકતા ન હોવાથી મોધારાઇટ વર્ગના આરબોને, હિમિયા-રાઇટ વર્ગના આરબોની તાબેદારી સ્વિકારવાની ફરજ પડી હતી જો કે તે બેઉ વર્ગોમાં, અનેક સમય લડાઇ ઝગડા થતા, તથાપિ, પાંચ દશ સૈકડા સુધી, મોધારાઇટ વર્ગ, હિમિયારાઇટ વર્ગને ચોક્કસ કર ફરજીઆત રીતે આપતા હતા. મોટાઇ અને સ્વાધિનતા મેળવવાના માટે હમેશની લડાઇઓથી, હિમિયા-રાઇટ અને મોધારાઇટ બેઉ વર્ગમાં ભારે દુશ્મનાઈ ઉભી થઇ હતી અને કિંન્દાએ જેમ તમીમને ભારે પીડા કરી હતી તેમજ કયસ, જે પ્રમાણે આજદને પિડા કરતો હતો. તે કાળના કવિઓ આ સઘળા બનાવોના વીર-રસ પ્રાધાન્ય ગાયનો રચીને હિમિયારાઇટ અને મોધારાઇટની વચ્ચે ભયંકર દુશમનાઇ હમેશાં સળગતી રાખવાને શક્તિવાન થયા હતા. હજરત મોહમ્મદ

(સ. અ. વ.) ના ધર્મના ઉપદેશે કરીને આ સઘળો જાતીય દ્વેષભાવ અને દ્વેષભાવ વધારનારી કવીતાઓ શાંત થવાનો આરંભ થયો હતો. જો હજરત મોહમ્મદ (સ. અ. વ.) હજી થોડાં વર્ષ વધારે જીવતા રહેત, તો તેમના પવિત્ર ધર્મોપદેશ અને અસાધારણ ચરિત્રબળના પ્રભાવે આ બે મોટા વર્ગને એક મહાજાતિમાં ફેરવી શકત કે જે જાતોના વૈરભાવે, સેંકડો વર્ષ સુધી ચાલુ રહીને, વૈરભાવનાં મૂળીઆંએ આરબોના લોહીની અંદર જડ ઘાલી હતી. આવી રીતનો વૈરભાવ માહાપુરૂપ હજરત મોહમ્મદ (સ.અ.વ)ની માત્ર દશ વર્ષની કારકીર્દીમાં નાશ થઇ જાય એ સંભવિત નહોતું. ફક્ત મદીનામાં હજરતની કોઇ કાળે ન ખસે તેવી સત્તા જામેલી હોવાથી ત્યાંનાં જુદાં જુદાં ટોળાંઓનો અંદર અંદરનો દ્વેપભાવ શમી ગયો હતો.

હજરત અબુબકર અને હજરત ઉમ્મરના સમયમાં પૃથ્વિના જુદા જુદા પ્રદેશોમાં ઇસ્લામના વિજય વાવટા ઉડતા થવાથી, આરબની સઘળી જાતો તેમની સાથે પૃથ્વિના જુદા જુદા સ્થાનમાં રોકાઈ ગઇ હતી. એ પ્રમાણે મેધારાઇટ વર્ગના આરબો બસરામાં અને હિમિયારાઇટ વર્ગે મુખ્ય કરીને કુફામાં નિવાસ સ્થાપન કરેલો હતો. પાલેસ્ટાઇન અને દુમાસ્કસના પ્રદેશે મેધારાઇટ વર્ગે, સિરિયા અને ઉત્તર અરબસ્તાનમાં હિમીયારાઇટ વર્ગે પોત પોતાનું આધિપત્ય જમાવ્યું હતું એ રીતે આ બે મુખ્યવર્ગો અરબસ્તાનના સઘળા પૂર્વ વિભાગમાં અને મિસર તથા આફ્રિકાના મોટા દેશમાં ફેલાઇ ગયા હતા પણ તેમણે જે જે સ્થાનમાં વસ્તી સ્થાપન કરેલી હતી ત્યાં પોત પોતાના પુરાતનિક વૈરભાવને કોઇ રીતે ભુલી ગયા નહોતા. પ્રતાપી હજરત ઉમ્મર પોતાની સખત સત્તાએ કરીને આ બે વર્ગની શત્રુતાને અટકાવી શક્યા હતા અને વળી તે સમયમાં સઘળા આરબો પોતાના પ્રાધાન્ય, માટે અને ધર્મનો પ્રચાર કરવા માટે તથા રાજ્ય વધારવાના પ્રયાસમાં રોકાયેલા હતા. એટલે પરધર્મિઓ સાથેજ દુશ્મનાઇ સિવાય અંદર અંદરના વૈરભાવને સંભારવાને તેમને વખત નહોતો. જો હજરતઅલી નિર્વિઘ્ને હજરત ઓસમાનની ગાદી ઉપર આવી શક્યા હોત તો મેધારાઇટ અને હિમિયારાઇટ બેઉ વર્ગ એક થઇ જવાનો સપૂર્ણ સંભવ હતો, પણ હજરત ઓસમાનના સમયમાં, ઉમ્મિયા વંશીઓએ, પોતાની હલકી ઇચ્છાઓ પૂરી કરવાની મતલબથી પુરાતનીક દ્વેપભાવ ફરીથી સળગી ઉઠયો હતો અને છેવટે તેજ દ્વેપભાવે ભયંકર મૂર્તી ધારણ કરવાથી જેમ આફ્રિકા, ખોરાસાન અને કાબુલના આરબોમાં ભયંકર વિદ્વેપ સળગી ઉઠયો હતોતેજ પ્રકારે સીસીલી અને સ્પેનમાં પણ વિદ્વેપ સળગી ઉઠયો હતો. જે

સઘળા માણસોએ હિમિયારાઇટ, અને મેધારાઇટ વર્ગોની અંદર શત્રુતા સળગાવી હતી એ શત્રુતાનું શોચનિય પરિણામ તેઓના માટે ઘણુ વિનાશકારી નિવડયું હતું, અને એ શત્રુતાનાં ફળેથી આરબોનો સૌભાગ્ય સૂર્ય બહુ થોડાજ સમયમાં નિસ્તેજ થઈ ગયો હતો. ભવિષ્યમાં રોમન અને જરમનો સાથે આરબોને ભયંકર શત્રુતા થઇ હતી, તેમાં આરબોના બે મુખ્ય વર્ગની અંદર અંદરના વેરભાવેજ રોમ અને જરમનીને લાભ કરાવ્યો હતો આરબોએ જે સમયમાં સઘળો એશિયા માઇન્નર, મિસર, અલજીરિયા, મોરાક્કો, સ્પેન, ભૂમધ્ય સાગરના સઘળા દ્વીપો, ફ્રાંસનો કેટલોક ભાગ અને દક્ષિણ ઇટાલી જીતી લઇને ઉત્તર યુરોપમાં અર્ધચંદ્રનો વિજયી વાવટો પ્રબળ વેગથી ઉડતો કર્યો હતો, તેજ સમયમાં તેમનો વિજય વેગ આજ કારણથી અટકી પડયો હતો અને થોડાજ સમયમાં તેમણે જીતેલા પ્રદેશો માંહેનો ઘણો ભાગ પોતાના હાથમાંથી નિકળી જવાનું પણ એજ કારણ હતું. આ પ્રમાણે અંદર અંદરનો વેરભાવજ આરબોની પડતીનું કારણ હતું.

મેધારાઇટ વર્ગ અસંતુષ્ટ થઇને વિદ્રોહ ન કરે તેટલા માટે અને એક વર્ગ બીજા ઉપર જુલમ ન કરી શકે તેટલા માટે, માવીયાયે બેઉ વર્ગને કઠોર શાસન નીચે રાખ્યા હતા; પણ તેના પછીના ખલીફાના સમયમાં આ બે વર્ગની અંદર જે કોઇ એક વર્ગ પ્રબળ થતો તે બીજા ઉપર જુલમ કરવાને પાછો હઠતો નહોતો. ઉમ્મિયા વંશવાળાઓ પરસ્પરની સગાઇમાં અને સ્વાર્થ બંધનમાં એટલા બધા જડીભૂત થઇ ગયા હતા કે તેઓ કદિપણ પોતાના વંશના બાદશાહની સામે વિદ્રોહ કરતા નહોતા. સિરીયાના પગારદાર લશ્કર ઉપરજ માવીઆ અને તેના વંશવાળાઓનો મુખ્ય આધાર હતો. તત્વજ્ઞાનના અભ્યાસીઓ, અધ્યાત્મ ચરચા કરનારાઓ અને ધર્મપરાયણ પુરૂષો, સંસારની માયા જાળમાંથી છૂટા થઇને, સાહિત્ય સેવા અને તત્વ વિદ્યાના અભ્યાસદ્વારા જીવન પૂરૂં કરવાનો આરંભ કરી ચૂક્યા હતા. ખરી રીતે કહીએ તો ઇસ્લામની રીતિનીતિ સંબંધી વ્યવહાર બંધારણ આ સમયમાંજ થયું હતું. ઇસ્લામ ધર્મ જલદીથી બહોળો ફેલાવો પામે તેવો પ્રયત્ન ઉપર જણાવેલા સંસાર વિરાગીઓ દીલોજાનથી કરતા હતા એટલે તેઓ રાજ ખટપટમાં મુદ્દલ મન ઘાલતા નહોતા. જે સઘળા ધર્માંધ મુસલમાનોએ હજરત અલીની વિરૂદ્ધમાં વિગ્રહ કર્યો હતો, તેઓ નેહાયાન્દના યુદ્ધમાં શોચનીય રીતે હારીને ઘણો ભાગ માર્યા ગયા હતા અને બાકીના થોડાક માણસો દુર્ગમ, અલહાસા અને અરબસ્તાનના મધ્યભાગમાં વસ્યા હતા. આ જગોએ તેઓ પોતાનો અન્યાયપૂર્વક અંધ

શ્રદ્ધાવાળો ધર્મ-મત ફેલાવવાનો પ્રયત્ન કરતા હતા અને એ જગાએ તે-ઓની સંખ્યા ફરીથી વધી હતી. તેઓના ધર્મનો મદ અને પોતાના મત ઉપરના ગંભીર વિશ્વાસથી તેઓ એટલા બધા ઉત્તેજીત થઇ પડ્યા હતા કે ભવિસ્યમાં તેઓ દમાસ્કસ ગવર્મેંટના પ્રબળ શત્રુ થઇ પડ્યા હતા તેઓએ માવીયાની વિરૂદ્ધમાં લડાઇ ઉભી કરીને કાલ્દીયા ઉપર હુમલો કર્યો અને ઇરાક પ્રદેશ ઉપર હુમલો કરવાની તૈયારી કરવા લાગ્યા પણુ તરતજ પરા-જિત થઇને પોતાની જગાએ પાછા ફર્યા

ખલીફા માવીયાએ દુમાસ્કસના સીંહાસન ઉપર દૃઢ રીતે અધિષ્ઠિત થઇને આફ્રિકા જીતવા વિચાર કર્યો. તે સમયના આરબો મિસરની પશ્ચિમ તરફના ઉત્તર આફ્રિકાને ઇફ્રીકીયા કહેતા હતા. આ મોટો વિભાગ ત્રણુ ભાગમાં વહેંચાયેલો હતો ( હમણુંનો મોરક્કો દેશ ) પશ્ચિમ તરફના સઘળા વિભાગને, મગરીબ-અલ-આકસા કહેતા હતા, એની પશ્ચિમે આટલાંટિક મહાસાગર, પૂર્વે ટલેમસન, ઉત્તરમાં ભૂમધ્ય મહાસાગર અને દક્ષિણે સહ-રાનું રણુ; આ ભાગને હમણાં અલજીરીયા કહે છે. એની પૂર્વના ભાગને મગિરબ-અલ-આદના કહેતા હતા ( ત્રીપોલી, બાર્ક અને ફેઝાન સહિત ). આ ભાગ ઓરાન અને બુગીયાની વચ્ચે આવેલો છે; એ ઇફ્રિકીયાની સામેપાર અલજીરીયાની પૂર્વ સીમાથી લઇને મિસરની પશ્ચિમ હદ સુધી ફેલાયેલો છે. સાઇબીરીયાના રણુથી પશ્ચિમે આવેલા ઉત્તર આફ્રિકા અને સુદાનની ઉત્તરમાં આવેલા વિભાગમાં સેમેટીક વંશના પૂર્વજો વાસ કરતા હતા. જે સઘળી જાતિઓએ, આ પ્રદેશની સમતલભૂમિ અને પર્વતો ઉપર વસ્તી સ્થાપન કરેલી હતી, તે સઘળા લોકો આરબ વંશથી ઉત્પન્ન થવાનો દાવો કરે છે આરબો જેવી રીતે સ્વતંત્રતાને ચાહનારા, સાહસીક અને લડાઇમાં બાહાદુર હતા, આ દાવો કરનારા લોકો પણુ તેવાજ લક્ષણો. વાળા હતા. ખલીફા હજરત ઉમ્મરના સમયમાં આ પ્રદેશ પહેલ-વહેલો તાબે થયો હતો. હજરત ઓસમાનના સમયમાં આરબોએ બર્ક પર્યંત અગ્રેસર થઇને તે જીતી લીધો હતો. પ્રાચિન કાર્થેજની નજીકમાં પ્રખ્યાત યુદ્ધમાં ગ્રીગોરીયસ ધી બાઇજાન પ્રીફેક્ટ હાર્યો અને રોમન લોકો આરબોને વાર્ષિક કર દેવાને કબુલ થયા, એટલે તેઓ બાર્ક અને ઝાવી-લાના કિલ્લામાં થોડુંક સૈન્ય રાખીને સ્વદેશે પાછા ફર્યા હતા. રોમનરાજાએ આખરે આરબોનો તજી દીધેલો પ્રદેશ ફરીથી તાબે કરી લીધો હતો પણુ તેઓ લોભથી પરવશ થઇને ત્યાંના રહેવાસીઓને દુઃખ દેવા લાગ્યા અને જોર જુલમથી વધારે કર લેવા લાગ્યા, એટલે ત્યાંના રહેવાસીઓએ રોમન

દાસત્વમાંથી સ્વતંત્ર થવાને માટે થોડાજ દિવસમાં આરબોને બોલાવ્યા. ખલીફા માવીયાએ તેમની માગણી કબુલ રાખી અને નાયેફના પૂત્ર ઓકબાને લશકરની ટુકડી સાથે ત્યાં મોકલ્યો. ઓકબા બાહાદૂર સેનાપતિ હતો તેણે એ દેશ ફરીથી મુસલમાનોને તાબે કરી લીધો.

રોમન લોકો જળમાર્ગે આવીને વારંવાર ઉત્તર આફ્રિકાનાં સમુદ્ર કાંઠાનાં શહેરો લૂટી લેતા હતા તેમનો અટકાવ કરવા સારૂ તથા સખત બાર્બર જાતિને તાબામાં રાખવા સારૂં સેનાપતી ઓકબાએ, ઇ સ. ૬૭૦ ( ૫૦ હીજરી ) માં ટ્યુનિસની દક્ષિણે કેરોવાન નામનું એક નગર વસાવ્યુ ને ત્યાં લશ્કર રાખ્યું.

આ જગ્યા પ્રથમ જંગલમય હોવાથી જંગલી જાનવરો તથા ઝેરી સરપોથી ભરેલી હતી. ઓકબા આ સ્થાનના જંગલને સાફ કરી જમીન સરખી કરાવી, સુંદર કેરોવાન નગર વસાવ્યું ( ૬૭૦ ઇ. સ. ). એના ખંડેરો હજી પણ વિદ્યમાન છે. મોરક્કો દેશ રોમનોના તાબામાં હોવાથી તેઓ બાર્બર જાતિની સહાયથી વારંવાર ઇફ્રિકીયા ઉપર હુમલો કરતા એટલા માટે બાહાદુર ઓકબાએ પશ્ચિમ તરફ ચડાઇ લઇ જવાનો મનસુબો કર્યો. જેમ જેમ તે અગ્રેસર થવા લાગ્યો તેમ તેમ શહેર ઉપર શહેર તાબે થવા માંડ્યા. રોમન અને ગ્રીક લોકોએ તેની પાછળના દેશો ઉપર ચડાઇ કરીને તેને મોરક્કો જવામાં પૂરી અડચણ કરી; પણ બાહાદૂર ઓકબા તેઓના અટકાવને પગતળે કચરીને આટલાન્ટીક માહાસાગરના કિનારા ઉપર જઇ પહોંચ્યો. વિશાળ આટલાન્ટીક માહાસાગરનાં તરંગ જળ જોઇને ઓકબાને આગળ વધવું અટકી જવું પડ્યું પણ તેણે પોતાના ઘોડાને જોરથી ચાબુક માર્યો એટલે ઘોડે સમુદ્રના જળમાં કુદકો માર્યો ઘોડાની છાતી પૂર પાણી થયાં એટલે પોતે સ્વર્ગાભિ મુખે બે હાથ ઉંચા કરી પરવરદીગારને લક્ષ્ય કરી કહ્યું કે–હે જગત પિતા ! જો આ મહાસાગરનાં પાણી મારા આગળ વધવાનો અટકાવ ન કરત તો હજી પણ દૂરના પ્રદેશોમાં જઇને વિરૂદ્ધ ધર્મ પાળનારાઓનો વધ કરીને તારા નામનો મહિમા વધારે જગામાં ફેલાવત.

બહાદૂર ઓકબાની ચડાઇની બીકથી રોમન અને બાર્બરોનો અહંકાર શમી ગયો હતો, તેથી ઇફ્રીકીઆમાં શાંતિ જળવાઇ રહી હતી. ખલીફાના બોલાવવાથી વખતો વખત દમાસ્કસમાં આવવા છતાં, તેના મરણ પર્યંત તેણે ઇફ્રિકીયા અને તેની પશ્ચીમના પ્રદેશો ઉપર રાજસત્તા ચલાવી

હતી. ૬૫ હીજરીમાં અસંખ્ય બાર્બર જાતિ આટલાસ પર્વત અને તેની નજીકના પ્રદેશોમાંથી બાહાર નિકળીને કેરોવાન શહેરના મુઠીભર મુસલમાનો ઉપર તૂટી પડયા. સ્કોટલેન્ડના લોકો પોતાની સ્વાધિનતાના માટે જે રીતે એકસંપીમાં જોડાયા હતા, અહીંના બાબર્ર લોકોએ પણ એજ રીતે એક-સંપીમાં જોડાઇને આરબો વિરૂદ્ધ લડાઇ જાહેર કરી હતી. ઉત્તર આફ્રિકાની હિંસક અને લડાયક બાર્બર જાતિ સહિત યુદ્ધમાં આરબોએ જે પ્રકારનું અદભૂત સાહસ અને બાહાદૂરી બતાવી હતી, પૃથ્વિના કોઇપણ લોકો તેવી બહાદુરી બતાવવાને સમર્થ થયા નથી. બાર્બર લોકો હિંદુસ્તાનના લોકો જેવા શાંતિપ્રિય નહોતા, પણ યુદ્ધના હમેશના અભ્યાસી, સ્વતંત્રતાને ચાહનારા, ભયંકર દુર્દમ્ય હોવા છતાં, આરબોએ સામાન્ય લશકરથી તે વિસ્તિર્ણ વિભાગ, જીતી લીધો હતો. બાર્બર લોકોએ રાજધાનીનું શહેર કેરોવાન ઘેરી લીધું હતું છતાં બહાદૂર ઓકબા, પીંજરામાં પૂરાયેલા ઉંદર માફક મ-રવાને કબુલ થયો નહિ પણ મ્યાનમાંથી તરવાર ખેંચીને પ્રતિજ્ઞા લીધી કે "મારીશ કે મરીશ" અને દુસ્મનોના લસ્કરની મધ્યમાં આવી પહોચ્યો, અને બહાદુરીથી અનેક દુસ્મનોનો વધ કરીને આખર લડાઇમાં મરાયો ૬૫ હીજરી. લસ્કરનો ઘણો ભાગ લડાઇમાં મરાયો અને બાકીનું લસ્કર દુસ્મ-નોના લશ્કરને ભેદીને મિસર આવ્યું કેરોવાન નગર બાર્બર લોકોના હાથમાં આવ્યું અને ઇફ્રિકીયા તથા તેની પશ્ચિમના મુલકમાં આરબોની સત્તા ઓ-લવાઈ ગયેલી અગ્ની માફક રહી હતી.

જ્યારે બાહાદુર ઓકબા પશ્ચિમના વિભાગમાં એ રીતે લડાઇમાં ગું-ચાયેલો હતો, તે સમય સિંધુ પ્રદેશ, અને સિધુ નદીના મુખની પાસેનો મુલક અબુસુફરાના પુત્ર મુહાલીએ જીતી લીધો હતો. તેજ સમયમાં અફ-ગાનીસ્તાન જીતાઇ ગયો હતો. આરબોની સાથે બાર્બર જાતિની લડાઇની તક જોઇને રોમન લોકોએ ઈસ્લામી મુલક ઉપર ચડાઇ કરી તેમાં રોમન લોકો વારંવાર હાર્યા. મુસલમાન લશકરે કેપેડોશીયામાં શીતરૂતુ પસાર કરી. રોમન લોકોના વહાણો આરબોના વાહણો સાથે લડાઇમાં હારીને નાસી ગયાં અને ઇજીયન સાગરના સઘળા બેટો આરબોના તાબામાં આવ્યા.

બસરાના ગવર્નર મુધીરા ( mughira ) ની સલાહ પ્રમાણે માવી-યાએ પોતાના પુત્ર યજીદને પોતાની પાછળ ખલીફા ઠરાવ્યો અને ઇમામ હસન સાથે કરેલી સંધીના કરારો તોડયા. યજીદને ખીલાફત મળવા માટે માવીયાને ખોરાસાનના ગવર્નર બસ્ટાર્ડની વધારે સહાય મળી હતી. કોઇને

મીઠીવાણીથી, તો કોઇને બીક બતાવીને, યજીદને ખલીફા તરીકે સ્વિકાર કરવાની ફરજ પાડી હતી. સિરીયાના લોકોએ સહેજ સ્વીકાર કર્યો હતો.

યજીદની ખીલાફત કબુલ કરાવવા માટે હિજાજના લોકોની અનુમતિ મેળવવા સારૂ માવીયા મક્કા અને મદિના તરફ ગયો અહીં તેને સંપૂર્ણ લાભ તો ન થયો. તે સમયના મુસલમાનોમાં મુખ્ય ચાર પુરૂષોએ યજીદને ખલીફા પદે સ્વિકારવાનો અસ્વિકાર કર્યો હતો. (૧) હજરતઅલીના બીજા પુત્ર હુસેન (૨) હજરત ઉમ્મરના પુત્ર અબ્દુલ્લા ( ૩ ) હજરત અબુબકરના પુત્ર અબ્દરહેમાન અને (૪) જુબેરના પુત્ર અબ્દુલ્લા. જુબેરના પુત્ર અબ્દુલ્લાને ખલીફા થવાની વિશેષ ઇચ્છા હતી. માવીયા તેને કોરેશવંશનો 'ધુતારો શિયાળ' કહીને બોલાવતો. અન્યાન્ય મુખ્ય પુરૂષો યજીદનાં કુકર્મોને લીધે તેનો બહુ તિરસ્કાર કરતા હતા તેથી તેઓએ યજીદને ખલિફા તરીકે સ્વિકાર્યો નહિ.

હીજરી ૬૦ રજબ મહિનામાં ( એપ્રીલ-૬૮૦ ) માવીયા ગુજરી ગયો. કહેવાય છે કે તે સારા દેખાવનો, શરીરે ભરેલો અને લાંબા કદનો હતો. માવીયાના ચરિત્રનું વર્ણન કરનારાઓ લખે છે કે,:-પહેલાંના ખલીફાઓ ઉભા ઉભા લોકોને ઉપદેશ આપતા હતા, ખલીફાઓમાં તેણેજ આસન ઉપર બેસીને ઉપદેશ આપવાની શરૂઆત કરી હતી. પોતાના કામ માટે પ્રથમ તેણેજ ખોજો ( નપુશક ) નોકર રાખ્યો હતો. પ્રથમના ખલીફાઓની સાથે તેઓના સભાસદવર્ગ કોઇ રીતે હાસ્યવિનોદ કરી શકતા નહોતા. ખલીફા માવીયાએજ આ નિયમનો ભંગ કર્યો હતો. તેમના સભાસદ વર્ગ એકજ વર્ગના માણસો માફક તેમની સાથે હાસ્યવિનોદ કરતા. તે ધુર્ત, ધર્મભય વગરનો, ગરમ મિજાજનો અને લોભી હતો; પણ પોતાની જરૂરીયાતના માટે વખત આવતાં છુટે હાથે ખરચ કરીને ઉદારતાનો ડોળ દેખાડતો હતો. ધર્મનાં કાર્યોનું પાલન કરવા ઉપર ઉપરથી ડોળ દેખાડતો પણ પોતાનો સ્વાર્થ સાધવાને ગમે તે પ્રકારનું અનિષ્ટ કરવાને ચૂકતો નહિ. ખલીફા માવીઆ ખીલાફત ઉપર દૃઢ થવા પછી, શત્રુઓને પોતાની ઉચ્ચ અભિલાષાના રસ્તામાંથી દૂર કરવા સારૂ અને રાજ્યની ઉન્નતિને માટે ઘણા ઉપાય કરતો હતો, પ્રસિદ્ધ ઇતિહાસ લેખક મસુદીએ માવીયાના દરરોજના કામોની રોજનીશી આ પ્રમાણે લખી છે:-સવારમાં નમાજ પડવા પછી શહેરનો બંદોબસ્ત રાખનારાના રીપોર્ટો સાંભળતો, તે પછી રાજસભા-પ્રધાન અને અન્યાન્ય મંત્રીવર્ગોની મુલાકાત કરતો, સવારના જમણના વખતે એક સેક્રેટરી, સ્ટેટના ગવર્નરોના કાગળ પત્રો વાંચી સંભળાવતો. બપોરના

મસ્જીદે નમાજ પડવા જતો, તે જગાએ તેમને બેસવા માટે વિશાળ જગા હતી, ત્યાં બેસીને લોકોની ફરિયાદ સાંભળતો. તે પછી બપોરનું જમણુ લઇને થોડોક આરામ લેતો. પાછલા પહોરે નમાજ પડવા પછી રાજ્યકાર્યની મસલત કરવા સારૂ ફરીથી મંત્રીવર્ગની મુલાકાત કરતો. સંધ્યાકાળે પરિષદ્ વર્ગની સાથે મળીને જમતો અને અમાત્યવર્ગની સાથે છેલ્લી મુલાકાત કરતો હતો. મુખ્ય કરીને ખલીફા માવીયાના સમયમાં દેશનાં સુખ સમૃદ્ધિ વધ્યાં હતાં, દેશમાં શાંતિ હતી અને ઇસ્લામી રાજ્યનો વિસ્તાર વધ્યો હતો.

બીજો કોન્સ્ટન્સ, પોતાના ભાઇ થીયોડોસીયસને મારી નાંખીને માવીયાના સમયમાં રોમનો શેનશાહ થયો હતો. તેનું સિંહાસન ખુંચી લેવા પછી તેનો પુત્ર ચોથો કોન્સ્ટનટાઇન રોમની ગાદી ઉપર આવ્યો હતો. આ બાદશાહે પોતાના વંશના હિરેકિલિયસ તથા ટાઇબિરિયસ નામના બે ભાઇઓનાં નાક કપાવ્યાં હતાં તથા એક ઉચ્ચપદના પાદરીને સૂળીએ ચડાવ્યો હતો.

---

## યજીદની રાજ્યસત્તા.

( ઇ. સ. ૬૮૧-૮૩, હી. ૬૨-૬૪ )

માવીયાના મરણ પછી તેનો દીકરો યજીદ પહેલાંના ઠરાવ પ્રમાણે દુમારકસની ગાદી ઉપર બેઠો ( એપ્રીલ ૬૪૦ હીજરી ૬૧ શાબાન ). પહેલાં લોકોનાં મત પ્રમાણે ખલીફાની ચૂંટણી થતી હતી. આ નિયમ આરબો એવી દ્રઢતાથી પાળતા હતા કે તેઓએ હજરત પેગંબર ( સ. અ. વ. ) ના વંશધરને પણ ખીલાફત માટે પસંદ કર્યા નહોતા. આ વખતે માવીયાનો પુત્ર યજીદ ગાદી ઉપર બેસવાથી ઉપરનો નિયમ તૂટયો હતો.

માવીયાના સમયથીજ પ્રત્યેક ખલીફાઓ પોતાની પછી પોતાના પુત્રને ગાદિ ઉપર બેસાડવા લાગ્યા. ભવિષ્યમાં લોકો અસ્વિકાર કરે કે તકરાર કરે તે માટે પોતાની હયાતીમાંજ પોતાના પુત્ર માટે લશકરીઓ અને અમાત્ય વર્ગને, પ્રતિજ્ઞાથી બાંધી લેવામાં આવતા હતા. બસરાના પ્રસિદ્ધ ડોકટર (ઇમામ) હસન તે વખતે હયાત હતા, તેઓ કહી ગયા છે કે:—" બે માણુસોએ ઇસ્લામ રાજ્યનું ભયંકર નુકશાન કર્યું છે. ( ૧ ) અલઆસનો પુત્ર આમર, ( ૨ ) મૂગિરા. જે સમયે હજરતઅલી સાથે લડતાં સિફિનના યુદ્ધમાં માવીયા અને તેનું લસ્કર હારીને પલાયન કરવાની તૈયારીમાં હતું

તે સમય હજરતઅલી અને તેના લશ્કરને યુદ્ધમાંથી અટકાવવા સારૂ સેના-પતિ આમરે, માવીયા સાથે મળી એવો પ્રપંચ રચ્યો કે તમારા (માવીયાના) લશ્કરના દરેક સિપાઇએ બરછીની અણી ઉપર કુરાનેશરીફના એકેક ભાગને વિંધીને સામા પક્ષના માણસોની દયા માગવી. માવીયાના લશ્કરે તેજ પ્રમાણે કરવાથી હજરતઅલી પોતે પોતાના સેનાપતિની નામરજી હોવા છતાં તેમના લશકરે પવિત્ર કુરાનેશરીફની બીકથી લડાઇ બંધ રાખી. મૂધિરા યજીદને પોતાની પાછળ ખલીફા તરીકે મૂકરર કરી જવાની મા-વીયાને સલાહ આપનાર હતો. આમર અને મૂધિરાદ્વારા જો આ ઘટના સંપાદિત ન થાત તો, દુનિયાંનો છેડો આવતાં સુધી લોકોનો મત લઇને ખલીફા પસંદ કરવાની પદ્ધતિ ચાલુ રહેત. માવીયાની રીતિ અખ્તિયાર કરીને પાછળના સઘળા ખલીફાઓ, પોત પોતાની હયાતીમાંજ પોતાના પુત્રોને ખીલાફત આપવા સારૂ રાજ્યનાં મુખ્ય માણસોને પ્રતીજ્ઞા કરવાની ફરજ પાડતા.

યજીદ નિષ્ઠુર અને વિશ્વાસઘાતક હતો. તેની દુષ્ટવૃત્તિમાં દયા અને ઇનસાફનો લેશ માત્ર નહોતો. તે નીચ સંગતમાં રહેતો અને હલકી મતિ-વાળા પાપી મિત્રો સાથે લઇને નીચ અને અપવિત્ર મોજમજા ભોગવતો. એક સિરીયા દેશના ગધેડાને સુંદર રંગ બેરંગી ડ્રેસ પહેરાવીને, એક વાં-દરાને, તે સમયના વિદ્વાન ધર્મશિક્ષક ઇમામના જેવો ડ્રેસ પહેરાવી પેલા ગધેડા ઉપર બેસાડતો અને પોતે જ્યાં જતો ત્યાં આ પ્રાણીઓને સાથે લઈ જતો. એ પ્રમાણે આ મૂર્ખ તે વખતના ધર્મ ઉપદેશકોની અવજ્ઞા કરતો. તેના દરબારમાં મદ્યપાનની મજાની હદ રહી નહોતી. પ્રજાવર્ગ પણ તેની નકલ કરવા શીખી ગયા હતા. હજરતઅલીના બીજા પુત્ર ઇમામ હુસેન પોતાના પીતાના જેવાજ બાહાદુર અને વીરપુરૂષ હતા. ઇતિહાસ લખનાર Mr. Sedillot લખી ગયેલ છે કેઃ—ઉમ્મીયાવંશીઓ વિશ્વાસઘાતકી અને ષડયંત્રમાં પ્રસિદ્ધ હતા. ઇમામ હુસેનમાં ફક્ત તે ગુણો નહોતા. કોન્સ્ટાન્ટી-નોપલ કબજે લેતી વખતે તેઓ બાહાદુરીથી લડયા હતા. હજરત મોહમ્મદ (સ. અ. વ.) અને હજરતઅલી બેઉના આ એકજ વંશધર હતા. માવી-યાના મરણ પછી ખીલાફત ઇમામ હુસેનને મળે એવી રીતે સંધીનો કરાર હતો. ઇમામ હુસેન યજીદને દમાસ્કસના ખલીફા તરીકે સ્વિકારતા નહોતા પણ તેનાં ખોટાં આચરણોના લીધે તેનો તિરસ્કાર કરતા હતા. જ્યારે કુફાના લોકોએ ઉમ્મિયા ખલીફાના જુલમમાંથી પોતાને છોડાવવા માટે ઇમામ હુસેનની મદદ

માગી, ત્યારે કુફાના લોકોનું રક્ષણ કરવા માટે તેમની માગણી મંજુર રાખી. ઈમામ હુસેનને આ જગતમાંથી દૂર કરવા સારૂ જોબાયેરનો પુત્ર અબદુલ્લા બહુ પ્રયત્ન કરતો હતો. આ સુયોગ બહુ સારો મળ્યો જાણી તેમને કુફા જવા માટે બહુ ઉત્સાહીત કરવા લાગ્યો. ઇમામ હુસેનના તમામ બંધુઓ અને હિતેચ્છુઓ કુફાવાસીઓનો વિશ્વાસ રાખવાને ના પાડતા હતા. તેઓ એરાકવાસી લોકોનાં ચરિત્રોથી બરાબર જાણીતા હતા. એરાકવાસીઓ ઘણાજ વિચિત્ર સ્વભાવના અને દુર્દાંત હતા; તે સાથે તેઓના વિચારની મુદ્દલ સ્થિરતા નહોતી. દરરોજ તેમના મતનું પરિવર્તન થતું. કોઇ માણસનો પક્ષ લેવાનું કે અમુક કામ કરવાનું નક્કી કરીને એક સમયે અગ્નીવત ઉત્તેજીત થતા અને બીજીજ ઘડીએ આ સઘળું શાંત થઇ જતું અને ઠંડા થઇને બેસી જતા. ઇમામ હુસેને ધાર્યું હતું કે પોતે કુફા જતાં વાંતજ સઘળા એરાકવાસીઓ, પોતાના મતનું અવલંબન કરશે. આ પ્રકારના પૂર્ણ વિશ્વાસ ઉપર ભરોંસો રાખીનેજ કુફા જવાનો નિશ્ચય કર્યો હતો. તેઓ પોતાના કુટુંબીઓ, બે પોતાનાં પુત્રો અને કેટલાએક તદ્દન પોતાનાં આત્મીય હતાં. પોતાનો પરિવાર વર્ગ (સ્ત્રીવગેરે) અને બાળ બચ્ચાંઓને સાથે લઇને નિર્વિઘ્ને રેતીનું રણ પસાર કરી ગયા તેમની સાથે ૭૨ અનુચરો હતા તેમાં હજરત ફાતમત જોહોરાના વંશના ૧૭ જણુ અને બાકીના ૫૫ જણુ પોતાનાં બીજાં સગાં હતાં. ( See Lives of successor of Mohomed by W. I. 212.) પણ જે ઇરાકવાસી લશ્કરે તેમને સહાય કરવા કહ્યું હતું તેઓ પોતે ઇરાકના સીમાડામાં પહોંચ્યા ત્યાં સુધીમાં પણ નજરે પડ્યા નહીં. એટલે હજરત ઈમામ હુસેન સમજ્યા કે નિશ્ચય ઇરાકવાસીઓ શત્રુના લોભને વશ થઇ ગયેલા હોવા જોઇએ. આ પ્રકારનો વિશ્વાસઘાત અને ઉમ્મિયા વંશીયોના આક્રમણુની બીકથી તેઓએ યુફ્રતિસ નદીના પશ્ચિમ કિનારે કરબલા નામની જગાએ છાવણી નાંખી. તેઓએ ધારેલી ધારણા તરતમાંજ ખરી પડેલી જોઇ. જેયાદના ઘાતકી પુત્ર ઓબેદુલાના મોકલેલા એક લશકરે તેમને ઘેરી લીધા. વાંચનારની જાણુને માટે આ જેયાદની ઓળખાણુ આપવી જરૂરની સમજીએ છીએ. મી. વોશિંગટન અરવિંગ પોતાના લાઇફ ઓફ ધી સકસેસર્સ ઓફ મોહેમેદના ગ્રંથમાં ૧૯૧ પાને લખી ગયો છે કેઃ—" જયારે પેગમ્બર સાહેબ હજરત મોહમ્મદ ( સ. અ. વ ) કોરેશોના જુલમથી પીડા પામીને મક્કાથી મદીના ગયા હતા, તે વખતે કોરેશ ટોળાનો સરદાર માવીયાનો પીતા અબુ સુફીયાન, હજરતની પાછળ પડયો હતો પણ હજરતની મુલાકાત ન થઇ એટલે પાછા ફરતાં તાયેફ નામની

જગાએ એક કલાલના ઘરમાં રાત્રી વાસો રહ્યો હતો. તે જગાએ દારૂ પીને ઉન્મત્ત થઇને સમિયા ( Samyah ) નામની એક ગ્રીક દાસની સ્ત્રી સહવાસે રાત્રી પૂરી કરી. કેટલોક સમય પછી તેમના ઓરસે સમીયાના ગર્ભે એક દીકરો અવતર્યો. આબુ સુફીઆન આ બનાવથી શરમાઇને તે પુત્રને પોતાના પુત્ર તરીકે સ્વિકારતો નહોતો. તેટલા માટે આ પુત્રનું નામ જેયાદ-ઇબ્ને-આબિહ એટલે પીતાનો પુત્ર એવું પડ્યું.

કેટલાએક દિવસ સુધી ઓબેદુલ્લાનું લશ્કર માત્ર ઇમામ હુસેનની છાવણીની દેખરેખ રાખી શક્યું પણ કોઇપણ તેમની તિક્ષણ તરવારની સામે આવી શક્યું નહી; આખરે યુફ્રેતિસ નદિનું પાણી તેમના માટે અટકાવવામાં આવવાથી જીવનોત્સર્ગી આ નાહાનું લશ્કર ભયંકર વિપત્તિમાં આવી પડ્યું. આખરે ઇમામ હુસેન શત્રુ પક્ષના મુખ્ય માણસ સાથે મસલત કરીને એરાકના ગવર્નર ઓબેદુલ્લા પાસે પોતાની પદમર્યાદાનુયાયી ( પોતાના પોઝેશન પ્રમાણે ) નીચે લખેલી ત્રણ માગણી કરી:—પહેલું—પોતાને મદિના પાછા ફરી જવા દેવા. (૨) તુર્કસ્તાનની હદના કિલ્લામાં રહેવા દેવા. (૩) સન્માન સહિત યજીદના દરબારમાં જવાની રજા આપવી. પણ ઉમ્મિયા વંશીય કઠોર શાસનકર્ત્તાએ પોતાના સખત હુકમમાં કાંઇપણ ફેરફાર કીધો નહિં; એટલુંજ નહિં પણ તેણે વધારે સખતાઇ કરીને ફરમાવ્યું કે, ઇમામ હુસેનના સાથીઓ અને તેના પરિવાર પ્રતિ કાંઇપણ દયા રાખવી નહિ; તેઓને અપરાધી માણસ માફક બંધિવાન હાલતે ખલીફાની પાસે હાજર થવું પડશે અને ત્યાં ઉમ્મીયાવંશીય ખલીફાની મરજી અનુસાર ઇન્સાફ કરવામાં આવશે. આ સઘળા સંજોગોથી નિરૂપાય બનીને ઇમામ હુસેને શત્રુઓ પાસે માગણી કરી કે, "તેઓએ સ્ત્રીવર્ગ અને બાળકો ઉપર કોઇ પણ પ્રકારનું હથિયાર ન ચલાવવું. બેઉ પક્ષના વિવાદનું છેવટ લાવવા તેઓએ માહરો ( ઇમામ હુસેનનો ) પ્રાણ લેવો." પણ આ પ્રકારની માગણીથી તેમના સખત હૃદયમાં દયાનો સંચાર થયો નહિ. પોતે ( ઇમામ હુસેન ) પોતાના સગાઓ, ભાઇઓ અને અનુચર વર્ગને હજુ સમય છે તે દરમીયાન પ્રાણ બચાવવા ખાતર નાસી છુટવાની બહુ વિનંતિ કરી; પણ સઘળાઓએ એક અવાજે તેમની માંગણીનો અસ્વિકાર કર્યો અને દ્રઢ ભાવે બોલી ઉઠયા કે:—"જ્યાં સુધી કંઠમાં પ્રાણ હશે ત્યાં સુધી અમારા વહાલા ધર્મના માટે યુદ્ધ કરીશું અને આપની શહાદતની સાથે સાથે દરેક જણ બહાદુરી ભરેલી રીતે યુદ્ધક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કરીશું."

શત્રુપક્ષનો એક મુખ્ય સેનાપતિ 'હોર' રસુલે ખુદા (સ. અ. વ.) ના નવાસા સાથે લડવાથી પોતાનું જીવન કલંકિત થવાની ધાસ્તીથી અને ધર્માર્થે અનિવાર્ય મૃત્યુને આલિંગન કરવાની ઇચ્છા કરીને પોતાનાં ૩૦ માણસો સાથે ઇમામહુસેન સાથે મલી ગયો. દરેક હુમલામાં અને સામ સામેની લડાઇમાં-ફાતમા વંશીઓ એવી અસાધારણ બાહાદૂરી બતાવવા લાગ્યા કે આખરે કોઇપણ શત્રુએ સામે આવવાની હિમ્મત કરી નહીં. પણ દુસ્મનોના લશ્કરમાંહેના તીર મારનારા લોકો દૂર નિરાપદ જગાએ ઉભા રહીને તીર ફેંકવા લાગ્યા અને તેનાથી ઇમામ હુસેન સિવાય તેમના તમામ માણસો મરાયાં. અસ્ત્રાઘાતે ઘાયલ થયેલા લોહી લોહાણ શરીરે છેલ્લી ઘડીએ ઇમામ હુસેને પાણી પીવા માટે પોતાના ઘોડાને યુફ્રેતિસ નદી તરફ ચલાવ્યો; પણ શત્રુઓનાં ઉપરા ઉપરી બાણના વરસાદથી અંતે પોતાને પાછું વળવું પડ્યું. છાવણીમાં પાછા ફરીને જ્યારે પોતે પોતાના બાળ પુત્રને ખોળામાં લઇને તેનું મુખડું નિહાળવા લાગ્યા, એવામાં દુસ્મન તરફથી એક બાણ છૂટવાથી આ બાળ પુત્રે પિતાના ખોળા-માંજ પ્રાણ ખોયો! દુષ્ટ લોકોની નિર્દયતાની પણ કાંઈ સીમા હોય છે? આ પ્રકારે યુધ્ધે, અનાહારી કલાંત પિપાસામાં શુષ્ક કંઠે બીજા પુત્રો અને સંતાનોએ તેમનાજ ખોળામાં માથું રાખીને પ્રાણત્યાગ કરેલો! વાંચનાર! સમયને તાબે થઇને ધીરજ રાખજે. આવાં હૃદય વિદારક દ્રશ્યો તાહરા વાંચવામાં બહુ થોડાં આવ્યાં હશે! આવી રીતે ઇમામ હુસેન એકલા શત્રુ સાથે લડવાને જ્યારે અશકત થઇ પડ્યા એટલે છાવણીના દરવાજા પાસે ઉભા, એટલે છાવણીમાંથી એક બાનુએ પાણીનો પ્યાલો ભરીને આપ્યો, પોતે જેવા પ્યાલો મોંએ માંડે છે કે તુરત દુસ્મનનું એક તીર તેમનાં મુખપર લાગ્યું અને પ્યાલો પ્યાલાના ઠેકાણે રહ્યો! આખરે સ્વર્ગાભિમુખે બે હાથ ઉંચા કરીને, મરણ પામેલા અને જીવતાઓની મંગળ કામના માટે સર્વ શકિતમાન, મહાન પરવર દિગાર પાસે પ્રાર્થના કરવા લાગ્યા. છેવટે દુસ્મનોની ઇચ્છા પૂરી કરવા સારૂ ત્વરાથી તેમની છાવણીમાં પેઠા. બસો માણસોએ ચારે તરફથી એક સાથે તેમને ઘેરી લીધા. પોતે મૂર્છાગત થઈ ભૂમિપર પડી ગયેલા જોઇને દુસ્મનો એકસાથે તેમની પર તૂટી પડ્યા અને શરીરથી મસ્તકને જૂદું કરીને મૃત શરીરના પ્રતિ બને તેટલો અમાનુષિક અત્યાચાર બતાવી પોતાના જંગલી-પણાની ઓળખાણ આપી. યજીદનું લશ્કર હજરત ઇમામ હુસેનનું મસ્તક કુફાના કિલ્લામાં લઇ ગયા. પાપ બુદ્ધિના ઓબેદુલ્લાએ તેમના પવિત્ર મુખ ઉપર છડી મારીને પોતાના ક્રોધને શમાવ્યો હતો.

તે સમયે એક વૃદ્ધ મુસલમાન ત્યાં હાજર હતો તેણે આ હૃદયવિદારક દ્રશ્ય જોઇને કહ્યું કે-" હે! ઓબેદુલાહ જે સુંદર મુખ ઉપર રસુલે ખુદા (સ. અ. વ.) ચુંબન કરતા હતા તે મોંપર છડી મારતાં તુંને શરમ નથી આવતી?" પ્રસિદ્ધ ઇતિહાસ લખનાર મી. ગીબન લખી ગયો છે કે:— પ્રલયકાળ સુધી પૃથ્વિના પ્રત્યેક મુલુકમાં સમયે સમયે ઇમામહુસેનનો હૃદય વિદારક ઘાતકી બનાવ પાષાણ હૃદયના વાંચકોના દિલમાં પણ દિલગીરી ઉત્પન્ન કરશે! હવે આ સહેલાઇથી સમજી શકાશે કે હજરત અલીના અનુગામીઓ ( પાછળ ચાલનારાઓ ) અને વંશજો યજીદના પ્રતિ અત્યંત ક્રોધ અને તિરસ્કાર જાહેર કરીને તેમજ પોતાના અંતઃકરણની દિલગીરી દેખાડીને કરબલાના મેદાનમાં ઇમામ હુસેનના બનેલા અફસોસકારક બનાવ તરફ સહાનુભૂતિ બતાવવાની ઇચ્છાએ સાંવત્સરિક (વાર્ષિક) મહોરરમ ઉત્સવ કરે છે.

આ પ્રમાણે ઇસ્લામ જગતના સર્વ પ્રધાન પુરૂષનો જીવન પ્રદીપ ઓલવાઈ ગયો અને ફક્ત એકજ પીડીત સંતાન સિવાય દુધપિનારાં બાળકથી માંડીને વૃદ્ધસુધી તમામ પુરૂષવર્ગને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યાં હતાં. ઇમામહુસેનનાં બહેન બીબી જૈનબ આ પીડીત સંતાનને સાધારણ હત્યા ક્રિયામાંથી માંડ માંડ બચાવી શક્યાં હતાં. આ બાળકનું નામ અલી હતું પાછળથી તેમને જયનુલઆબદિન ( ધાર્મિકોના અલંકાર )ના નામથી ઓળખાવા લાગ્યા. આ બાળક ઇમામ હુસેનના ઔરસે સાસાની વંશજ ( Sassanide ) છેલ્લા પારસી રાજા એજદજારદની પુત્રીના ગર્ભે જન્મ્યા હતા અને ફક્ત તેમનાથીજ રસુલેખુદા (સ. અ. વ.) ના વંશનું રક્ષણ થયું હતું. માતા તરફના હક અનુસારે ઇરાનના સિંહાસન ઉપર તેમનોજ હક હતો. જ્યારે આ બાળવયના બાળકને ઓબેદુલ્લા પાસે લાવવામાં આવ્યા ત્યારે ઓબેદુલ્લાહે તેમને મારી નાંખીને રસુલેખુદા (સ. અ. વ.) ના વંશનો લોપ કરવાનો સંકલ્પ કીધેલો; પણ આ બનાવ સાંભળીને બીબી જૈનબની આંખોમાંથી વિજળી નિકળવા માંડી. તેઓની તેજપૂર્ણ દ્રષ્ટિ અને જો તેમના બાળ ભત્રિજાની હત્યા કરવામાં આવશે તો પોતે નિશ્ચય પ્રાણ ઉત્સર્ગ કરશે એવી દ્રઢ પ્રતિજ્ઞા જોઇને દુર્દાંત ઓબેદુલ્લાહનું હૃદય થરથર કમ્પવા લાગ્યું એટલે ઇમામ હુસેનના કુટુંબનાં તમામ સ્ત્રીવર્ગ અને બાળ ઇમામ જયનુલાબદીનને દમાસ્કસ મોકલાવી આપ્યાં; તેમની સાથે ઇમામહુસેન તથા તેમના અનુચર વર્ગનાં મસ્તકો યજીદના લશ્કર સાથે દમાસ્કસ મોકલવામાં આવ્યાં. તેઓ સઘળાં દમાસ્કસ પહોંચ્યાં ત્યારે પ્રથમ થાકેલી હાલતમાં ફાટેલા-તૂટેલા વસ્ત્રે રસુલેખુદા ( સ. અ. વ. ) નાં નવાસાઓને યજીદના મહેલની

દિવાલ નીચે બેસાડવામાં આવ્યા. ત્યાં તેઓ છાતીફાટ હૃદયે રૂદન કરવા લાગ્યાં. તેઓના ગંભીર શોક વ્યંજક રૂદને યજીદ બ્હીવા લાગ્યો કે હજરત પેગંબર ( સ. અ. વ. ) ના પરીવારવર્ગને આવી હાલતે દુઃખી જોઇને દમાસ્કસના લોકો રખેને પોતાના વિરૂદ્ધમાં વિદ્રોહ ઉભો કરે ! આવી ધાસ્તીથી આ પરિવાર વર્ગને તરતજ માન મરજાદાની સાથે મદિના મોકલી આપવામાં આવ્યો.

કરબલાના આ ભયંકર બનાવે સમસ્ત ઇસ્લામ જગતમાં એક ભીતિજનક ઉત્તેજનાનો ભાવ દેખાવા લાગ્યો અને ઇરાનના લોકો તો એટલાબધા ઉશ્કેરાઇ ગયા હતા કે તેમની ઉશ્કેરણીથીજ ઉમ્મિયા વંશની ખીલાફતનો ધ્વંશ કરીને આબ્બાસિ વંશની પ્રતિષ્ટા કરવાનો નિશ્ચય કર્યો હતો. મદિનાના લોકો એટલાબધા ઉશ્કેરાઇ ગયા હતા કે તેઓને શાંત કરવા માટે તરતજ એક બીજો ગવર્નર ત્યાં મોકલવાની યજીદને ફરજ પડી હતી. તેની સલાહ પ્રમાણે મદિનાનાં મુખ્ય મુખ્ય માણસોએ ઇમામહુસેનના પરિવાર વર્ગના ખરચ ખુટણના બંદોબસ્તની અરજ કરવા માટે એક પ્રતિનિધિ મંડળને દમાસ્કસ મોકલવામાં આવ્યું. આ પ્રતિનિધિઓ સાથે યજીદ અસભ્ય રીતે વરતવાથી પ્રતિનિધીઓ પાછા મદીના આવ્યા. મદિનાના લોકો યજીદની આ પ્રકારની રીતભાતથી નારાજ થઇને યજીદને ખલીફા ગણવાનો અસ્વિકાર કર્યો અને તેણે મોકલેલા ગવર્નરને ગામમાંથી કહાડી મૂક્યો. આ ખબરથી યજીદ ક્રોધે ભરાયો અને સિરિયાના પગારદાર લશ્કર સાથે ઉમ્મિયાવંશના પક્ષાવલંબી માણસોને ઉમેરીને એક મોટું સૈન્ય મદિનાના લોકો સામે મોકલ્યું. આફ્રીકા વિજયી પ્રખ્યાત વીર ઓકબાના પુત્ર મુસ્લીમને આ સૈન્યનો સેનાપતિ બનાવવામાં આવ્યો હતો, કે જે આ ઇતિહાસમાં The accursed Murderer તરીકે જાણીતો છે. આ યુદ્ધમાં મદીનાના લોકોએ અસાધારણ બહાદૂરી બતાવવા છતાં, યજીદના લશ્કરનાં માણસો વધારે હોવાથી શોચનિય રૂપે હાર્યા. મદીનાના તમામ પ્રસિદ્ધ વીર પુરૂષો અને અનસારવર્ગ તથા મહાજેરીનવર્ગના હજરતના તમામ સહચરો આ ભયાવહ લડાઇમાં મરાણા. ઇસ્લામ ધર્મના સ્તંભ સ્વરૂપ આ તમામ મુખ્ય પુરૂષોના મરણથી મુસ્લીમ જગતનો ધર્મ, જ્ઞાન અને વિજ્ઞાન ઇત્યાદી પ્રત્યેક વિષયનો નાશ થઇ ગયો. મહાપુરૂષ પેગંબર ( સ. અ. વ. ) સાહેબની વિપત્તિના સમયમાં જે મદિના નગરી તેમનું આશ્રય સ્થળ હતું અને જે મદીના હજરતના પગની ધુળનો સ્પર્શ કરીને જીવન જાપને પવિત્ર બની હતી. હાય ! અફસોસ છે કે—સીરીયાના લોકોએ તે મદીના-

નગરીને સર્વ પ્રકારે અસન્માનિત કરવાને બાકી રાખી નહિ. જે સઘળા લોકોએ હજરતના જીવન સંકટ સમયે પોતાના પ્રાણની માયાનો પણ પરિત્યાગ કરીને હજરતને સહાય કરી હતી તેનાં તેજ લોકોને હમણાં વિદ્રોહી ગણીને યજીદનું સૈન્ય કોઇને મારી નાંખે છે, તો કોઇનાં અંગ પ્રત્યંગો કપાવી નાંખે છે! જગતના ઇતિહાસનું અવલોકન કરતાં જણાઇ આવે છે કે, એ ઘટના સિવાય બીજાં કોઇની સાથે યજીદના જુલમી લશ્કરનો મુકાબલો થઇ શકતો નથી. (૧) ફ્રાન્સના તાબાના 'કોન્સ્ટેબલ' પ્રદેશના સૈન્યદ્વારા જે જુલમ બતાવવામાં આવ્યો હતો તે અને (૨) બીજો રોમ શહેરને લૂંટવાના સમયે જ્યોર્જ ફ્રન્ડસબર્ગે, લ્યુથરન્સ લશ્કર દ્વારા જે જુલમ વરતાવ્યો હતો તે. મદિનામાં યજીદના લશ્કરે બતાવેલો જુલમ અવર્ણનીય હતો. ત્યાંની જુમામસ્જીદનો ઘોડા બાંધવાનો તબેલો બનાવવામાં આવેલો અને હીરા માણેક જડેલું સિંહાસન લુંટીને તોડી નાંખવામાં આવ્યું હતું. મદીનામાં ફરીથી મૂર્તિપૂજા દાખલ થઇ ગઇ હતી. એક યુરોપી ઇતિહાસ લેખક લખી ગયો છે કે:—આ મૂર્તિપૂજકો એ ઇસ્લામીઓ ઉપર બહુ જુલમ કર્યો હતો. જ્યારે મદિનાના લોકોએ મક્કા જીતી લીધું ત્યારે ઉમ્મિયા વંશીઓનાં પહેલાંના જૂલમોને ભૂલી જઇને તેમના પ્રતિ દયા બતાવતા હતા; પણ હમણાં તેના તેજ ઉમ્મિયા વંશીઓ ઉપકારના બદલામાં અપકાર કરવાનુંજ પોતાનું કર્તવ્ય સમજતા હતા. મદિનાના તમામ વિદ્વાન અને પ્રસિદ્ધ પુરૂષો દુશ્મનોની તરવારથી માર્યા ગયા હતા અને ફકત થોડાંજ માણસો દૂરના પ્રદેશોમાં નાસી જવાથી જીવન બચાવી શકયા હતા. જેઓએ યજીદના દાસત્વનો સ્વિકાર કીધો તેઓજ મહા સંહારમાંથી બચવા પામ્યા હતા, અને જેઓ યજીદનું દાસત્વ સ્વિકારવાને ના પાડતા હતા તેના કપાળ ઉપર ગરમ લોહથી ડામ દેવામાં આવ્યા હતા. ફક્ત ઇમામહુસેનના પુત્ર ઇમામ જયનુલાબદીન અને હજરત અબ્બાસના પૌત્ર અલી આ બે પુરૂષોજ આ અપમાનમાંથી બચવા પામ્યા હતા. મદિનામાં ખલીફાઓના વખતમાં જે જે સ્કૂલો, કોલેજો અને હોસ્પીટલો સ્થાપન કરવામાં આવી હતી તથા મોટી મોટી હવેલીઓ બંધાવવામાં આવી હતી, તે સઘળાંનો નાશ કરવામાં આવ્યો અને સઘળો અરબસ્તાન એક ભીષણ અરણ્ય જેવો દેખાવા લાગ્યો. એના પછી ઘણાં વરષો બાદ ઇમામ જૈનુલાબદીનના પૌત્ર ઇમામ જાફર સાદીકે તેઓના પૂર્વ પુરૂષ હજરતઅલીની સ્થાપેલી સ્કૂલ અને કોલેજની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી; પણ એક ભિષણ મરૂભૂમિમાં સામાન્ય રણદ્વીપ જેવી લાગતી હતી. સઘળો આરબદેશ મૂર્ખતા

અને અસભ્યતા રૂપ ઘોર અંધકારથી ઢંકાઇ ગયો હતો. એના પછી મદિના નગરી ફરીથી તેનું અસલ ગૌરવ પ્રાપ્ત કરવાને સમર્થ થઇ શકી નથી. ઉમ્મિયા ખલીફાઓના સમયમાં આ પવિત્ર મદિના નગરીનું કોઇ નામ પણ લેતું નહોતું. એટલાજ માટે જ્યારે અબ્બાસી ખલીફા, મનસુરે રસુલેખુદા (સ.અ.વ.)ની કબરની જયારત કરવાની ઇચ્છાથી મદિના ગયા તેજ સમયે હજરત પેગંમ્બર(સ. અ. વ.) ના સમયના જે જે વીર પૂરૂષો અને ધાર્મિક નેતાઓની કબરોનું કાંઇ પણ નિશાન જોવામાં આવ્યું નહિ. તેથી તેમની તપાસ કરાવી અનેક અનુસંધાને તે કબરોનાં સ્થળો મેળવ્યાં હતાં

યજીદનું સૈન્ય આ પ્રકારે મદિનાનું સત્યાનાશ વાળી મક્કા તરફ ગયું. આ પવિત્ર શહેરમાં જોબાયેરના પુત્ર અબ્દુલાએ પોતાને ખલીફા તરીકે જાહેર કર્યો હતો. યજીદના લશ્કરે મક્કા આવતાં વાંતજ મક્કાને ઘેરી લીધું અને મક્કાવાસી તથા યજીદના લશ્કર વચ્ચે લડાઇ જાગી. તેનાથી પવિત્ર કાબા મંદિર અને અન્યાન્ય હવેલીઓને વિશેષ નુકશાન થયું પણ સિરિયા વાસિઓ અકસ્માત યજીદના મરણના ખબર સાંભળીને મક્કાનો ઘેરો છોડી દઇને દમાસ્કસ ચાલ્યા ગયા ( હીજરી ૬૪ રબીઉલ અવ્વલ નવેંબર ૬૮૩)

યજીદના મરણ પછી તેનો પુત્ર માવીઆ ગાદીએ બેઠો. તે ઘણાજનમ્ર સ્વભાવનો યુવક હતો. તે પોતાની પહેલાંના ખલીફાઓના દુષ્કર્મોનો તિરસ્કાર કરતો. કેટલાક માસ માત્ર રાજકરીને ઇચ્છાપૂર્વક સિંહાસન મૂકી દીધું અને નિર્જન નિવાસે જીવન ગુજારવા લાગ્યો, પણ થોડાજ દીવસમાં મરણ પામ્યો. ઘણાઓ એવું અનુમાન કરે છે કે તેમને ઝેર દેવામાં આવ્યું હતું. આ બીજા માવીયાની સાથેજ આબુ સુફીયાનના વંશ રાજ્યનો છેડો આવ્યો હતો. આબુ સુફિયાનના પિતાનું નામ હરબ હતું. એટલે એ વંશને હારબાઇટ વંશ કહેતા હતા. ' હાકામ ' વંશથી જુદાઇ બતાવવા માટે આ પ્રમાણે ખુલાસો કરવાની જરૂર પડી છે. મરવાનના પિતાનું નામ ' હાકામ ' હતું તેથી તે વંશને ' હાકામ ' વંશ કહેતા હતા. આ મરવાનેજ પ્રથમ માવીયાના પુત્ર ખાલિદને દમાસ્કસના સિંહાસન ઉપરથી ઉતારી મૂકયો હતો.

યજીદના મરણ પછી તરતજ સઘળો હિજાજ, એરાક અને ખોરાસાનના લોકો જોબાયેરના પુત્ર અબ્દુલ્લાનો ખલીફા તરીકે સ્વીકાર કરવા લાગ્યા. જો તે બરાબર તેજ સમયે સાહસના ઉપર વિશ્વાસ રાખી સિરીયા ઉપર ચઢાઇ કરત તો બરાબર સંભવ હતો કે એ સમયથીજ ચિરકાળને માટે ઉમ્મિયા વંશના રાજનો છેડો આવત; પણ અબ્દુલ્લા આળસને તાબે થઇને મક્કામાંજ પડ્યો રહ્યો એટલે ઉમ્મિયા વંશીઓને સૈન્યબળ વૃદ્ધિ કરવાની તક મળી હતી.

# પ્રકરણ ૮ મું.



## ઉમ્મિયા ખીલાફત (હાકામ વંશ)

હિજરી ૬૪-થી-૮૬, ઈ. સ. ૬૮૩થી ૭૦૫.



બીજા માવીયાના મરણ પછી તેનો ભાઇ ખાલેદ, દમાસ્કસના સિંહાસનનો ખરો હકદાર હતો પણ તેની ઉમ્મર નાની હોવાથી ઉમ્મિયા લોકોએ ખલીફા તરીકે તેનો સ્વિકાર કર્યો નહિ; પણ તે સમયના કાયદા પ્રમાણે તેઓ માંહેના એક યોગ્ય ઉમ્મરના પૂરૂપને ખીલાફત આપવાનો ઠરાવ કીધો. કોણ લાયક માણસ આ રાજદંડ ગ્રહણ કરવાને યોગ્ય ગણાશે તેના માટે બહુ વિચાર કરવો પડયો. એક બાજુએ ઉમ્મિયા વંશીઓમાં સર્વ કરતાં વયોજેષ્ટ મરવાન, જોબાયેરના પુત્ર અબ્દુલ્લાની તાબેદારી સ્વિકારવા તૈયાર થયો. મરવાન પ્રથમ માવીયાના કાકાનો દીકરો હોવાથી તે વધારે હકદાર સાબીત થયો હતો, તે અબ્દુલ્લાની તાબેદારી સ્વિકારત તો તેના કુટુંબના બીજાઓ પણ એ રસ્તાનું અવલંબન કરત પણ અબ્દુલ્લાએ, અરબસ્તાન, મિસર, એરાક અને ખોરાસાનની ખીલાફતથી સંતુષ્ટ થઇને સિરીયાની ખીલાફત માટે પ્રયાસ કર્યો નહિ. જે સમયમાં આ પ્રકારની આળસ બતાવીને અબદુલ્લા મક્કામાં રહેતો હતો, તે વખતે જેયાદનો દુષ્ટ પુત્ર ઓબેદુલ્લા જે બસરામાં સ્ટેટની નોકરી કરતો હતો તે ત્યાં પોતાને ખલીફા કહેવડાવવાની કોશીશ કરતો હતો; પણ તેમાં નહીં ફાવી શકવાથી નાસીને મરવાન પાસે આવ્યો અને તેને દમાસ્કસની ખીલાફત લેવાને ઉશ્કેરવા લાગ્યો. દમાસ્કસનું સિંહાસન હાથ કરવું મરવાનના માટે સહેલું નહોતું. ઉમ્મિયા લોકો શંકાતૂર હતા એટલે તેઓ પરસ્પર જૂદા થઇ ગયા હતા. મોધારાઇટ વર્ગવાળા ઇસ્લામી દુનિયાના ખલીફા થશે આવું ધારીને સિરિયાના હિમિયારાઇટ લોકો, તેઓની સાથે પ્રબળ વિદ્વેષ કરતા આવતા હતા. યોગ્ય ઉમ્મરવાળા મરવાનની પ્રતિભા

ઝાંખી થઇ નહોતી પણ ઉલટો તે ચંડાળ ચોકડી અને કાવાદાવા ( પોલિટીકલ મોરેલીટી )માં ઉપયોગી હતો. યજીદના સૌથી નાના દિકરા ખાલીદને દમાસ્કસનું સિંહાસન આપવુંજ પડશે, આ પ્રકારની પ્રતિજ્ઞા કરીને મરવાને ખાલીદના પક્ષના લોકોને હાથ કરી લીધા! તેના કાકાના દિકરા આમરના પક્ષમાં પણ બહુ લોકો હતાં મરવાને તે લોકો પાસે એવી પ્રતિજ્ઞા કરીને તેમને પણ હાથ કરી લીધા. સિરિયાવાસી હિમિયારાઇટ નેતાઓને, નાના પ્રકારનાં સુખ-સગવડો આપવાનું કબુલ કરીને તેને પણ હાથમાં લીધા. આ પ્રમાણે મરવાને ધારેલી શક્તિ મેળવી. પ્રસિદ્ધ ઐતિહાસીક મસૂદી કહી ગયો છે કે,-"ખલીફાઓમાં પ્રથમ મરવાનેજ, તરવારના બળથી સિંહાસન મેળવ્યું હતું." મોધારાઇટ દળપતિ 'જવાહાક' ( Zahhak) જોબાયેરના પુત્ર અબદુલ્લાનો પક્ષ કરતો હતો. એટલે મરવાને તેના વિરૂદ્ધમાં લડાઇ ઉભી કીધી. દમાસ્કસની ઇશાન કોણમાં 'મારજરાહાટ' નામની જગાએ ભારે લડાઇ થઇ. હિમિયારાઇટ વર્ગનું લશ્કર વધારે હોવા છતાં પ્રથમ લડાઇમાં કોણ જીત્યું અને કોણ હાર્યું તે નક્કી થઇ શકયું નહિ. પણ મરવાનની કુશળતાથી વિરૂદ્ધ પક્ષના સેનાપતિ જવાહાકને મારી નાંખવા પછી બીજા દિવસની લડાઇમાં મોંધારાઇટ વર્ગ સંપૂર્ણ રીતે હાર્યો અને તેમની તમામ શક્તિનો લોપ થઇ ગયો. અત્યારે તમામ સિરિયા મુલક મરવાનના તાબામાં આવ્યો અને એના પછી થોડાજ દિવસમાં મિસર પણ એમનીજ સત્તામાં આવ્યો. મરવાને આવી રીતે પોતાની સત્તાનો પાયો મજબુત કરવા પછી દમાસ્કસની ગાદી ખાલીદને આપવાની પ્રતિજ્ઞા કરેલી હતી તેનો ભંગ કર્યો અને પોતાના મરણ પછી આમરને * સિંહાસન આપવાનું ઠરાવેલું તે પણ ભંગ કરીને પોતાના પુત્ર અબ્દુલ માલેક અને અબ્દુલ અજીજને દમાસ્કસની ગાદી આપવાની આમરને ફરજ પાડી. હિમિયારાઇટ અને મોધારાઇટ વચ્ચેનો દ્વેષ અત્યાર સુધી શાંત હતો. મારજરાહાટની લડાઇ પછી તે બહુ પ્રબળતાથી સળગી ઉઠયો. હવે હિમિયારાઇટના હાથમાં રાજસત્તા

* મરવાન અને આમર શું સગા હતા તે નિચે બતાવીએ છીએ.



આવી એટલે સામાવાળાઓને બહુ ઘાતકી રીતે પીડા કરવા લાગ્યા હતા. આ પ્રકારનો જુલુમ મરવાનના ઉત્તરાધિકારી, અબ્દુલ માલેકના સમય સુધી ચાલ્યો હતો.

ઇમામહુસેન અને તેમના વહાલા સહચરો તથા પરિવારવર્ગને કરબલાના ભિષણ મેદાનમાં નિઃસહાય હાલતમાં આવી પડીને પ્રાણ ત્યાગ કરવા પડયા હતા અને તેમને મદદ કરવાને કોઇ પણ બાહાર આવ્યું નહોતું. આ વખતે એરાકવાસીઓના મોટા લશ્કરે ગઇ વાતના પસ્તાવાથી અનુતપ્ત થઇને ઇમામ હુસેન તથા તેમના કુટુંબિયોનું વેર લેવા માટે હથિયાર ઉપાડયાં. એક રાતના તેઓ સઘળા ઇમામ હુસેનની કબર પાસે જઇને તેમની પ્રાર્થના કરીને ઝારોઝાર રોયા અને બીજે દિવસે સવારમાં સિરિયાવાસીઓની વિરૂદ્ધમાં લડવા માટે ઉપડયા. તેઓએ પોતાને પસ્તાયેલા પુરૂષો તરીકે ( The Penitints ) ઓળખાવ્યા છે. પ્રથમ તેઓ પોતાના સરદાર સુલેમાનના તાબામાંથી બાહાર નિકળીને આગળ વધ્યા હતા. પણ તેઓ મરવાનના મોકલેલા એક મોટા લશકરના મુકાબલે હાર્યા. સુલેમાન અને બીજા અગ્રેસરો મરાયા અને બચેલું લશ્કર કુફા ચાલ્યું ગયું. અહિં તેઓ ઇમામ હુસેનના ઘાતકી કૃત્યનો બદલો લેવાની ઇચ્છા રાખનારો એક બીજો વીર પુરૂષ મુખ્તાર મળ્યો તે સાથે મળી ગયા.

હિજરી ૬૫ માં યજીદની એક વિધવા સ્ત્રીએ, મરવાનને મારી નાંખી, તેની લુચ્ચાઇનો ગ્રોગ્ય બદલો આપ્યો હતો. યજીદના પુત્ર ખાલેદનો પક્ષ કરનારા લોકોને રાજી રાખવા સારૂ મરવાને આ સ્ત્રી સાથે પુનર્લગ્ન કર્યું હતું. મરવાને જે બાળકની ગાદી પ્રપંચથી ખુંચી લીધી હતી, તે બાળકને ( ખાલીદને ) એક દિવસે ઘણોજ અપમાનીત કરવાથી એજ બાળકની માતા કે જેણે મરવાન સાથે નીકા કર્યા હતા, તેણીએ મરવાનને રાત્રીએ સૂઇ જવા પછી ગરદન દબાવીને મારી નાંખ્યો હતો. સુન્નત જમાતવાળાઓ મરવાનને ખલીફા તરીકે સ્વિકારતા નથી. આ સંપ્રદાયના વિજ્ઞ ઐતિહાસીકો તેને જોબાયેરના પુત્ર અબ્દુલાના વિદ્રોહી તરીકે ઓળખાવે છે. ફકત સિરિયા સિવાય સમગ્ર મુસલમાનો અબ્દુલાને ખલીફા તરીકે સ્વિકારતા હતા. અબ્દુલાના મરણ પછી જો કે તેઓએ અબ્દુલ માલેકને ખલીફા તરીકે સ્વિકારેલો હતો પણ મરવાન પોતાના બે પુત્રોને ભવિષ્યના ખલીફા તરીકે ઠરાવી ગયેલો. આ કાર્યને તેઓ ઇસ્લામીક રાજ્ય વ્યવસ્થાથી ઉલટું ગણે છે.

## અબ્દુલ માલેકનો શાસનકાળ.

મરવાનના મરણુ પછી વધારે મત પ્રમાણે અબ્દુલ માલેકનેજ દમસ્કસની ગાદી મળી હતી. તે એક આદર્શ–નકલ કરવા યોગ્ય પુરૂષ હતો. ઉત્સાહી, બાહાદુર અને ધર્માસકત હતો. પોતાની સત્તા દ્રઢ કરવા સારૂ તેણે અસાધારણ સત્તા બતાવી હતી. જે સમય પોતે એક બાજુએ પોતાની સત્તા સ્થાપવામાં રોકાયો હતો તે સમય બીજી બાજુએ એરાકમાં મુખ્તાર, ઇમામ હુસેનના ખુનીઓની પશુપક્ષી માફક કતલ ચલાવતો હતો. તેઓ માંહેના દરેકને ચુંટી કાહાડીને કીડા અને પતંગીઆ માફક મારી નાંખવામાં આવતા હતા. ખલીફા અબ્દુલ માલેકે મુખ્તારની વિરૂદ્ધમાં, જેયાદના પુત્ર ઓબેદુલાની સરદારી નીચે એક દળ લશ્કર લઇને મોકલ્યો; પણ ઓબેદુલા સખ્ત રીતે હાર્યો અને મરાણો; તેનું કાપી નાંખેલું માથું મુખ્તાર પાસે લઇ જવામાં આવ્યું. ઇમામ હુસેનના કુટુંબને અને પોતાને મારી નંખાવનાર ઓબેદુલ્લાને મારી નાંખવા પછી મુખ્તાર અને તેનો પક્ષ લેવાવાળા લોકોએ વિચાર્યું કે જે કારણને માટે આપણે હથીયાર ઉપાડયાં હતાં તે હેતુ પાર પડી ગયો છે આ પ્રકારની ધારણાના તાબે થઇને તેઓની બદલો લેવાની વૃત્તિ તિરોહિત થઇ ગઇ અને સાથે સાથે તેમનું સાહસ અને એકતા પણ તુટી ગયાં અને જૂદા જૂદા વિખરાઇ ગયા. તેઓની એ પ્રકારની હાલત થવાથી તેઓ એક એક કરીને એરાકના શાસનકરતા અબ્દુલાના ભાઇ મોસાબના હાથે હાર પામ્યા. મુખ્તાર અને મોસાબની વચ્ચે લાંબો સમય સુધી ભિષણ યુદ્ધ ચાલ્યું હતું આખરે મુખ્તાર મરાયો અને તેઓના પક્ષાવલંબીઓને પણ મારી નાંખવામાં આવ્યા અને મોસાબ આખા એરાકનો અધિકારી થયો.

મુખ્તાર સંબંધી વિશેષ હકીકત વાંચનારાઓ માટે નીચે લખીએ છીએ:

મુખ્તારના પિતાનું નામ, અબુવાયદ હતું. પોતે તાયેફનો નિવાસી હતો એટલે કોઇ કોઇવાર તેને અલતાયફીના નામથી ઓળખાવતા હતા. પાછળથી તે અલમુખ્તાર કહેવાઇ ગયો છે. ( Avenger ) ઇમામ હુસેનના વખતમાં મુખ્તાર તેનો અત્યંત ભકત હતો. જ્યારે મુસ્લીમને ઇમામહુસેને કુફે મોકલ્યા હતા ત્યારે મુખ્તારે તેમને બહુ મદદ કરી હતી અને યજીદના વિરૂદ્ધમાં ષડયંત્ર રચ્યાં હતાં. જીયાદના પુત્ર ઓબેદુલાએ કુફામાં આવીને અલમુખ્તારને ષડયંત્રનું કારણ પૂછ્યું. મુખ્તાર લુચ્ચાઇથી તેનો ઉત્તર આપ્યો હતો; એટલે ઓબેદુલ્લાએ પોતાના હાથ માંહેની એક સોટી તેના

મોંપર મારી હતી; જેનાથી મુખ્તારની એક આંખ ફુટી ગઇ હતી. ઇમામહુસેનના ખૂન કરવાના વખતમાં મુખ્તારને તેણે કેદ કરી રાખ્યો હતો. આ બનાવ બન્યા પછી થોડા દિવસે મુખ્તારે, યજીદ પાસે પોતાને છૂટો કરવાની અરજ કરી અને તેને મૂકત કરવાનો હુકમ મળ્યો. ઓબેદુલાએ તેને મુકત કરવાની સાથે એવો હુકમ કર્યો હતો કે, જો ત્રણ દિવસ પછી માહારા અધિકારના મુલકમાં જોવામાં આવ્યો તો મારી નંખાવીશ. મુખ્તાર મક્કામાં જુબેરના પુત્ર અબ્દુલા પાસે ગયો પણ ઇમામહુસેનના ખુનનો બદલો લેવાની શરતે અબ્દુલાની તાબેદારી સ્વિકારવા કબુલ થયો. યજીદના લસ્કરે પવિત્ર મક્કા નગરી ઉપર ઘેરો ઘાલવાથી, મુખ્તારે બહુ બહાદુરીથી તેનું રક્ષણ કર્યું હતું. પછી યજીદના આકસ્મિક મરણ સમાચારથી, સિરિયાનું લસ્કર મક્કાથી પાછું ચાલ્યું ગયું હતું. આ ઘટના પછીથી અબ્દુલા તેને ઇર્ષાની દ્રષ્ટિથી જોતો હતો. એટલે મુખ્તાર તેનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. રસ્તામાં તે સઘળી મસજીદોમાં જઇને ઇમામહુસેન ઉપર ગુજરેલી નિર્દયતાનો બદલો લેવાને લોકોને ઉશ્કેરતો હતો. તેણે કુફામાં આવીને જોયું કે સુલેમાન નામનો કોઇ સાહસીક પુરૂષ ઇમામહુસેનના વેરનો બદલો લેવા સૈન્ય એકઠું કરે છે. મુખ્તારે હજરતઅલીના પક્ષના લોકોને એકત્ર કરીને, ઇમામહુસેનના ભાઇ મહમદ હનીફની પાસે એક પરવાનો લખાવી લીધો. આ પરવાનાથી તે સૌનો વિશ્વાસ મેળવી શકયો હતો. દુમાસ્કસના રાજ્ય ઉપર હુમલો કરવાના અપરાધે તે ફરીથી બંધીખાને પડ્યો. કેદીની હાલતમાં તેણે હજરત અલીના અનુવર્તિઓ સાથે પત્ર વ્યહવાર કર્યો હતો. મરવાનના મરણ પછી તેને ફરીથી છૂટો કરવામાં આવ્યો હતો. છૂટો થવા પછી હજરત અલીના અનુવર્તિઓએ તેને નિચેની શરતોએ ખલીફા તરીકે સ્વિકારવા કબુલત આપી હતી. (૧) કુરાન અને હદીસ અનુસારે શાસન કાર્ય ચલાવવું પડશે. (૨) ઇમામહુસેનના હત્યાકારીઓને તેના વંશવારસ સાથે મારી નાંખવા પડશે.

અલમુખ્તારે આ વખતે ખીલાફત ઉપર બેસીને ઇમામ હુસેનનો બદલો લેવાનો આરંભ કર્યો. સૌથી પહેલાં ઇમામ હુસેનના મુખ્ય ખુની સીમરને મારી નાંખ્યો. કઉલા નામનો માણસ ઇમામ હુસેનનું માથું કાપીને ઓબેદુલા પાસે લઇ ગયો હતો, તે કઉલાને મારી નાંખીને બાળી મૂકયો. તે પછી કરબલાની લડાઇમાં યજીદના સેનાપતિ કુફા નિવાસી સાદના પુત્ર ઉમર અને તેના દીકરાને મારી નાંખીને એઉનાં મસ્તક કપાવી મહમદ હનીફના સ્વાધિને મોકલી દીધાં. ઇમામનું પવિત્ર શરીર–મસ્તકથી છૂટું પડીને જે સમયે તરફડતું

હતું તે સમયે હાતેમના પુત્ર આદિ નામના એક માણુસે તે મૃતદેહ ઉપર સોટીના ઘા કર્યા હતા, તે આદીને પકડીને પોતાના ચાકરોના સ્વાધિને સોંપી દીધો. ચાકરોએ તેને સોટીઓવતી બરાબર માર મારીને એક ઉંચી ટેકરી ઉપર બેસાડયો અને ત્યાં તેને ઉપરા ઉપરી બાણુ મારીને મારી નાંખવામાં આવ્યો. આ પ્રમાણે ઇમામના ખુનીઓને શોધી શોધીને મુખ્તારે મારી નાંખ્યા હતા.

આખા બાબીલોનીયામાં મુખ્તારે પોતાની સત્તા ફેલાવી હતી. પછી પોતે જોયું કે પોતે બે બાજુએથી ચિંતાતૂર હતો. ખલીફા અબ્દુલ માલેકે તેના વિરૂદ્ધમાં સિરિયાથી લશ્કર મોકલ્યું હતું અને બીજી બાજુએ અબ્દુલ્લાનો ભાઇ મોસાબ તેના ઉપર ચડાઇ કરવાનો પ્રયત્ન કરતો હતો. આ વખતે તેણે અબ્દુલાને જણાવ્યું કે હું તમારા લશ્કર સાથે મળી જવાને તૈયાર છું; પણ ચતૂર અબ્દુલ્લાએ શંકાતૂર થઇને તેની માગણીનો અસ્વિકાર કર્યો અને ઉત્તરમાં જણાવ્યું કે મુખ્તારના વિચારની સત્યતાની પરીક્ષા માટે પ્રથમ તો મુખ્તારના તમામ સહચરોએ તેને ( અબ્દુલાને ) ખલીફા તરીકે સ્વિકારવો અને ખલિફા અબ્દુલ માલીકની વિરૂદ્ધમાં એક દળ સૈન્ય એકઠું કરવું પડશે. આ ખબર મળતાં વાંતજ અલમુખ્તારે શેરજાબીલ નામના એક પુરૂષને ૩ હજાર માણુસના લશ્કર સાથે મદીના તરફ આગળ વધવા હુકમ કર્યો. બીજી બાજુએ ચતૂર અબ્દુલાએ સાહેલના પુત્ર અબ્બાસને એક લશ્કરની ટુકડી સાથે શેરજાબીલની સામે તૈયાર થવા મોકલ્યો. તેને ચેતવવામાં આવ્યો હતો કે જરૂર પડતાં લડાઇ કરવાને પણ ચૂકવું નહિ. અબ્બાસે શેરજાબીલની વિશ્વાસઘાતકતાના અનેક ચિન્હ જોયાં અને કૌશલે તેના ઉપર હુમલો કરીને આશરે ૪૦૦ માણુસને મારી નાંખ્યા. બાકીનું લશ્કર તેના લશ્કર સાથે મળી ગયું.

અલમુખ્તારે જોયું કે અબ્દુલાએ તેનો વિશ્વાસ કર્યો નહીં ત્યારે તેણે મહમદ હનીફને એક પત્ર લખી છુપી રીતે જણાવ્યું કે—જો તેઓ પોતે હથિયાર ઉપાડે તો એક બળવાન લશ્કરની મદદ આપવા હું તૈયાર છું. મહમદ હનીફ આ વખતે ખલીફા અબ્દુલાના હુકમથી મક્કામાં રહીને શાંતિથી જીવન ગુજારતા હતા. મુખ્તારના પત્રના ઉત્તરમાં એટલુંજ લખી મોકલ્યું કેઃ-હું મુખ્તારના વિચારને અનુમોદન આપું છું. જો કે હું પોતે હથીયાર ઉપાડવા તૈયાર નથી; પણ બાકીનું જીવન ખુદા પરાયણ રીતે પુરૂં કરવા ચાહું છું. સંદેશો લાવનાર સાથે વધારે કહેવડાવ્યું કે મુખ્તાર

ને કહેવું કે ખુદાથી ડરે અને હવે રક્તપાતથી જરા છેટે રહે. આ ઘટના પછી થોડાજ દિવસે મહમદ હનીફ અને મુખ્તારના પત્રવ્યહવારની વાત જાહેરમાં આવી એટલે ખલીફા અબ્દુલાએ મહમદ હનીફને અને તેના પરિવારને તથા કુફાના ૧૭ માણુસોને પકડીને પવિત્ર જમજમ કુવા પાસે કેદ કર્યાં, અને નક્કી કરેલા વખતની અંદર પોતાનો ખલિફા તરીકે સ્વિકાર ન કરે તો તેમને મારી નાંખવાની બીક દેખાડી. તેઓની આ વિપત્તિના ખબર, મુસ્કેલીથી અલમુખ્તારને મલ્યા. આ ખબર મળતાં વાંતજ મુખ્તારે મહમદ હનીફને છોડવવા માટે કુફાના સર્વ લોકોને ઉશ્કેરવા માંડયા. મુખ્તારનો ઉપદેશ સફળ થયો. તેણે ૭૫૦ અતીવ સાહસીક સિપાઇઓને કેટલાક ભાગમાં વિભકત કરીને અબ્દુલાની વિરૂદ્ધમાં ચડાઇ કરી—પ્રથમના ૧૫૦ માણુસના લશ્કરમાં સેનાપતિ અબુ અબ્દુલા અલજોદાલી હતો. આ સેનાપતિએ મક્કા નગરીમાં ચડાઇ કરીને મહમદ હનીફ અને તેના પરિવારને છોડાવ્યા. આખરે આ ખબર ખલીફા અબ્દુલાને મળ્યા. તેણે થોડું લશ્કર જોઇને સામે થવા ઇચ્છા કરી પણ એટલામાં બાકીના લશ્કરે "અલ્લાહો અકબર" ના ગંભીર સ્વરે મક્કામાં પ્રવેશ કર્યો. સેનાપતિએ ખલીફાને મારવાનો વિચાર કર્યો પણ મહમદ હનીફની દયા અને સદાશયથી તેની રક્ષા કરવામાં આવી હતી.

બીજી બાજુએ કુફાનો પહેલા સમયનો અમીર ઓબેદુલ્લા કુફા નગરીનો ઉદ્ધાર કરવા સારૂ ખલીફા અબ્દુલ માલેકના હુકમથી એક મોટું લશ્કર લઇને અગ્રેસર થયો હતો. અલમુખ્તારે અલઅસ્તારની સરદારી નિચે એક લશ્કર ઓબેદુલ્લા સામે મોકલ્યું. કુફાથી કેટલેક દૂર ઇબ્રાહીમ અને ઓબેદુલ્લાનું લશ્કર સામ સામે થયું. સિરીયાવાસીઓ સંખ્યામાં ઘણા વધારે હોવાછતાં ભયંકર લડાઇ પછી તેઓ સંપૂર્ણ રીતે હાર્યા. ઓબેદુલ્લા અને તેનું કેટલુંક સૈન્ય મરાયું અને બાકીનું લશ્કર નદિમાં પડીને ડૂબી મરી ગયું. ઇબ્રાહીમે ઓબેદુલ્લાનું માથું કાપીને અલમુખ્તારને મોકલી આપ્યું અને તેના બાકીના દેહને સળગાવી દીધો. મુખ્તારે ઓબેદુલ્લાનું મસ્તક જોતાં વાંતજ પોતાની આંખ ઉપર મારેલી સોટીને સંભારીને આ લોહીલોહાણુ મસ્ત ઉપર એક સોટી મારી પ્રતિશોધ લીધો. આ જયલાભનું ફળ મુખ્તાર વધારે સમય ભોગવી શકયો નહિ. ચંચળ પ્રકૃતિના કુફાવાસીઓએ તરતજ તેનો પરિત્યાગ કર્યો અને ખલીફા અબ્દુલાના ભાઇ મોસાબને બસરાના શાસનકર્તા તરીકે બોલાવ્યા. મોસાબે તેમની માગણી સ્વિકારીને

ઇરાનના શાસનકરતા મુહાલીબની મદદ માગી. મુહાલીબનું લશ્કર મોસાબના લશ્કર સાથે મળી ગયું. કુફાનગરીના બહારના ભાગમાં એક ભીષણ યુદ્ધ થયું, તેમાં મુખ્તાર હાર્યો અને કિલ્લામાં ભરાયો. મોસાબે કુફાના કિલ્લાને ઘેરી લેવ થી મુખ્તાર બહુજ બાહાદુરીથી કિલ્લાનું રક્ષણ કરવા લાગ્યો. પણ વધારે ઘા લાગવાથી મરણ તુલ્ય થઇ પડયો. કિલ્લો દુશ્મનોના હાથમાં ગયો. મોસાબે કિલ્લાના સાત હજાર માણસોના માથાં કપાવી બાહાદુરી બતાવી હતી. એ રીતે ૬૭ હીજરીમાં અબુઓબેદાનો પુત્ર મુખ્તાર મરાણો. એવું કહેવાય છે કે સાધારણ લડાઇઓ સિવાય ફકત ઇમામહુસેનના વેરનો બદલો લેવા માટે તેણે ૫૦ હજાર મુસલમાનોને મારી નાખ્યા હતા. મુખ્તારના મરણ પછી મોસાબને ખલીફા અબ્દુલ માલેકે હરાવ્યો ને મારી નાંખ્યો. જ્યારે મોસાબનું માથું કુફાના કિલ્લામાં અબ્દુલ માલિક સન્મુખે લાવવામાં આવ્યું તે વખતે કિલ્લા માંહેના નેવું વર્ષના એક માણસે ખલીફાને કહ્યું હતું કેઃ— " મેં આજ કિલ્લામાં ઇમામ હુસેનનું માથું ઓબેદુલા સન્મુખે અને ઓબેદુલાનું માથું મુખ્તાર સન્મુખે તથા મુખ્તારનું માથું મોસાબ સન્મુખે અને મોસાબનું માથું તમારી સન્મુખે હાજર કરવામાં આવતાં જોયું છે. " ખલીફા અબ્દુલ માલેકે આ વૃદ્ધની વાતથી ડરીને વખતે પોતાનું માથું પણ આ કિલ્લામાં લાવવામાં આવે! એવી બીકથી તરતજ તે કિલ્લો તોડાવી નાખવાનો હુકમ કર્યો હતો ( See Lives of successors of mehomet by Washington Irving p.p. 222–234 ).

મોસાબ આખા એરાકનો ધણી થતાં સુધીની હકીકત આપણે જાણી ચુકયા હતા. તે પછી મુખ્તારની વિશેષ હકીકત જણાવવા વાંચનારના લક્ષને બીજી બાજુએ રોકેલું લક્ષ પાછું તેજ સ્થળે ખેંચવાની નમ્ર વિનંતી કરીએ છીએ.

એરાક અને મેસોપેટામીયામાં અબ્દુલાની સત્તા જામી હતી. અને ખોરાસાન પ્રદેશ પણ તેનીજ સત્તા નિચે આવ્યો હતો; પણ ત્યાં તેની સત્તા મજબુતીથી બેઠી નહોતી. આ બાજુએ વિશ્વાસઘાતક ઇરાકવાસીઓ ઇનામના લોભે અબ્દુલ માલિકને ખલીફા તરીકે સ્વિકારવાને છુપી રીતે પડયંત્રનો આરંભ થઈ ગયો હતો. એ વખતમાં ખારજી લોકો પોતાના નિવાસ સ્થળથી નિકળીને કાલદિયા અને દક્ષિણ ઇરાનના નિરપરાધિ લોકોને લૂંટીને મારી નાંખવા લાગ્યા હતા. ખલીફા અબ્દુલાનું લશ્કર તેઓની સાથેના હમેશના યુદ્ધથી દુર્બળ થઇ પડયું હતું. આ સબળા ધર્માંધ ખારજીઓ શાંતિ પૂર્ણ સમાજ ઉપર પાર્શ્વિક અત્યાચાર કરીને આગળનું વેર લેતા હતા.

એક આરબ ઐતિહાસીક લખી ગયો છે કે—હીજરી ૭૧ હજજના સમયમાં મુસલમાનોનું સામ્રાજ્ય કેટલાએક વિભાગમાં વહેંચાઇ ગયું હતું. સાબિત થાય છે કે અરફાતના મેદાનમાં ચાર જુદાં જુદાં ટોળાંના નિદર્શન સ્વરૂપમાં ચાર પતાકા (વાવટા) ઉભા કરવામાં આવ્યા હતા. (૧) જુબાયેરના પુત્ર અબ્દુલ્લાનો ( ૨ ) મરવાનના પુત્ર અબ્દુલ માલેકનો ( ૩ ) મહમદ અલ હનીફનો * અને( ૪ ) ચોથો વીદ્રોહી ખારજી લોકોનો. પ્રત્યેક વાવટો તેમના પક્ષાવલંબી લોકો સહિત હતો અને તેઓમાં માંહોમાંહે શત્રુતા હોવા છતાં આ પવિત્ર હજના વખતે એક લશ્કર બીજા ઉપર હુમલો કરતું નહોતું.

તરવારનો ચાલુ ઉપયોગ કરીને ખલીફા અબ્દુલ માલેકે કેટલાએક વરસની અંદર સિરિયા દેશને શત્રુથી મુકત કરી દીધો. એ વખતે સાદના પુત્ર ઉમરે વિદ્રોહી થવાનો પ્રયત્ન કર્યો હતો; પણ લોભ બતાવીને રાજમહેલમાં બોલાવીને ખલીફાએ પોતાના હાથે તેને મારી નાંખ્યો હતો. દમાસ્કસના શાંતિસ્થાપન કરવા પછી ખલીફા મેસેપોટેમીયા અને કાલદીઆ કરફ ગયો. આ બેઉ પ્રદેશની સત્તા મક્કાના ખલીફા અને અબ્દુલાના ભાઇ મોસાબના હાથમાં હતી. એરાકવાસીઓએ મોસાબનો પક્ષ મૂકી દેવાથી અબ્દુલમાલેક ઉત્સાહી થઇ કુફાનો કબજો લેવા ગયો. મોસાબ તથા તેનો પુત્ર એહિઆ અને મોસાબનો સરકારી સેનાપતિ માલેક–અલ–અરતારનો પુત્ર ઇબ્રાહીમ એઓ યુદ્ધમાં મરાણા અને એરાક પ્રદેશ ફરીથી ઉમ્મિયા વંશના તાબામાં આવ્યો. મોસાબને મારી નાંખવા પછી અબ્દુલ માલેકે પોતાના લશ્કરને અબદુલ્લાની વિરૂદ્ધમાં લડવા માટે મોકલ્યું. યુસુફના પુત્ર હાજ્જાજનું અધીન લશ્કર હિજાજ પ્રદેશ તરફ ચાલ્યું. સામાન્ય અટકાવ પછી મદિના જીતી લીધું અને મક્કાને ઘેરો ઘાલ્યો. મક્કા નગરી ચારે તરફથી પર્વતોથી ઘેરાયેલી હતી. ઘેરો ઘાલનારા લોકોએ પર્વત ઉપર ચડીને કિલ્લાને તોડનારાં સાધનો પર્વત ઉપર ગોઠવ્યાં અને તેના આધારે મોટા વજનનાં સાધનો જોસભેર કિલ્લાની દિવાલને લાગવાથી બચાવ કરનારા બહુ માણસો મરાયાં અને નગરીના કેટલાક ભાગનો નાશ થયો; પણ ખલીફા અબ્દુલ્લા વારંવાર લશ્કર

*મહમદ અલ હનિફા હજરત અલીના ઔરસે હનીફ વંશની એક મહિલાના પેટે જન્મ્યા હતા. ફાતમત જોહરાની વફાત પછી હજરત અલી આ સ્ત્રી સાથે પરણ્યા હતા. મોહમદ અલ હનીફનું ખરૂં નામ મહમદ હતું. માતૃવંશના નામાનુસારે તેઓ અલ હનિફ તરીકે ઓળખાતા હતા. કરબલાની ભિષણ લડાઈમાં તેઓ ઇમામ હુસેન સાથે નહોતા માટેજ તેઓ પરિવાર સહિત બચવા પામ્યા હતા. અબ્બાસી ખલીફાઓ મહમદ હનીફથીજ ખીલાફતનો દાવો કરતા હતા.

સાથે ઘેરાએલા ભાગમાંથી બાહાર નીકળીને દુશ્મનોને અંદર આવતાં અટકાવતા. આખરે સિરિયાવાસિઓએ એ પ્રમાણે નગરીને ઘેરી લીધી કે શહેરની અંદરનું કોઇ પણ માણસ બાહાર નિકળી શકે નહિ. શહેરના લોકો ભયંકર રીતે ખોરાકનું કષ્ટ ભોગવવા લાગ્યા; એટલે ઘણા લોકો અબ્દુલ્લાનો પક્ષ મૂકી દઇને ચાલ્યા ગયા અને ફક્ત થોડાજ માણસો તેની સહાયમાં રહ્યા. અબ્દુલ્લાએ દુશ્મનો સાથે છેલ્લું યુદ્ધ કરવા પહેલાં તેની માતા હજરત અબુબકર સીદીકનાં દીકરી આસ્માંને પૂછ્યું કે;-"હવે શું કરવાને તમે સલાહ આપો છો? દુષ્ટ ઉમ્મિયા વંશની તાબેદારી સ્વિકારી લેઉ, કે બહાદુરીથી તેમની સામે લડીને પ્રાણ વિસર્જન કરૂં?" આ સાંભળીને પ્રૌઢા મહિલાએ આરબ:જાતિનું સ્વાભાવિક તેજ બતાવીને કહ્યું કે:-"હે અબદુલ્લા! જો તને વિશ્વાસ હોય કે, તું ન્યાયના રસ્તાનું અવલંબન કરે છે તો જીવનની છેલ્લી ઘડી સુધી બાહાદુરીથી લડવું અને જો તેં અન્યાયનો રસ્તો લીધો હોય:તો, દુશ્મનોની તાબેદારી સ્વિકારી લેવી." મરણ પછી દુશ્મનો મારા મૃત શરીરનું અપમાન કરશે એવી બીકથી અબ્દુલા શત્રુના હાથે મરવાને ડરતો હતો, પણ તેની:જ્ઞાનવૃદ્ધ માતાએ તેને કહ્યું કે;-"મરણ પછી જ્યારે આત્મા, પાક પરવરદિગારની સન્મુખે રજુ થાય છે, પછી મૃતદેહની ગમે તે અવસ્થા થાય તે વિષે કોઇ પણ રીતે ચિંતા રાખવી યોગ્ય નથી." માતાના આ પ્રમાણેના બોલોથી અબ્દુલ્લાનો મરણ ભય દૂર થયો હતો. અબ્દુલ્લાએ માતાના લલાટ ઉપર ભક્તિ સહિત ચુંબન કરીને તેમના પાસેથી છેલ્લી રજા:લીધી. યુદ્ધમાં જય મેળવીશ કે મરીશ! એ પ્રમાણે દૃઢ પ્રતિજ્ઞા કરીને તરવાર ઉપર હાથ નાંખ્યો અને પવિત્ર નગરમાંથી બાહાર નીકળ્યો. તેના ભિષણ આક્રમણથી સિરિયાવાસી લશ્કર ચારે તરફ વિખરાઇ જવા લાગ્યું પણ દુશ્મનોનું લશ્કર વધારે હોવાથી છેવટે બહાદુર અબ્દુલ્લા લડાઇમાં મરાયો. સાધારણ રીતે બાહાદુર હૃદયના શત્રુઓ, સામાવાળાના સૈન્યના મૃતદેહને સન્માન આપે છે પણ સિરિયાવાસીઓમાં વીરત્વ અનુરાગ મૂળમાં હતોજ નહિ એટલે મૃતદેહના પ્રતિ સન્માન બતાવવું જોઇએ, એવા રસુલે ખૂદાના બોલોની અવમાનના કરી હતી. અબ્દુલ્લાના મૃતદેહને કબરવાસી કરવાના હેતુથી તેની માતાએ શત્રુઓ પાસે માગણી કરી; પણ તેઓએ એ માગણી સ્વિકારી નહિ અને તરતજ પાશ્વિક ઉત્તેજનાને તાબે થઇને તેઓએ અબ્દુલ્લાના મૃતદેહને શૂળીપર ચડાવીને એક લાકડા ઉપર સ્થાપિત કર્યું અને અબ્દુલા તથા તેના બે સહાયકારીઓનાં માથાં મદિનાની બજારમાં ફેરવીને ત્યાંથી દમાસ્કસ મોકલી આપ્યાં.

ખલીફા અબ્દુલ્લાના ચરિત્રમાં પ્રશંસા કરવા યોગ્ય અનેક સદ્દગુણો હતા. તે ચતુર અને ઉચ્ચ અભિલાષિ હોવા છતાં એક સાહસી વીરપુરૂષ હતો. તે ન્યાયપરાયણતા માટે એવો યશસ્વી હતો કે તેના વખતમાં તેની બરાબરી કરે તેવો બીજો કોઇ નહોતો. કૃપણતા તેના ચરિત્રમાં મુખ્ય દોષ હતો; એથીજ તેનું પતન થયું હતું. તે એટલે સુધી કે જે સમય હાઝાજ મક્કાને ઘેરો ઘાલવા દરવાજે આવી પહોંચ્યો તે સમય પર્યંત અબ્દુલ્લાએ પોતાની તીજોરી બંધ રાખીને લશ્કરના પગાર ચુકાવ્યા નહોતા, તેમજ લડાઇની સામગ્રી ખરીદી નહોતી. પવિત્ર મક્કા અને મદીના નગરી અબ્દુલ્લાના સ્વાધિનમાં હતી અને બેઉ નગરોની મસ્જીદોમાં તેનાજ નામે ખૂતબો પડાતો હતો; એટલે સુન્ની મુસલમાનો તેને ઇસ્લામ જગતના ખલીફા તરીકે સ્વીકારતા હતા.

અબ્દુલ્લાના મરણ પછી અબ્દુલ માલેકનો કોઇ દુશ્મન રહ્યો નહિ, તેથી ઇસ્લામ જગતનો તે એકજ અધિપતિ થયો. અબ્દુલ્લાનો મુકરર કરેલો દક્ષિણ ઇરાનનો શાસનકર્તા આબુ સફરાનો પુત્ર મૂહાલીબ, અબ્દુલ માલેકને તાબે થયો. ખોરાસાનનો શાસનકર્ત્તા મૂહાલીબ કરતાં જુદી પ્રકૃતિનો હતો. તેણે અબ્દુલ માલેકની તાબેદારી સ્વિકારી નહિ એટલે અબ્દુલ માલેકે તેને તાબામાં લેવા સારૂ એક પત્ર લખીને દૂત મોકલ્યો. ખોરાસાનના પ્રતિનિધીના ફરમાનથી ખલીફાની મોકલેલી ચિઠ્ઠી ગલાધઃકરણ કરવાની દૂતને ફરજ પડી અને દમાસ્કસમાં પાછું ફરવું પડ્યું. અબ્દુલ માલેકની તાબેદારીના નિદર્શન સ્વરૂપ ખોરાસાનના શાસનકર્ત્તાએ દૂત પાસે આવા પ્રકારનું આચરણ કરાવ્યું હતું. જે વખતે અબ્દુલ્લા અને અબ્દુલ માલેકની વચ્ચે યુદ્ધ ચાલતું હતું તે સમયનો લાભ લઇને ખારજી સંપ્રદાયના લોકોએ દક્ષિણ ઇરાન અને કાલદિયામાં પોતાની સત્તા વધારી હતી. તેઓ ઉમ્મિયા શાસનકર્તાઓના ઘાતકી અત્યાચારથી ઉશ્કેરાઇ જઇને જીવ જતાં સુધી લડવાને તત્પર થઇ ગયા હતા. તેઓના મૂઠીભર લશ્કરે અબ્દુલ માલેકના લશ્કરને ઉપરા ઉપરી હરાવ્યું હતું, પણ તેઓ પોતપોતામાં એકતા કરી શકયા નહોતા. તેઓ માંહેના કેટલાએક લોકોએ એવી ઇચ્છા કરી હતી કે, હજરત ઉમ્મરના શાસન કાળની માફક તેઓનામાં એક ખલીફાને મુકરર કરીને તેઓએ તેનાજ તાબામાં રહેવું, અને તેઓનામાં જેઓ ઐશ્વરીક શાસનના પક્ષપાતી હતા ( Theocrats ) તેઓ કોઇપણ માણસને ખલીફા તરીકે સ્વિકારવાને ચાહતા નહોતા. તેઓ પોતાનામાંથી કેટલાક મેમ્બરોની કમીટી બનાવીને તેની સહાયથી શાસનકાર્ય ચલાવવાને ચાહતા હતા. આ

સઘળાં કારણોને લીધે આખરે તેઓ અબ્દુલ માલેકથી પરાજય પામીને તેને તાબે થયા. ઇરાન દેશમાં આ ખારજી લોકો બાહાદુર મુહાલિબની સાથે લડવા તૈયાર થયા. લાંબો સમય કતલ ચાલવા પછી મુહાલીબે તેઓના નાના નાના કિલ્લાઓનો નાશ કરીને તેઓ માંહેના ઘણા માણસોને મારી નાંખ્યા. બાકી રહેલા ખારજીઓ ફરીથી અલહાસાની ભૂમિમાં ચાલ્યા ગયા. ખારજી લોકોની માફક રોમન લોકોએ પણ માંહોમાંહેની તકરારનો લાભ લઇને, ઇસ્લામી રાજ્યમાં અનધિકારે પ્રવેશ કર્યો હતો. અબ્દુલ માલેકે કેટલીએક લડાઇઓ પછી તેઓને હરાવીને બાઇજાનટાઇન સામ્રાજ્યના અનેક ભાગ જીતી લીધા. હમણાં જ્યાં કાબુલ છે તેની આસપાસનો મુલક એક (Ratbil) નામના હીંદુ રાજાના તાબામાં હતો. તે રાજાએ પણ અબ્દુલ માલિકની સ્વાધિનતાનો સ્વિકાર કર્યો અને એજ પ્રમાણે ઉત્તર આફ્રિકાના અનેક ભાગ મુસલમાનોએ ફરી જીતી લીધા.

---

## આફ્રિકા વિજય.

આરબોનું આફ્રિકા વિજયનું કાર્ય નાના પ્રકારે આશ્ચર્ય પરિપૂર્ણ છે. અબ્દુલ માલેકે ઇ. સ. ૬૯૩ હી. ૬૯ માં જાહેર નામના પુરૂષને સેનાપતિ મુકરર કરીને બાર્બરી (ઇફ્રિકીયા) નો મુલક જીતી લેવા સારૂ એક સૈન્ય સાથે મોકલ્યો. જાહેર બહાદુર સેનાપતિ 'ઓકબા' નો મદદગાર સેનાપતિ હતો. 'ઓકબા' ના મરણ પછીથી બહાદુર સેનાપતિ 'જાહેર' ને ભયંકર અડચણો પસાર કરવી પડી હતી. દુશ્મનોના પૂર જોર સામે તેણે બર્ક પ્રદેશનું રક્ષણ કર્યું હતું. અને પહેલીજ લડાઇમાં મુસલમાનોએ ફતેહ મેળવી હતી. વિદ્રોહી સેનાપતિ 'કસીલા' (Kasila) અને તેની સાથે મળેલા બાર્બર લોકો તથા રોમન લોકોનું સૈન્ય મરાઇ જવા પછી સઘળો મુલક શત્રુ મૂકત થયો હતો; પણ સેનાપતી જાહેરે બાર્કની પાસેની જગાએ છાવણી મુકરર કરીને ત્યાં એક લશ્કર રાખ્યું અને બાકીના લશ્કરને પાસેનો મુલક તાબે કરવા સારૂ હુકમ કરીને એક વિષમ ભ્રમમાં પડ્યો હતો. બાર્કમાં છુપી ખબરો મેળવવાનો કોઇપણ બંદોબસ્ત નહિ હોવાથી મુસલમાનો દુશ્મનોના અકસ્માત: ચડી આવવાના વિચારને જાણી શકયા નહીં. આ પ્રકારના સંકટના સમયમાં સેનાપતિ જાહેર અને તેનું મુઠ્ઠીભર લશ્કર પાછળથી જળમાર્ગે રોમનોનું મોટું લશ્કર ઓચિંતું આવી પહોંચવાથી દુશ્મનોના પંજામાં સપડાઇ ગયા હતા. મોટી લડાઇ ચાલવા પછી બાહા-

દુર સેનાપતિ 'જાહેર' અને તેનું લશ્કર મરાયું અને બાર્બરી મુલક ફરીથી મુસલમાનોના હાથમાંથી ગયો, પણ ખલીફા અબ્દુલ માલેકે જે દ્રઢ પ્રતિજ્ઞાના બળથી, પોતાના દુશ્મનોને પરાભૂત કરવાને સમર્થ થયો હતો હમણાં તેજ પ્રતિજ્ઞાના બળથી બાર્બરી પ્રદેશ ફરીથી તાબે કરવાને શક્તિવાન થયો હતો. તેણે ઇરાન ફત્તેહ કરનાર સેનાપતિ નોમાનના પુત્ર હસનના તાબામાં એક મોટું લશ્કર આપીને ત્રીજી વાર બાર્બરી જીતવા મોકલ્યો. હસને દુશ્મનોના સઘળા અટકાવોને દૂર કરીને રાજધાની કેરોવાન ફરીથી તાબે કરી લીધી અને કાર્થેજનો નાશ કરવા પછી રોમન અને બાર્બર લોકોના સન્મુખ યુદ્ધમાં પરાજીત કર્યા. બાકીનું રોમન લશ્કર એ દેશમાંથી ચાલ્યું જવાથી બાર્કની દિવાલથી માંડીને આટલાંટીક મહાસાગરના કિનારા સુધીનો સઘળો વિભાગ આરબોના તાબામાં આવ્યો. એ સમયે બાર્બર લોકો તથા આફ્રિકાની અન્ય જાતિના લોકો એક સ્ત્રીનું પ્રાધાન્ય સ્વિકારતા હતા. આરબ ઐતિહાસકો આ સ્ત્રીને કાહિના 'કહેતા' હતા. સાધારણ લોકોની એવી માન્યતા હતી કે આ દૈવજ્ઞ રમણી કોઇ અલૌકિક શક્તિ ધરાવે છે અને એવા પ્રકારની માન્યતાથીજ તે સ્ત્રીનો હુકમ થતાં વાંતજ અસંખ્ય જાનવર લોકો તથા અસભ્ય જાતિના લોકો વિજયી મુસલમાનો ઉપર તૂટી પડતા હતા. દુશ્મનોના લશ્કરની સંખ્યા બહુ મોટી હોવાથી, આરબોને સહેજ હાર ખાવી પડી. તેમનું કેટલુંક લશ્કર તરવારથી કપાઇ ગયું અને બાકીના લશ્કરને બાર્કમાં પાછું આવવાની ફરજ પડી. પાંચ વરસ સુધી આ 'કાહિના' નામની સ્ત્રી આફ્રિકાની શાસનકર્ત્તા હતી. હીજરી ૭૯ ની સાલમાં ખલીફા અબ્દુલ માલિકે સેનાપતી હસનની મદદે એક બીજું લશ્કર મોકલ્યું હતું. આ જગાએ જે સમયની વાત લખવામાં આવે છે તે સમયે મુસલમાનો પાસે અગ્નિ વર્શાવનારી તોપો કે પ્રતિ સેકન્ડે અનેક ભડાકા કરનારી રાઇફલો નહોતી. બીજી બાજુએ બાર્બરી લોકો પાસે એક પ્રકારની પ્રાચિન બંદુકો અને દિવાસળીની સહાયથી ફાયર કરી શકાય એવી તોપો હતી. જો કે આરબોનું લશકર તેમના સેનાપતિની તાબેદારી બહુ માનથી સ્વિકારતું અને યુદ્ધના સરંજામ તથા વ્યુહ રચનામાં આરબોનુ લશ્કર બાર્બર લોકોથી શ્રેષ્ટ હતું; તોપણ યુદ્ધસ્થળે બેઉ પક્ષને સરખી શકિતવાળાં ગણવામાં આવ્યાં છે. એ સમયમાં મુસલમાનો અસાધારણ સાહસી, ઉત્સાહી અને મહેનતુ હતા. તેઓને આત્મશક્તિ અને સ્વધર્મ પ્રતિ ગંભીર વિશ્વાસ હતો. તેઓ તે સમયની પૃથ્વીની સમસ્ત જાતિઓ કરતાં શ્રેષ્ટ હતા. ઇસ્લામ જગતના ઇતિહાસનું અવલોકન કરતાં જોઇ શકાય છે

કે, તે સમયના મુસલમાનો જે જે પ્રકારના સદ્દગુણોથી વિભૂષિત હતા, તેથી જગતના પ્રાચિન અથવા વર્તમાન કોઇપણ જાતિની સાથે તેમનો મુકાબલો થઇ શકતો નથી. બહુવેગથી ચાલનારી સ્ટીમરો સમુદ્રમાં જે પ્રકારે મહાસાગરના તરંગોને તુચ્છ ગણીને પોતાના ગંતવ્યપથે તેવાજ વેગથી આગળ વધતી જાય છે, તેમ ખલીફા અબ્દુલ માલિકનું લશ્કર જાજાવર અને બાર્બર જાતિના એકઠા મળેલા લશ્કરનો નાશ કરતું કરતું પોતાના ગંતવ્યપથે અગ્રેસર થતું હતું. સ્થીર પ્રતિજ્ઞાશાળી સેનાપતિ હસનના ગંતવ્યપથનો રોધ કરવા માટે અને તેને ઐશ્વર્યશાલીની નગરીઓના ધન, માલથી બેનસિબ રાખવા સારૂ બાર્બર લોકોની રાણી 'કાહિના' ની જયારે તે સઘળી ઉમેદો પડી ભાંગી ત્યારે તેણીએ પોતાના સઘળા આબાદ પ્રદેશને વેરાનમય કરી નાખવાનો નિશ્ચય કર્યો. સુશોભિત નગરીઓ જેમાં સંપૂર્ણ રીતે ધન-માલ ભરેલો હતો તેવો મુલક એવી ને એવી આબાદ હાલતે મુસલમાનોના હાથમાં ન જવા દેવો, આજ હેતુથી તે રાણીએ શહેરોની મોટી મોટી હવેલીઓ અને રમણિક સ્થળોનો નાશ કરાવી નાંખીને સઘળું જંગલ જેવું વેરાન કરાવી નાંખ્યું. જે જે ધન, માલ અને મૂલ્યવાન સામગ્રી તેઓ પર્વતો ઉપર ન લઇ જઇ શકયા તેનો નાશ કરાવી દીધો. સુંદર નગર, નગરીઓ અને બાગબગિચાનો નાશ કરાવી મૂકયો. જે પ્રદેશ એક સમયે અતૂલ સમૃદ્ધિ માટે વિખ્યાત હતો તે આ સમયે સ્મશાન જેવો થઇ ગયો. રોમન લોકો અથવા જેનસીરીક ધી વેન્ડાલ (Genseric the Vandal) એઓએ પહેલાં આ પ્રદેશના આ લોકોને મારી નાંખીને એઓનો નાશ કર્યો હતો.* આરબ ઐતિહાસકો આ વિષયમાં અજાણ્યા હોવાથી તેઓએ આ રાણીએ કરાવેલા નાશને પહેલવહેલો નાશ ગણ્યો છે. 'કાહીના' રાણીએ આ પ્રકારે જંગલી કામ કરીને કંઇ લાભ મેળવ્યો નહિ. તે ઠેકાણાના તમામ લોકોએ સેનાપતિ હસનને બોલાવ્યો અને તેનો આદરપૂર્વક સ્વિકાર કર્યો હતો.

આટલાસ પર્વતની તળેટીમાં એક ભયંકર લડાઇ થઇ તેમાં આરબોની સંપૂર્ણ ફતેહ થઇ. બાર્બર લોકોએ સંધિની માગણી કરવાથી, તેઓ

---

* આજ પ્રસિદ્ધ વેન્ડાલ રાજા, તેણે સ્પેનમાંથી આફ્રીકા જઈને પ્રથમ કાર્થેજ જીતી લીધું, પછી નૂમિડિયા, મોરોકકો, કાર્સિકા, સાર્દિનીયા અને બાલિયારિક બેટો જીતીને, આફ્રીકામાં રાજ્ય સ્થાપન કર્યું હતું. તેણે ઈ. સ. ૪૫૫ માં ઈટાલી ઉપર હુમલો કરીને રોમ લુટયું હતું. તે ઈ. સ. ૪૦૬ માં સેવિલેમાં જન્મ્યો હતો અને ઈ. સ. ૪૭૭ માં મરણ પામ્યો હતો.

(ડીકશનેરી ઓફ યુનિવરસલ ઈન્ફરમેશનનું પાનું ૫૩૮ જુઓ.)

૨૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કરથી મુસલમાનોને મદદ કરે એવા કરારથી સંધિ થઇ. આ સંધિ થવા પછી બાર્બર જાતિમાં દ્રુતગતીથી ઇસ્લામ ધર્મનો પ્રચાર થવા માંડયો; પણ દુર્ભાગ્ય બળે તે સમયમાં ખારજી લોકોએ આફ્રિકામાં પ્રવેશ કર્યો હતો એટલે તેમના સાંકડા વિચારોના સ્વરૂપવાળો ઇસ્લામિક મત અને ધર્માંધ વિચારો તથા અનૂદાર અને પ્રતિક્રિયાસૂચક ધર્મમત બાર્બર લોકોને એટલા માટે વધારે પસંદ પડયો કે જેમ બાર્બર લોકો દમાસ્કસના ખલિફાપ્રતિ સંપૂર્ણ દુશ્મનાઇથી જોતા હતા તેજ પ્રમાણે ખારજીઓપણ દમાસ્કસના ખલીફાના કટ્ટા દુશ્મન હતા; એટલે આ બેઉ વર્ગના વિચારો સહેલાઇથી એક થઇ ગયા. ખારજીઓ બે વિભાગમાં વહેંચાઇ ગયેલનું આપણે આગળ જોઇ ગયા છીએ (૧) Theocrats અને ( ૨ ) Separists. આ બેઉ વિચારવાળાઓને ખલીફા અબ્દુલ માલેકે હાંકી કહાડયા હતા. તેઓ આફ્રિકા જઇને બાર્બર અને અસભ્ય જાતિના લોકોના નેતા તરીકે ગણાયા. એ પછી આફ્રિકામાં જે મોટી ભયંકર લડાઇઓ થઇ તે મુખ્ય કરીને ખારજીઓના શિક્ષણથીજ થઇ હતી.

## હાજ્જાજનું વર્ણન.

યુસુફનો પુત્ર હાજ્જાજ એક વખતે હિજાજનો શાસનકરતા હતો. પાછળથી ખલીફા અબ્દુલ માલેકના પ્રતિનિધિ સ્વરૂપે ઇરાક, સેજીસ્તાન કેરમાન અને ખોરાસાનનું શાસન ચલાવવા લાગ્યો.:પહેલાં કાબુલ અને ટ્રાન્સોકસીઆનાનો કેટલોક ભાગ ખોરાસાનના નામથી ઓળખાતો હતો. હાજ્જાજના સખત જુલમથી સઘળા પ્રદેશના લોકોએ બળવો ઉઠાવ્યો હતો; તેમાં અલ આશાદનો પુત્ર અબ્દ રહેમાન વિદ્રોહિ બનીને ખલીફા અબ્દુલ માલેકનું સિંહાસન પર્યંત લઇ લેવાને તૈયાર થયો હતો; પણ હાજ્જાજના લશ્કરમાં બહુ માણસો હોવાથી લોકવર્ગ હારીને શાંત થઇ ગયા હતા. હાજ્જાજ જે સમયમાં હિજ્જાજનો શાસનકર્ત્તા હતો તે સમયે મદિનાના લોકો ઉપર પીડા કરીને હજરત પેગંબર (સ.અ.વ.)ના વંશજો પ્રતિ બહુ અનાચાર બતાવ્યો હતો. તેણે એક સમયે એવો વિચાર કર્યો હતો કે મદિનાનો સદંતર નાશ કરી તેનું નામ નિશાન પણ ન રાખવું. ઇરાકમાં લાંબો સમય સત્તા ભોગવતાં ખોટી લડાઇયોમાં જોડાઇને એક લાખ પચાસ હજાર માણસોનો નાશ કરાવ્યો હતો. તેઓમાં કેટલાક જાણીતા માણસો પણ હતા. હાજ્જાજના મરણ વખતે પચાસ હજાર લોકો કારાગ્રહમાં સખત દુઃખ ભોગવતાં ભોગવતાં જુલમી શાસનકરતાને શ્રાપ દેતાં હતાં. આ સાર્વજનિક હત્યાકાંડના માટે મી૰

સીહલ્ટ લખી ગયો છે કે "આ મરણોથી આરબોના ઘણા ઉપયોગી માણસો મરાઇ ગયા હતા. અને અનેક પરિમાણે આરબોની શક્તિનો લોપ થયો હતો."

ખારજી સંપ્રદાયનો વિનાશકારી 'મુહાલીબ, હાજ્જાજના તાબામાં ખોરાસાન વિભાગનો ગવર્નર હતો, તે ઇ. સ. ૭૦૩ માં મરણ પામ્યો. તેના મરણથી આરબ કવિઓ દુઃખી થઇને ગાઇ ગયા છે કેઃ–" તેના મરણની સાથે સાથે સદાશય અને બંધુતા પણ મરી ગઈ હતી." તેના મરણ પછી તેનો પુત્ર યજીદ એ પદે મુકરર થયો હતો. યજીદ સાથે હાજ્જાજ થોડા દિવસ ઠીક ચાલ્યો હતો.

## ખલીફા અબદુલ માલેકનું ચરિત્ર.

ખલીફા અબ્દુલ માલેક ૮૬ હીજરીમાં ૬૨ વરસની વયે મરણ પામ્યો. તે પોતાના વખાણની કવિતાઓ ઉપર બહુ વાહાલ બતાવતો. અર્થ–લાલસા અને નિષ્ઠુરતા એ મોટા દુર્ગુણો તેનામાં હતા. પ્રસિદ્ધ ઐતિહાસિક મસુદી લખી ગયો છે કેઃ–" તેના તાબાના શાસન કરનારાઓ, તેનું અનુકરણ કરીને વૃથા રક્તપાત કરવાને ચહાતા નહોતા." એવું કહેવાય છે કે અબ્દુલ માલિક ખલીફા હોવા પહેલાં ઘણો ધાર્મિક અને સારાં આચરણવાળો હતો. એક દિવસ પોતે પવિત્ર કોરાનેશરીફ પડતો હતો તે વખતે તેણે સાંભળ્યું કે તે પોતાના પિતાના મરણ પછી ખલીફાપદે મુકરર થયો છે. આ સાંભળતાં વાંતજ " હે કુરાન ! તારા સાથે આ છેલ્લી સલામ !" એટલું કહીને કુરાને શરીફને મૂકી દીધું. આખ્યાઇકા લખનારાઓ લખી ગયા છે કેઃ–" ઇસ્લામમાં વિશ્વાસઘાતકનાં બીજ પ્રથમ એણેજ રોપ્યાં હતાં." પહેલાં ઠરાવ હતો કે પ્રજાવર્ગ પોતાની દરેક જાતની અડચણો ખલીફાને જણાવી શકતો, પણ આના સમયમાં આ નિયમ બંધ થયો હતો. તેણેજ પ્રથમ નિયમ ઠરાવ્યો હતો કેઃ–" ખલીફાઓને ન્યાયની બાબતમાં કોઇ સલાહ આપી શકે નહિ. " વળી બીજો એવો પણ નિયમ ઠરાવ્યો હતો કે " કોઇ પણ માણસ મને ખુદાની બીક વિશે કે નિરપેક્ષતાના સંબંધે બોધ આપશે તેનું માથું કપાવી નાંખીશ." તેનું ચરિત્ર ફ્રાન્સના રાજા Charlemagne ના ચરિત્ર જેવું હતું. પોતાના વંશના સ્વાર્થ માટે તે ધર્મના ભયથી બીતો નહોતો કે સદ્વિચારની પરવા કરતો નહોતો અને પોતે સાહસી, ઉત્સાહી, દૃઢપ્રતિજ્ઞ અને ઉચ્ચાભિલાષિ છે એવું કહીને પોતાનો હેતુ પાર પાડવામાં કોઇ પણ રીતે પાછો પગ કરતો નહોતો. આટલું બધું હોવા છતાં તે ફ્રાન્સના રાજા Charlemagne કરતાં ઓછો ઘાતકી હતો. આ રાજાએ જે પ્રકારની નિષ્ઠુરતાથી ફ્રીશીઆન અને સેકસનોની હત્યા કરી

હતી, ખલીફા અબ્દુલ માલિકે એવા પ્રકારની નિર્દયતામાં કદિ હાથ નાખ્યોજ નથી. ચારલમેગીની અને રૂશીયાના સમ્રાટ્ પીટર ધી ગ્રેટ આ બે જણની નિર્દયતા સાથે અબ્દુલ માલેકની નિર્દયતાને સરખાવવામાં આવે તો અબ્દુલ માલિક ઉપરના બેઉ કરતાં દયાળુ કહેવાશે. મોસાબ અને અબ્દરરહેમાનના તાબાના વિદ્રોહીઓ સાથે યુદ્ધમાં જોડાવા પહેલાં ખલિફા અબદુલ માલિક તેઓની સાથે વારંવાર સંધિના સંદેશા ચલાવતો હતો. સ્વવંશના સ્વાર્થ માટે અને તેની સત્તા મજબુત કરવા સારૂ તે વારંવાર નિર્દયતા બતાવતો. એરાકનો શાસનકર્તા હાજ્જાજ નિરપરાધી લોકોના ઘાતકી રીતે જીવ લેતો તેના માટે ખલિફા અબદુલ માલિક વારંવાર મના કરતો હતો; તેમ છતાં એ પ્રકારની નિર્દયતાના જોખમમાંથી તે પોતે કોઇ પણ રીતે છુટી શકતો નથી. ખલિફા અબદુલ માલિકના વખતમાં પહેલ વહેલી ટંકશાળ ખોલવામાં આવી હતી. તેના પછીના શાસનકરનારા સિક્કાની કિમ્મત બરાબર રાખતા અને કોઇ પણ કૃત્રિમ સિક્કો ન ચલાવે તેના માટે બહુ દેખરેખ રાખતા હતા. છુપી રીતે કોઇ રાજ્યનો સિક્કો બનાવવા પ્રયત્ન કરતો તેને સખત સજા કરવામાં આવતી. ખલીફા અબદુલ માલિકના સમય સુધી સરકારી હિસાબ અને ખાતાં પતરાં ઇરાની કે ગ્રીક ભાષામાં લખાતાં હતાં; આથી બહુ અગવડ આવવાથી ખાતાં પત્રાં આરબી ભાષામાં લખવાનો ઠરાવ કર્યો.

ખલિફા અબ્દુલ માલિકે પોતાના મરવા પહેલાં થોડા દિવસે પોતાના પુત્ર વાલીદના માટે દમાસ્કસનું સિંહાસન મુકરર કરવાના ઇરાદાથી પોતાના ભાઇ અબ્દુલ અજીજને તેણે પોતાનો હક કાહાડી નાંખવા માટે બહુ લોભમાં નાંખ્યો; પણ અબ્દુલ અજીજ કોઇ રીતે પોતાનો હક મૂકી દેવા માટે કબુલ થયો નહીં. આ ઘટના પછી થોડાજ દિવસમાં અબ્દુલ અજીજ મરણ પામ્યો એટલે વાલીદ નિર્વિઘ્ને દમાસ્કસના સિંહાસનનો ધણી થયો.

આ વખતે કોન્સ્ટાન્ટીનોપલમાં પેગોનેટસનો બીજો પુત્ર જસ્ટીનીયન બીજો શાસન કરતા હતો. બીજો જસ્ટીનીયન નિર્વાસનમાંથી પાછા ફરતાં ઘણાઓએ તેને કહ્યું કે હવે શત્રુઓને માફ કરો. તેના ઉત્તરમાં તેણે કહ્યું હતું કેઃ—“ શું માફની વાત કરો છો ? કદી હું મરણની પથારીમાં હોઉં અને સર્વ શક્તિવાન ખુદા મને લાખો દુઃખમાં ફેંકી દેવા તત્પર હોય તથાપિ હું મહારા દુસ્મનનું માથું કાપી નાંખતાં પાછું પગલું ન કરૂં.”

# પ્રકરણ ૯ મું.

## હાકામ વંશીય-ખલીફા વાલીદનો શાસનકાળ.



હીજરી ૮૬ થી ૯૬, ઇ. સ. ૭૦૫-૭૧૫.

જ્યારે વાલીદ દમારકસની ગાદી ઉપર બેઠો, ત્યારે હાજ્જાજ પણ પૂર્વ પ્રદેશોનો શાસનકરતા હતો. તેણે મુહાલીબના પુત્ર યજીદ પાસેથી ખોરાસાનની ગાદી ખુંચવી લઇને તે જગાએ મોધારાઇટ વંશના 'કોતેબા' નામના એક:મુખ્ય માણસને મુકરર કર્યો. આ કોતેબા એક કુશળ યુદ્ધ વિદ્યાશાળી બાહાદૂર સેનાપતિ હોવા છતાં અનેક યુરોપી સેનાપતિ માફક પાષાણ હૃદયનો ઘાતકી હતો. સગેડીયન જાતિ ઓકસ નદિની ઉત્તર તરફ મધ્ય એશિયાના સઘળા દેશોમાં મુસલમાનો સાથે શાંતિથી વાસ કરતી નહોતી. અને તેઓ મુસલમાન વતનીયો પ્રતિ કોઇ પ્રકારનો અત્યાચાર કરતા નહોતા. તેઓ મુસલમાનોના સ્વાર્થના સંરક્ષણ માટે મુખ્ય મુખ્ય શહેરોમાં મુસલમાન પ્રતિનિધિઓ રાખવાને કબુલ થયા હતા; પણ એ દેશોની શાસનસત્તા ઉપરથી યજીદને ખસેડવામાં આવ્યો તેથી, તેઓ પોતાની અસલ સ્વતંત્રતા પાછી મેળવવા તત્પર થયા. તેઓ સઘળાઓ એકદમ એકત્ર થઇને આરબોની વિરૂદ્ધમાં વિદ્રોહી તરીકે બહાર પડ્યા અને પ્રતિનિધિઓને ખસેડીને મુસલમાન નિવાસીઓને મારી નાંખ્યા. આ પ્રકારે આફ્રિકા અને મધ્ય એશિયાના લોકોએ વિદ્રોહ મચાવીને મુસલમાનોને કષ્ટ આપ્યું હતું. દશ વરસ (૭૦૫-૭૧૫) સુધી અખંડ લડાઇમાં બેઉ પક્ષનાં બહુ માણસો મરવા પછી શાસન કર્ત્તા 'કોતેબા'એ કાશગડની સીમા સુધીનો સઘળો મધ્ય એશિયા પોતાના તાબામાં કરી લીધો હતો.

ઘણું કરીને એજ સમયમાં મેકરાનના શાસનકર્ત્તા મહમ્મદ કાસમ, સિંધ અને બલુચિસ્તાનના લુટનકારી લોકોના જુલમથી હિંદુસ્તાન તરફ ગયો, અને એનાજ પરિણામે સિંધુ દેશ, મુલતાન અને પંજાબનો કેટલોક ભાગ ઇસ્લામ સામ્રાજયમાં જોડાયો. હીજરી ૮૯ થી ૯૬, ઇ. સ. ૭૦૮-૭૧૫.

ખલીફા વાલીદના વખતમાં તેનો ભાઇ ઉમ્મિયાવંશી વીર, 'માસલામા' એશિયામાઇનરમાં મોસ્લીમ લશ્કરનો મુખ્ય સેનાપતિ હતો. વાલીદનો પુત્ર અબ્બાસ એક દળ લશ્કર સાથે હમેશાં માસલામાની મદદમાં રહેતો હતો. આ એકઠી થયેલી શક્તિની સહાયથી તેઓ અનેક સ્થાન જીતી લેવાને શક્તિવાન થયા હતા. એશિયા માઇનરનો ઘણું કરીને સઘળો વિભાગ આરબોના હાથમાં આવ્યો હતો.

૮૯ હિજરીમાં ખલીફા વાલીદે પોતાના પિતરાઇ ભાઇ અબ્દુલ અજીજના પુત્ર ઉમ્મરને હિજાજનો શાસનકર્ત્તા ઠરાવ્યો. ઉમ્મરે મદિના આવતાં વાંતજ ત્યાંના વ્યહવાર કુશળ શાસ્ત્રજ્ઞ અને પ્રધાન વર્ગમાંથી અમુક પુરૂષોની ચુંટણી કરીને એક મંત્રણા સભા ઠરાવી અને હુકમ કરાવ્યો કે, "મંત્રણા સભાના મેમ્બરોની અનુમતિ વગર શાસન-સંક્રાંતનું કોઇ પણ કામ થઇ શકશે નહિ." ખલીફા યજીદ અને અબ્દુલ માલેકના સમયમાં એ પવિત્ર નગરીનું જેજે અનિષ્ટ થયું હતું, હમણાં તેની નુકશાની પુરી કરવા પ્રયત્ન થતો હતો. તેણે રાજકીય કાર્યને માટે અસંખ્ય હવેલીઓ, નવીન નહેરો અને હિજાજ પ્રદેશના: મોટાં મોટાં શહેરોથી મદીના નગરી સુધી સુંદર રસ્તા બંધાવીને મકકા અને મદિનાની હાલતમાં મોટો સુધારો કર્યો હતો. ઉમ્મર મધ્યપંથીના દળનો મનુષ્ય હોવા છતાં બહુ દ્રઢ પ્રતિજ્ઞાવાળો હતો અને રઇયત વર્ગના ભલા માટે હમેશાં આતૂર રહેતો હતો. તેના શાસન સમયમાં સઘળા વર્ગના લોકો:શાંતિથી જીવન ગુજારતા હતા.

એરાકના કેટલાંએક લોકો હાજ્જાજનો જુલમ:નહિ સહન કરી શકવાથી અને ઉમ્મરના રાજ્યમાં અતીવ સુખ-શાંતી સાંભળીને હિજાજમાં વસવા આવ્યા હતા. આ ઘટનાથી હાજ્જાજ ક્રોધે ભરાયો અને ખલીફા વાલીદ પાસે ઉમ્મરના વિરૂદ્ધમાં અભિયોગ રજુ કર્યો. અબ્દુલ માલિકની માફક વાલીદ પાસેપણુ હાજ્જાજ માનીતો હતો એટલે તેના ષડયંત્રનું પરિણામ સફળ થયું અને હિજ્જાજના અસંખ્ય લોકોની વિલાપ ધ્વનીની ઉપેક્ષા કરીને ખલીફા વાલીદે હીજરી ૯૨ માં ઉમ્મરને હિજ્જાજ પ્રદેશમાંથી બરતરફ કર્યો.

ઘણું કરીને એજ સમયમાં મુહાલીબનો પુત્ર યજીદ અને તેના બીજા ભાઇયો સાથે હાજ્જાજના હુકમથી કારાગ્રહમાં પડયા હતા અને ત્યાં તેમને બહુ દુ:ખ દેવામાં આવતું હતું; પણુ તેઓ કોઇ પણ ઉપાયે કરીને આ અત્યા-

ચારીના જુલમમાંથી નાસી જવાને સમર્થ થયા. ખલીફા વાલીદના ભાઇ સોલેમાને તેમને આશ્રય આપ્યો હતો.

## આફ્રિકા વિજય ( ૮૯ હીજરી. )

આફ્રિકાની પેલી શક્તિશાળી સ્ત્રી ( કાહાની ) ના મરણ પછી શાસનકર્ત્તા હસને કાંઇક શાંતિ અને નિરાપદે દેશ શાસન રાજ્ય કર્યું હતું પણ હીજરી ૮૯ માં તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને નાસીરના પુત્ર મુસાને તે જગાએ નિયુકત કર્યો. ખલીફા માવીયાના શાસનકાળે મુસાનો પીતા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ હતો, તે સિફ્રિનની લડાઇમાં હજરતઅલીની વિરૂદ્ધમાં યુદ્ધ કરવાને અસન્મત હતો: એટલા ઉપરથી માવીયાએ તેના ચરિત્રબળથી સંતુષ્ટ થઇને તેને વિશેષ સન્માન આપ્યું હતું. નવા શાસન કરનારના ઉધમ અને સાહસથી પૂરતી રીતે જાણીતા થવા પહેલાં ભૂત–પૂર્વ શાસનકરતા હસનના જવા પછી બાર્બર લોકોએ ફરીથી વિદ્રોહ આરંભ્યો. વિરશ્રેષ્ઠ મુસાએ પોતાના બે પુત્રોની સહાયથી એકઠા થયેલા બાર્બર લોકોને હરાવીને તેને શીખવનારા ગ્રીક લોકોની ચોકડીને વીખી નાંખી અને સઘળા દેશમાં શાંતિ સ્થાપન કીધી. બાર્બર લોકોના સરદારો સાથે પ્રીતિ મેળવવા સારૂ તેઓને રાજ્યના કાર્યમાં નિયુકત કરીને તેઓને ઉત્સાહિત કર્યા હતા. ઇસ્લામની રીતી નીતીનું શિક્ષણ દેવા સારૂ ચારે તરફ ધર્મોપદેશકો મોકલીને થોડા સમયની અંદર સઘળી બાર્બર જાતિ પવિત્ર ઇસ્લામ ધર્મે દિક્ષિત થઇ. ભૂમધ્ય સાગરના સઘળા દ્વીપોમાં રહીને રોમન લોકો પાસેના પ્રદેશના મુસલમાન વતનીયોને પીડા કરતા હતા. આ સઘળા બેટો જીતી લેવાની ઇચ્છાથી મુસાએ એક લશકર મોકલ્યું હતું. આથી મેજરકા, મિનર્કા અને ઇવિસા બેટો મુસલમાનોએ જીતી લીધા હતા અને મુસલમાનોના હાથમાં આવવા પછી આ બેટોના લોકો બહુ સુખી થયા હતા. આરબોએ બીજી જગ્યોની માફક મોટી મોટી હવેલીઓ બંધાવીને તથા શીલ્પકાર્યનો વિસ્તાર કરીને અને અન્યાન્ય હિતકર ઉપાયોદ્વારા આ સઘળા બેટોની શ્રીવૃદ્ધિ:અને ઉન્નતિ કરી હતી. મુસા અને હાજ્જાજ સરખા રાજ પ્રતિનિધિઓ હોવા છતાં મુસા, હાજ્જાજના કરતાં ડાહ્યો પ્રતિનીધિ અને યુદ્ધવિધાનો કુશળ સેનાપતિ હતો. મીસરની પશ્ચિમની હદથી આટલાંટીક મહાસાગરના પશ્ચિમ કિનારા સુધીનો તમામ પૂર્વવિભાગ મુસાના અધિકારમાં હતો. ફકતરોમ રાજ્યની તાબેદારી સ્વિકારનાર ગથીક વંશજપર સ્પેનના રાજાએ નિયુકત કરેલો કાઉન્ટ જુલીયન નામનો એક પુરૂષ સ્યુટા પ્રદેશમાં

રાજ કરતો હતો. ભૂમધ્ય સાગરની પશ્ચિમના બેટો એ સ્યુટા પ્રદેશના તાબામાં હતા પણ આ સ્યુટા અને અન્ય એક નવું સામ્રાજ્ય જલદીથી ઇસ્લામના સ્વાધિને આવ્યાની તવારીખ અમો નીચે આપીએ છીએ.

---

## ગથિક રાજાઓના શાસનકાળમાં સ્પેન દેશના લોકોની હાલત.

જે સમયે આફ્રિકાવાસિઓ પવિત્ર ઇસ્લામવર્ગે દીક્ષિત થઇને મુસલમાન શાસનકર્ત્તાના ન્યાય વિચારે દ્રુતગતિમાં ઉન્નતિમાર્ગે આરોહણ કરીને યાવતીય સુખ સમૃદ્ધિનો ઉપભોગ કરતા હતા; બરાબર તે સમયમાં, પાડોશમાં આવેલા સ્કેન્ડીનેવીયા ( સ્પેન અને પોર્તુગાલ )ના દ્વીપકલ્પના લોકો ગથ રાજાઓના કઠોર રાજશાસન નિચે અત્યંત પીડા પામીને પોકાર કરતા હતા. ગથ રાજાઓના કચરી નાખનારા શાસનયંત્રમાં એ દેશના લોકોની અવસ્થા શોચનિય થઇ પડી હતી. ધનવાન અને મુખ્ય મુખ્ય લોકો પાસેથી કોઇપણ જાતનો ટેકસ લેવામાં આવતો નહોતો. ફકત ગરીબ લોકો તથા વચલા વર્ગના લોકોજ હમેશના ટેકસના બોજા નીચે કચરાઇ મરીને દારિદ્રતા યુકત ધ્વંશ પ્રાપ્ત હાલતે આવી પહોંચ્યા હતા. બજારમાં વેચાતી સઘળી વસ્તુઓપર જકાતનો મોટો બોજો નાંખવાથી, શિલ્પ અને વેપાર રોજગારના મૂળમાં કુહાડો મારવા જેવું: થયું હતું. સ્પેનદેશમાં મુસલમાનોને હાંકી કહાડવા પછી વર્તમાન સમયમાં એ દેશ જેવી અધમ અવસ્થામાં આવી પડયો છે, ગથ રાજાઓના સમયમાં પણ આખો દેશ બરાબર તેવીજ અધમ અવસ્થામાં હતો. ધર્મોપદેશકો અને મુખ્ય મુખ્ય લોકોના અધિને આખો સ્પેનદેશ ક્ષુદ્ર ક્ષુદ્ર અંશમાં વહેંચાઇ ગયો હતો. એ સઘળા ધર્મોપદેશકો અને મુખ્ય મુખ્ય લોકો રાજમહેલ જેવી સુંદર હવેલીઓમાં નિવાસ કરીને નાના પ્રકારનાં દુષ્કાર્યદ્વારા જીવન પસાર કરતા હતા. વાંચનાર! શરમ ભરેલાં આચરણોનું વર્ણન વધારે સહેલી ભાષામાં કરવું ઉચિત નથી. ખેડુત વર્ગની હાલત પાયમાલ થઇ પડી હતી. " આ માહારૂં છે " એવા પ્રકારની આશાજ તે લોકોની લોપ થઇ ગઈ હતી. એવા પ્રકારની કલ્પના કરવાનો હક્ક પણ તેઓના પાસેથી ખૂંચી લેવામાં આવ્યો હતો. જેઓની આવા પ્રકારની આશાઓ લોપ થઇ ગઇ છે એવા કૃષિ પરિદર્શક કર્મચારીઓ સોટીઓના મારથી જર્જરિત થઇ ગયા હતા. ખેતીનું કામકાજ આવી કંગાળ સ્થીતિમાં આવી પડેલા ભૃત્ય, અને ગુલામ કરતાં પણ ઉતરતી પં-

કિતના લોકો પાસે કરાવવામાં આવતું; એટલે ખેતી તદ્દન અધમ અવસ્થામાં આવી પડી હતી. હવે ઉપર બતાવેલા ભૃત્યો અને ગુલામોની અવસ્થાનું કાંઇક વર્ણન વાંચકવર્ગ પાસે રજુ કરવાનું યોગ્ય ગણીએ છીએ. આ ભૃત્યો, અને દાસવર્ગ મરણપર્યંત મૂક્ત થઇ શકતા નહોતા. કોઇ પણ પ્રકારના સુખ સ્વચ્છંદતાનો ઉપભોગ કરી શકતા નહોતા. તેઓ કોઇપણ વસ્તુને "આ માહારી છે" એવી કલ્પના પણ કરી શકતા નહોતા; એટલુંજ નહિ પણ શેઠની રજા સિવાય પરસ્પરમાં લગ્ન સંબંધ પણ કરી શકતા નહોતા. જો કોઇ પાડોશી શેઠો માંહેનો એક પુરૂષ, દાસના બીજા શેઠના સ્ત્રી નોકર સાથે વિવાહ કરવામાં આવતા તો તેઓનાથી ઉત્પન્ન થયેલાં સંતાનો બેઉ શેઠો સમભાગે વહેંચી લેતા હતા. તેઓ આ સઘળા વિષયોમાં ઘણીજ હીણુ અવસ્થામાં આવી પહોંચ્યા હતા અને સર્વ પ્રકારના શિક્ષણના સૂવિમલ પ્રકાશથી બેનસીબ રહીને તેઓનું હૃદયમંદિર નાના પ્રકારના કુસંસ્કારથી કલૂષિત થઇ ગયું હતું.

---

## મુસલમાનોનું સ્પેનમાં પહેલું પગલું.

સ્પેન દેશમાં યાહુદિઓની વસ્તી હતી, પણ તે સઘળા યાહુદિઓ ત્યાંના રાજા, ધર્મોપદેશકો અને મુખ્ય મુખ્ય શ્રીમંત લોકોના જુલમથી અત્યંત દુઃખમાં દિવસ ગુજારતા હતા. આખરે જ્યારે જુલમ નહિ સહન થઇ શક્યો ત્યારે વિદ્રોહનો વાવટો ઉભો કીધો. પણ કોઇ ઉપયુક્ત નેતા નહિ મળવાથી શોચનિય રૂપે પરાજીત થયા હતા. તેઓનાં ધનમાલ અને જંગમ મિલ્કત મળીને સઘળુ દ્રવ્ય દંડ સ્વરૂપે લૂટી લેવામાં આવ્યું અને સઘળાઓને હમેશના માટે ગુલામી અવસ્થાનો સ્વિકાર કરાવ્યો. યુવક, વૃદ્ધપુરૂષ અને સ્ત્રી, સઘળાંને દાસ–દાસી સ્વરૂપે ક્રિશ્ચિઅનોના હાથમાં સોંપવામાં આવ્યાં હતાં. વૃદ્ધ માણસોના પ્રતિ પોતાનો ધર્મ પાળી શકવાની દયા બતાવવા છતાં સઘળા બાળક અને યુવકોને ખ્રિસ્તિ ધર્મમાં આવવાની ફરજ પાડવામાં આવી હતી. કોઈ પણ યાહુદી, પોતાના સંપ્રદાયની કોઇ પણ સ્ત્રી સાથે વિવાહ કરી શકશે નહિ. એવો ઠરાવ કરવામાં આવ્યો હતો પણ યાહુદી દાસની સાથે ખ્રિસ્તિ દાસીને વિવાહ કરી શકવાની છૂટ આપવામાં આવી હતી. સ્પેન દેશના કરતા હરતા ધર્મોપદેશકોએ યાહુદી લોકોને આવા પ્રકારની સજા કરવાથી દરિદ્ર અને ધ્વંસ પ્રાપ્ત શહેરવાસી લોકો, નિરાધાર દાસદાસીઓ અને ઉત્પીડીત યાહુદીઓ સૌ પોત પોતાની મૂક્તિના માટે ચાતક પક્ષીની માફક ઉત્કંઠિત હૃદયે વાટ જોતાં હતાં. તેઓની આવા પ્રકારની વિપત્તિના સમયમાં

એક નહિ ધારેલી શક્તિએ કરીને તેઓનો ઉદ્ધાર થયો હતો. ધર્મોપદેશકો અને ગથ રાજાઓના જુલમથી દુઃખી થતા અને નાસી છૂટેલા લોકોએ જીબ્રાલ્ટરની સામી બાજુએ આવેલા મુસ્લીમ રાજ્યનો આશ્રય લેવાનું ધાર્યું હતું, એટલુંજ નહિ પણ રાજા અને ધર્મોપદેશકોની કચરી નાંખવાની રાજ-પદ્ધતિથી અનેક સ્પેનવાસીઓને, આફ્રિકાના મુસ્લીમ અધિકારે આશ્રય ગ્રહણ કરવાની ફરજ પડી હતી. સ્પેન દેશની આ પ્રકારની અફસોસ-કારક હાલતના વખતે આફ્રિકાનો શાસનકર્ત્તા મુસા હતો; અને રોડ-રીક ( Roderico ) આઇબેરીયન, સ્પેન અને પોર્ટુગાલનો રાજા હતો. આ રોડરીક, ત્યાંના પ્રથમ રાજા વીટઝા ( Witza ) ને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેને મારી નાંખીને ગાદી ઉપર બેઠો હતો. સ્યુ-ટર શાસનકરતા જૂલિયાનની દીકરી ફ્લોરિંડાના સાથે રોડરીકે ઘણોજ કનિષ્ટ વહેવાર ચલાવેલો તેથી જૂલીયાન તેના ઉપર બહુ ક્રોધે ભરાયો હતો. તેણે સ્પેનના જુલમથી નાસી જનારા લોકોને હાથમાં લઇને સ્પેન દેશનો ઉદ્ધાર કરવા સારૂ મુસલમાનોના બાહાદૂર સરદાર મુસાને સ્પેન દેશ જીતી લેવાને આમંત્રણ કર્યું. * બાહાદુર સરદાર મુસાએ ખલીફા વાલીદની રજાથી સ્પેનવાસીઓના આમંત્રણના ઉત્તરમાં જીયાદના પુત્ર તારીક નામના એક સાહ-સીક જુવાનને સ્પેન દેશના દક્ષિણ કિનારાનું અવલોકન કરવા માટે મોકલ્યો. +

---

* ઇબ્ને અલ આસીએ પોતાના પુસ્તકના ૪ થા ખંડના ૪૪૩ પાનામાં ગથિક રાજા રોડરીક અને ફ્લોરિંડાના વિષયમાં આ પ્રમાણે લખ્યું છે–વીટઝા મરી ગયો ત્યારે તેને બે પુત્રો હતા પણ સ્પેનવાસીઓ બેમાંથી કોઈને ગાદી આપવા રાજી થયા નહિ અને રોડરીક ગાદીપર બેઠો. રોડરીક સાહસી વીર પુરૂષ હતો પણ રાજવંશનો નહોતો. તે વખતે તેના તાબાના બીજા સ્પેન રાજ્યોમાં એવો નિયમ હતો કે રાજાની સેવા કરવા સારૂ તેઓના પુત્ર પુત્રીઓને ટોલેડો નગરીમાં રાજા પાસે મોકલવાં પડતાં. ત્યાં તેઓ રાજાની સેવા કરતા અને તેમને શિક્ષણ આપવામાં આવતું. તેઓના વય પ્રાપ્ત થતાં પરસ્પરમાં વિવાહ થતા. રાજા પ્રત્યેક વિષયની દેખરેખ રાખતો હતો. જ્યારે રોડરીક રાજા થયો ત્યારે સ્યુટા અને અલજીસીરાસ એ બે પ્રગણાના શાસનકરતા જુલિયાને પોતાની કન્યા ફ્લોરિંડાને રાજધાનીમાં મોકલી. રોડરીકે ફ્લોરિંડાના અનુપમ સૌંદર્યથી મોહિત થઇને તેની સાથે લગ્ન કરવા ઇચ્છા બતાવી. બાલિકાએ રાજાનો સઘળો દુર્વ્યહવાર પોતાના પિતાને લખી જણાવ્યો. આથી જુલી-આન બહુ ક્રોધે ભરાયો હતો. ઈબ્નો ખાલદૂન પણ પોતાના ગ્રંથના ૪ થા ખંડના ૧૧૭ પાનામાં બરાબર આજ પ્રમાણે વર્ણન કરે છે.

\+ તારીક અને તેનું લશ્કર, જીબ્રાલ્ટરની સામુદ્રધૂની ઓળંગીને માનીફ પર્વત તરફ આગળ વધીને ત્યાં ઉતર્યાં હતા, એટલાજ માટે એટલે સુધીના પર્વતને

આ કિનારાના વિભાગની પરીક્ષા કરતાં તે વિભાગ, ધારેલી ઇચ્છા પાર પાડવા માટે અનુકુળ જણાવાથી મુસાનો બહાદૂર સહાયક તારીક, પવિત્ર રજબ મહિનામાં ૭૦૦૦ માણસોના લશ્કર સહિત જીબ્રાલ્ટર તરફ રવાના થયો ( ૮ રજબ હીજરી ૯૨, બ્રહસ્પતિવાર તા. ૩૦ એપ્રિલ ઇ. સ. ૭૧૧ ). એ તારીકનાં નામ ઉપરથીજ જીબ્રાલ્ટરના વિભાગને 'જબલ ( ઉ ) તારીક' કહે છે. આ પર્વતને મુખ્ય સેનાનિવાસ માટે યોગ્ય સમજીને તેને કિલ્લા-દ્વારાએ સુરક્ષિત કરીને તે સમુદ્રપથે પાસે આવેલા અલજીસીરસ પ્રદેશમાં ઉતર્યો. આ પ્રદેશમાં આ વખતે રોડરીકની સત્તા નિચે થીયોડોમીર રાજ-સત્તા ચલાવતો હતો. જે સઘળા ગથ, તારીકના જવાના રસ્તામાં અટકાવ નાંખવાનો પ્રયત્ન કરતા હતા; તે સઘળા બાહાદૂર મુસલમાન વીર તારીક-ની તરવારથી કપાઇ ગયા અને તે પછી તારીક ટોલેડો તરફ રવાના થયો.

## મેડીનીયા સિડોનીયાનું યુદ્ધ.

( રમજાન ૯૨ હીજરી, સપટેંબર ૭૧૧ )

એવામાં મુસાનું મોકલેલું નવું લશકર યથા સમયે આવી પહોંચવાથી તારીકના લશકરમાં ૧૨૦૦૦ માણસો એકઠાં થયાં હતાં. રોડરીક આ વખતે રાજ્યના ઉત્તર વિભાગમાં વિદ્રોહ શાંત કરવામાં રોકાયેલો હતો. મુસલમાનોએ પોતાના રાજ્યને ઘેરી લેવાના ખબર સાંભળતાંજ તે તુરતા તુરત રાજધાનીમાં પાછો ફરીને:પોતાના તાબાના તમામ રાજાઓને લશ્કર સહિત કાર્ડોવામાં બોલાવ્યા. એ સમયમાં રાજકીય લશ્કર પણ મોટું હતું; તેમાં તાબાના રાજાઓનું લશ્કર મળવાથી રોડરીક પાસે ૧ લાખ માણસ એકઠું થયું હતું. મેડિનિયા સિડોનિયાની ઉત્તર દિશાએ 'ગ્વેડીલેટ' નદિના કાંઠે તારકનું મુઠીભર લશ્કર, રોડરીકના વિરાટ લશ્કર સામે બરાબરી કરવા ખડે પગે ઉભું રહ્યું ( ૯૨ હીજરી રમજાન ).

---

" જબલ તારીક " કહે છે. જે સમયે અબ્દુલ મામિન, સ્પેનના સિંહાસન ઉપર બેઠો ત્યારે તેણે એ પહાડ ઉપર એક નગર વસાવવાનું ફરમાવીને તેનું નામ જબલ-અલ-ફતહ રાખ્યું હતું; પણ આ નામ વધારે સમય સુધી પ્રચલીત નહોતું. સ્પેનના લોકો એને જબલ તારીકના નામથીજ ઓળખતા હતા. તારીક જબલ-અલ-ફતહ, પાસે ઉતર્યો હતો માટે તેને 'જબલ તારીક' કહેવું જોઇએ. રોડરીક, લશકર લઇને તારીકની સામે આવી પહોંચ્યો. હીજરી ૯૨ રમજાન માસની છેલ્લી બે રાત્રીએ 'સીડોનીયા' જીલ્લામાં આવેલા 'નહર ઉલ્લાક' નામની નાહાની નદીના કીનારે બેઉ લશકર સામસામે આવી પહોંચ્યાં. ૮ દિવસ સુધી ભયંકર લડાઈ ચાલી હતી. ( ઈબ્ને-અલ-અસિ ૪ થો ખંડ ૪૪૫ પાનું )

## રોડરીકનો પરાજય અને મૃત્યુ.

પ્રથમના રાજા વીટઝા (Witza)ના પુત્રો, રોડરીકના અન્યાયી વર્તનથી ગુસ્સે થઇને પ્રથમ હુમલા પછી તરતજ તેનો પરિત્યાગ કરીને ચાલ્યા ગયા હતા; તોપણ રોડરીકના તાબામાં સુશિક્ષીત અને કેળવાયલું લશ્કર બહુ મોટું હતું અને એ સઘળું લશ્કર એક અવિચળ પર્વતની માફક આરબોના લશ્કરને આગળ વધતાં અટકાવી શક્યું હતું. આખરે સેનાપતિ તારીક પોતે લશ્કર સહિત બાહાદૂરીથી શત્રુના લશ્કર ઉપર તૂટી પડયો. તેનો અટકાવ કરવા માટે ગથીક લશ્કર અસમર્થ નિવડવાથી, તેઓનો સંપૂર્ણ રીતે નાશ થયો અને રોડરીક યુદ્ધક્ષેત્રમાંથી નાસી જતાં ગ્વોડેલીટી નદિમાં પડીને મરી ગયો. મુસલમાનોના માટે આ યુદ્ધની ફત્તેહ બહુજ આવકારદાયક નિવડી હતી. સ્પેનવાસીઓ આરબોના પ્રતાપથી ડરીને ટોળેટોળામાં તેમની સાથે મળી જવા લાગ્યા.

સિડોનિયા અને કારમોના વગર અડચણે મુસલમાનોના તાબામાં આવ્યાં. રોડરીકના બાકીના લશ્કરે ઇસીજાનો આશ્રય લીધો હતો. તેઓ સામાન્ય રીતે મુસલમાનોના લશ્કરને અટકાવીને અંતે ઉપયુક્ત સંધિના કરારો કરી તાબે થયા.

---

## સ્પેન તાબે કરવું.

બાહાદૂર સેનાપતિ તારિકે તેના નાના લશ્કરને ચાર ભાગમાં વેહેંચીને એક ભાગને પોતાના સહાયક સેનાપતિની સરદારી નિચે કાર્ડોવા તરફ, બીજા ભાગને માલાગાર તરફ, ત્રીજા ભાગને ગ્રાનાડા તથા અલવીરા તરફ અને ચોથા ભાગને લઇને પોતે પુરતી ત્વરાથી ગથની રાજધાની ટોલેડો તરફ રવાના થયો. માલગા, ગ્રાનાડા અને કાર્ડોવા થોડી મહેનતે મુસલમાનોના તાબામાં આવ્યાં, અને થિયોડીમોના તાબાનો અલજીસારસ પ્રદેશ પણ મુસલમાનોના તાબામાં આવ્યો. ગથ રાજાઓ તારીકની ત્વરા ભરેલી સ્વારીથી મોટી ધાસ્તીમાં આવી પડ્યા હતા. આખ્યાઇકા લખનારાઓ લખી ગયા છે કે "આ મૂર્તિપૂજકોના હૃદયમાં કુદરતી રીતેજ બીક પેસી ગઇ હતી" ધનવાન, કીર્તિવાન અને મહત પુરૂષો તો મુસલમાનોને તાબે થતા અને તેમ નહીંતો નાસી જતા હતા. મુખ્ય ધર્મોપદેશકે રોમનો આશ્રય લીધો હતો. દેશના સાધારણ લોકો, યાહુદીઓ, ગુલામો અને દુકાળથી પીડાતા નગરવાસીઓ મુસલમાનોને પોતાના મૂક્તિદાતા ગણીને તેમને

અભિવંદન આપતા. સેનાપતિ તારીક ટોલેડો નગરમાં આવીને જોયું કે નગરવાસીઓ શહેરનો પરિત્યાગ કરીને ચાલ્યા જાય છે, એટલે નગરના રક્ષણ માટે થોડું મુસલમાન અને યાહુદીઓનું લશ્કર રાખીને ત્યાંના પ્રથમના રાજા વીટઝાના ભાઈ ઓપાસને, ત્યાંનો શાસનભાર સોંપીને પોતે ગથની પાછળ એસટોરગા ( Astorga ) ગયો એટલામાં આફ્રિકાના શાસન કરતા ૮૦ વર્ષની ઉમ્મરનો સેનાપતિ મુસા, પ્રતિહિંસા કે પ્રતિયોગીતાથી ઉત્તેજીત થઇને તેના પ્રખ્યાત નામધારી સહકારીનું બાકી રહેલું વિજય કાર્ય પૂરૂં કરવાની ઇચ્છાથી ૧૮૦૦૦ માણસોના લશ્કર સાથે સ્પેનમાં ઉતરી પડયો. તેનું આ સૈન્ય યમનવાસી અનેક પ્રખ્યાત આરબોનું અને હજરત પેગંબર ( સ. અ. વ. ) ના કેટલાએક નામવર સહચરોના વંશજોદ્વારા તૈયાર થયેલું હતું. બાહાદૂર મુસાએ જરા આગળ વધીને સેબિલ અને મેરિદા એ પ્રદેશોને તાબે કરવા પછી ૭૧૧ ની સાલમાં ટોલેડો નગરીમાં તેના સહાયક સેનાપતિ તારિકને મળ્યો. આ બે વિજયી સેનાપતિઓની પરસ્પર મુલાકાતે બેઉનું લશ્કર એક કરીને આરાગા તરફ આગળ વધ્યા. સારાગોસા, તારાગોના, બાર્સિલોના અને ઉત્તર તરફના અન્યાન્ય શહેરો ક્રમે કરીને સેનાપતી તારીક તથા મુસાએ જીતી લીધા અને બે વરસની અંદર પેરેનીઝ પર્વતની તળેટી સુધીના સઘળા સ્પેન દેશમાં મુસલમાનોનો વિજય વાવટો ઉડતો કર્યો. એના પછી કેટલેક વરસે તેઓએ પોર્ટુગાલ જીતીને તેને અલધારવ નામ આપીને એક જુદા પ્રદેશ તરીકે ઠરાવ્યો. ફકત એસ્ટુરીઆ પર્વતના અધિવાસી ખ્રીસ્તી સ્પાનીયાર્ડો મુસલમાનોનો અટકાવ કરતા હતા.

---

## બાહાદુર સેનાપતિ મુસાની કાર્યદક્ષતા.

આ વખતે મુખ્ય સેનાપતિ મૂસાએ ગ્યાલેસિયા પ્રદેશ જીતી લેવા માટે તારીકને મોકલી, પોતે ફ્રાન્સ તરફ ગયો અને સહજમાં ( Langwdoc ) પ્રદેશનો ગથિક અધિકાર હાથ કરી લીધો. આફ્રિકાના મુસ્લીમ પ્રતિનિધિ આ 'બાહાદૂર પુરૂષે' પીરીનીઝ પર્વત ઉપર ચડીને ચારે તરફ દૃષ્ટિ કરીને કહ્યું કેઃ—"હું આખો યુરોપ જીતી લઇશ!" અને જો તેને દમાસ્કસના ખલિફાની રજા મળી હોત તો તેમ કરતે પણ ખરો! યુરોપનો લગભગ સઘળો પશ્ચિમ ભાગ તેના હાથમાં આવી ચુકયો હતો. એ દેશના લોકોમાં એવી એકતા નહોતી કે પાછળથી એકસંપ થાય ને મુસાને નિરાશ થવું પડે. વળી અત્યાર સુધી તેઓની અંદર એવો કોઇ યોગ્ય રાજા પણ

થયો નહોતો કે જે સઘળા ખ્રિસ્તિઓને એક કરીને, મુસલમાનોની ઇચ્છામાં અડચણ નાંખી શકે. દમાસ્કસ ગવર્નમેન્ટની સતર્ક અને ભીતિવ્યંજક રાજનીતિએ આખો યુરોપ હાથ કરી લેવાના સુવર્ણ સુયોગનો નાશ થવા દીધો હતો અને એનાજ ફળે કરીને સ્પેન અને પોર્ટુગાલ સિવાયના સમગ્ર યુરોપને ૮૦૦ વરસ સુધી અજ્ઞાનના અંધકારમાં પડી રહેવું પડ્યું હતું. જે સમયે બાહાદુર સેનાપતિ મુસા ફ્રાન્સની દક્ષિણના વિભાગને જીતી લઇને ઇટાલીના રાજ્યમાં પ્રવેશ કરવાની કલ્પના કરતાં કરતાં સઘળા લશ્કરને યોગ્ય બંદોબસ્તમાં સજ્જ કરતો હતો, તેજ સમયમાં ખલીફા વાલીદના હુકમથી તેને પોતાની કલ્પના મુકી દેવી પડી હતી. એ વખતે સ્પેનના પર્વતવાસી ખ્રિસ્તિ લોકો જીવનની આશાનો પરિત્યાગ કરીને અસીમ સાહસે મુસલમાન લોકોને અટકાવતા હતા. તેઓને તાબે કરવા માટે બહાદુર સેનાપતિ મુસા તે તરફ આગળ વધ્યો. તેણે ગ્યાલેસીઆમાં પ્રવેશ કરીને ત્યાંના કિલ્લાઓ જીતી, શત્રુઓને અસ્ટુરિયાની ટેકરી તરફ હાંકી કહાડ્યા. લ્યુગોથી લશ્કર સહિત નિકળીને ચારે તરફથી વિદ્રોહીઓને ઘેરી લીધા. આ વૃદ્ધ પુરૂષની અદમ્ય શક્તિથી હતાશ્વાસ થઇને એક પછી એક એમ સઘળાં ખ્રિસ્તિ ટોળાં મુસલમાનોને તાબે થયાં. ફક્ત પિલાયો ( Pelayo ) નામના એક માણસે પોતાના કેટલાએક સહચર સાથે મુસલમાનોની તાબેદારી કબુલ કરી નહોતી. યુદ્ધવિદ્યામાં કુશળ અને ભવિષ્યનો યોગ્યાયોગ્ય વિચાર કરનાર સેનાપતિ મુસાએ પિલાયોની પૂંઠ પકડી હતી અને બેઉનું લશ્કર સામ સામે બહાદુરીથી લડતું હતું. લડાઇ લગભગ પુરી થવા આવી હતી. મુસલમાનોના વિજય ડંકાને લાંબી વાર નહોતી, એવામાં દમાસ્કસથી ખલીફા વાલીદનો મોકલેલો દૂત, સેનાપતિ મુસા અને તારીકને એકદમ દમાસ્કસ આવવાનો કાગળ લઇને આવી પહોંચ્યો. મુસા અને તારીકને દમાસ્કસ તેડાવવાનું ખલીફા વાલીદને ગમે તેવું જરૂરી કારણ હોય પણ આતો વગર શકની વાત છે કે એજ કારણે ઇસ્લામિક શક્તિનું ભિષણ અનિષ્ટ કર્યું છે. ભવિષ્યમાં જે શક્તિએ કરીને દક્ષિણ સ્પેનમાંથી મુસ્લીમ રાજ્યનો નાશ થયો હતો, તે શક્તિ પિલાયોનીજ હતી. મુસાના દમાસ્કસ જવા પછી પીલાયોએ પોતાને પર્વતમય પ્રદેશથી સુરક્ષિત કરીને તેજ શક્તિના બીજનું રોપણ કીધેલું હતું. બે બહાદુર સેનાપતિઓની ગેરહાજરીમાં આરબોનું લશ્કર સુક્ષ્મ વાતને સમજી શક્યું નહિ. તેઓ આ પર્વતવાસી ખ્રિસ્તિ ટોળાંને તૃણવત સમજતા હતા તેથી, તેમનું દમન કરવામાં આળસ રાખેલી; જેના પરિણામમાં તેમની સંખ્યા અને શક્તિ દિવસે દિવસે વધવા લાગેલાં. ઐતિ-

હાસિક મેકારી લખી ગયો છે કે, અગ્નીના એકજ તણુખાએ ભવીષ્યમાં પોતાની શકતીને વધારીને સ્પેનીય મુસ્લીમ શકતીને સળગાવી મૂકી હતી. જો ખુદાની મરજી હોત તો મુસલમાનો આ અગ્નીના તણુખાને ચોળી નાંખવાને શકિતવાન હતા. મુખ્ય સેનાપતિ મુસાએ સ્પેનનો પરીત્યાગ કરવા પહેલાં રાજયવ્યવસ્થા અને આવશ્યકીય સઘળાં કાર્યનો યોગ્ય બંદોબસ્ત કરેલો હતો. તેણે સેબીલ નગરીને આ નવા પ્રદેશની રાજધાની મુકરર કરેલી હતી. પોતાના પુત્ર અબદુલ અજીજને તેની રાજસત્તા સોંપી હતી. અબ્દુલા નામના પોતાના બીજા વીરપુત્રને ઇફ્રિકીયાનો શાસન કરતા ઠરાવ્યો હતો. અને સૌથી નાના પુત્ર અબ્દુલ મલેકને મોરકકોની રાજસત્તા આપી હતી, અને ટેંજીયર નગરને સમુદ્ર કાંઠાની રાજધાની ઠરાવીને અબ્દુસ સાલેહ નામના એક પુરૂષને દરિયાઇ લસ્કરનો સેનાપતિ ઠરાવ્યો હતો. આ પ્રકારે રાજ્ય શાસનનો સુબંદોબસ્ત કરીને, સર્વ નીતિવિશારદ મુસા મોટા લસ્કર સાથે દમારકસ રવાના થયો (ઇ. સ. ૭૧૪, હીજરી ૯૫).

---

## સ્પેનમાં આરબોની રાજ્ય વ્યવસ્થા.

આરબ લોકોએ સ્પેન દેશમાં અધિકાર કરવાથી આઇબિરિયન દ્વિપ-કલ્પની ઉન્નતિનો નવયુગ આરંભ થયો હતો. અઢારસો વરસની ભયંકર વિપ્લવતા પછી ફ્રાન્સને કેટલાએક થયેલા નુકશાનના બદલા સ્વરૂપ મળેલી સત્તાથી તે જે પ્રકારની ઉન્નતિના પગથીએ ચડવા માંડયું હતું તે પ્રકારે સ્પેન દેશ મુસલમાનોના તાબે થવાથી તેની સઘળા પ્રકારની સમાજોની ઉન્નતી થવા માંડી હતી. દેશના સત્તાવાળા લોકો અને ધર્મોપદેશકો, સાધારણ લોકોની પ્રતિ જે પ્રકારનો અમાનુષિક અત્યાચાર કરતા હતા, મુસલમાનોના શાસનકાળમાં આવા અત્યાચારો મુળમાંથી નાશ થયા હતા. અનેક રસ્તે લોકોનું નાણું ખેંચી લેવાતું. તેથી દેશની સાધારણ પ્રજા પાયમાલ થઇ ગઇ હતી અને શિલ્પવિદ્યા તથા વેપાર રોજગારનો નાશ થઇ ગયો હતો. ઇસ્લામીક સુશાસનથી એ સઘળી અર્થશોષણ નીતિ દૂર થઇ ગઇ હતી, અને દેશની આબાદી થઇ હતી. અનિયમિત અને કચરી નાખનારી કર લેવાની પ્રથાનો નાશ કરીને તેના બદલામાં ન્યાયસર ચિરસ્થાઇ કર લેવાનો નિર્ણય થયો હતો. મુસલમાનો સિવાય અન્ય ધર્માવલંબીઓ ઉપર પોલટેકસ અને ખેતીના ઉપયોગની જમીનના માટે સઘળા ધર્મના લોકો ઉપર સાધારણ કર મુકરર કરવામાં આવ્યો હતો. કર આપનારાઓની હાલત ઉપર પોલટેકસનું તાર-

તમ્ય ટકી શકતું હતું એટલે એનું પરિમાણુ બહુ સામાન્ય રાખવામાં આવ્યું હતું અને તે પણુ બાર મહિનાના બાર હપતાથી વસુલ લેવાની રીતી હતી. (આ પોલટેક્સનું પરીમાણુ ૧૨ દેરહામથી માંડીને ૪૮ દેરહામ સુધી હતું. ૧ દેરહામ ૧૦પેન્સ બરાબર હતો) તેમાં પણુ ધર્મપરાયણુ લોકો, સ્ત્રીઓ, બાળક, બાલીકાઓ, અપંગ, અંધ, પીડીત, સંન્યાસીઓ અને ગુલામોને પોલટેક્સ આપવો પડતો નહોતો. જમીનની ઉપજ ઉપર જમીનનો કર નક્કી કરવામાં આવ્યો હતો એટલે ખેતીને કાંઇપણુ નુકશાન થતું નહિ. જમીનમાં અનાજ ઉત્પન્ન થતું ત્યારે અમુક ભાગનું અનાજ કર તરીકે લેવામાં આવતું અને ઉપજ ન થતી તો કર લેવામાં આવતો નહિ. સ્પેનના વિજય વખતે જે જે સ્પેનીશ નગરો સાથે સંધિના કરારો થયા હતા; મુસલમાનોએ તે કરારો અતીવ વિશ્વસ્તતા અને ન્યાયપરાયણુતાથી પાળ્યા હતા. જે સઘળા ધર્મોપદેશકો અને મુખ્ય મુખ્ય માણુસો નાસી જઇને ગ્યાલીસીયાના વિદ્રોહીઓ સાથે મળી ગયા હતા, ફકત તેઓનીજ મિલ્કત જપ્ત કરી લેવામાં આવી હતી. જે કોઇ મુલક ઉપર આક્રમણુ કરતી વખતે સાધારણુ સૈન્યદ્વારા કે અમુક માણુસો દ્વારા સ્વભાવતઃ દેશવાસીઓની મિલ્કત ઉપર લૂટ ચલાવવામાં આવે છે પણુ સ્પેન વિજયના સમયે મુસલમાનોનું લશ્કર આવા પ્રકારનો કાંઇપણુ જુલમ ન કરે તેના માટે સખત બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. ગથ રાજાઓના નિર્દય વ્યવહાર અને નૃશંસ અત્યાચારથી લોકો પાયમાલ થઇ ગયા હતા, એટલે ઇસ્લામિક શાસનકાળ ચાલુ થતાં વાંતજ લોકોનાં ટોળેટોળાં ઇસ્લામ ધર્મમાં દીક્ષિત થવા લાગ્યાં હતાં. બહુ પિડા પામેલા અને જુલમથી નિરાશ થઇ ગયેલા યાહુદિ લોકોને કાંઇપણુ પ્રતિબંધ વિના પોતાના ધર્મમાં રહેવા દેવાની છૂટ આપવામાં આવી હતી. તેમ ખ્રિતિઓને પોતાનો ધર્મ સ્વતંત્રતાથી પાળવા દીધો હતો એટલુંજ નહિ પણુ તે લોકોનો ઇન્સાફ કરવા માટે તેમનીજ જ્ઞાતીનો ન્યાય કરનાર મુકરર કર્યો હતો. કોઇ પણુ માણુસને પોતાનો ધર્મ છોડવવા માટે પીડા કરવામાં આવતી નહોતી. દરેક પુરૂષ, સ્ત્રી કે બાળક-બાલીકા, પોતાના ધર્મ પ્રમાણે છુટથી ઉપાસના કરી શકતાં હતાં. આ પ્રકારની સર્વની સ્વતંત્ર ઇચ્છાનું પૂરી રીતે રક્ષણુ કરવામાં આવતું હતું. ખ્રીસ્તિઓ પાસેથી કર વસુલ કરવા માટે તથા તેઓની અંદર અંદરના ઝગડાઓનો ઇન્સાફ કરવા સારૂ તેનાજ ધર્મનો એક શાસનકર્ત્તા મુકરર કરવામાં આવ્યો હતો. રાજ્યના સાધારણુ અને મોટા હોદ્દાઓ મુસલમાન, યાહુદિ અને ખ્રિસ્તિઓને સમભાવે વહેંચી આપવામાં આવતા હતા. સ્પેનમાં મુસલમાનોની આવા પ્રકારની સમદર્શી શાસન

પ્રણાલીમાં હમણાંની વધારે સભ્યતાભિમાની જાતીઓને શિક્ષણ લેવા યોગ્ય અનેક વિષયો હતા. મુસલમાન શાસન કાળમાં સ્પેનની હમેશની ઉન્નતિમાં ગુલામોને મોટા દુઃખમાંથી છોડાવીને ઉન્નત અવસ્થામાં લાવી મુકવાની ઘટના સૌથી વધારે લક્ષમાં લેવા યોગ્ય છે. ગથ રાજાઓના વખતમાં તેઓની હાલત બોજો ઉઠાવનારા પશુ કરતાં પણ વધારે ખરાબ હતી અને મુસલમાનોના વખતમાં તેમની સ્થિતિ સભ્ય માણસોની હાલતે પહોંચી હતી. જે સઘળા શ્રીમંત ધર્મોપદેશકોની જમીનમાં, દાસ–દાસીઓ કામ કરતાં હતાં, તે જમીન મુસલમાનોના હાથમાં આવતાં વાંતજ મુસલમાનોએ આ દાસ–દાસીઓને મૂકત કરીને તેઓ જે જે જમીન ખેડતાં હતાં તે તે જમીનનો તેઓને હંમેશના માટે અમુક ગણોત મુકરર કરીને પટો કરી આપ્યો હતો. જમીનની તમામ ઉપજના માલીક હવે તે દાસ–દાસીઓજ હતાં. મુસલમાનોને તો ફકત જમીનની ઉપજમાંથી અમુક ભાગ ગણોત તરીકે મળતો હતો. જે સઘળાં દાસ દાસીઓ હજુ ખ્રિસ્તિઓની સ્વાધિનતામાં રહેવા બંધાએલાં હતાં તેઓના માટે પણ મુસલમાનોએ એક ઠરાવ કર્યો હતો કે, જો તેમના ઉપર તેમના શેઠો તરફથી કાંઇપણ જુલમ કરવામાં આવે અથવા તે દાસ–દાસીમાંથી કોઇપણ ઇસ્લામ ધર્મ ગ્રહણ કરે તો તત્કાળ તેમને છૂટાં કરી દેવાં. ખ્રિસ્તિ અને ગથ લોકોના જુલમમાંથી મૂક્તિ મેળવવા સારૂ અનેક દાસ–દાસીઓએ મોટા આનંદથી પવિત્ર ઇસ્લામ ધર્મ અંગિકાર કર્યો હતો અને શ્રીમંત લોકો તથા મુખ્ય મુખ્ય માણસોએ પોતાની ભૂલને સમજીને કે પોતપોતાના હિતને માટે અતીવ આગ્રહ અને ગંભીર વિશ્વાસપૂર્વક ઇસ્લામ ધર્મ અંગિકાર કર્યો હતો. ગથ અને ફ્રેન્ચોના જુલમમાં કચરાઇ જઇને જે જે ખ્રિસ્તિઓ ભીતિ વિહવલ ચિત્ત પોતાના નિવાસનાં ગામો છોડી ગયા હતા તેઓ અત્યારની આરબોની વિનમ્ર, ઉદાર અને હિતકર રાજ્ય વ્યવસ્થાને પસંદ કરી, પોત પોતાના નિવાસસ્થળમાં પાછા આવી વસ્યા હતા. પ્રસિદ્ધ ઐતિહાસીક ડોઝી ( Dozy ) લખી ગયો છે કેઃ–" એટલુંજ નહિ પણ ધર્મોપદેશકો પણ મુસલમાનોની સુખકર રાજ્યનીતિથી અને આ પ્રકારના પરિવર્તનથી નારાજ થયા નહોતા." એક બીજો પ્રસિદ્ધ લેખક આ વિષયમાં પોતાનો મત પ્રકાશ કરી ગયો છે તે વાંચનાર સન્મુખે રજુ કરીએ છીએઃ—" સ્પેનના આરબ લોકોએ જે આશ્ચર્ય પ્રણાલીથી કાર્ડોવા સામ્રાજ્ય સ્થાપિત કર્યું હતું, તે મધ્યયુગમાં અલૌકિક ઘટના પ્રમાણે જાહેર થયું હતું. જે વખતે આખો યુરોપ ભીષણ વર્વરતા, અને કલહરૂપ ઘોર અંધકારે ઘેરાયેલો હતો તે વખતે ફક્ત એકલા મુસલમાનોજ શિક્ષા અને સભ્યતાનો

અતિ ઉજ્વળ પ્રદિપ હાથમાં લઇને પાશ્ચાત્ય પ્રદેશને અજવાળામાં લાવતા હતા. આરબોએ પોતાના અસંખ્ય પૂર્વજોના માફક સ્પેન દેશમાં કોઇ પણ પ્રકારનો જુલમ કે દેશવાસીઓ ઉપર કોઇપણ જાતનો અત્યાચાર કીધો નથી. પણ ઉલટું એન્ડાલુસીયા ( સ્પેન અને પોર્ટુગાલ ) ના શાસન કાર્યે તેઓએ જે પ્રકારની નમ્રતા અને ન્યાયપરાયણુતા બતાવી છે, પહેલાંના ગથ શાસન કરનારાઓની કલ્પનામાં પણ તેવા વિચારો આવ્યા નહોતા. આરબો તરતમાંજ તેઓના રેતાળ વતનને મુકીને આવ્યા હતા અને તેઓ સર્વદા દેશ જીતી લેવાના કાર્યમાં એટલા તો વ્યતિવ્યસ્ત હતા કે, વિભિન્ન જાતિ ઉપર રાજ્ય ચલાવવાને ઉપયુક્ત જ્ઞાન મેળવવાનો તેમને બહુ થોડો વખત મળેલો હતો તેમ છતાં પણ તેઓએ આવી ઉત્તમ શાસન નીતિનું જ્ઞાન કયાંથી મેળવ્યું તે અતિ આશ્ચર્યનો વીષય છે. આ સ્થળે એટલું તો સીદ્ધ થાય છે કે ઇસ્લામ ધર્મની અત્યંત ઉત્કૃષ્ટ ઉદાર નીતિનું આરબોએ બહુ દ્રઢતાથી અવલંબન કર્યું તેથીજ આવા જ્ઞાનને મેળવી શકયા હતા.

આરબોએ સ્પેનની રાજ્ય વ્યવસ્થાનું બંધારણ એવી રીતે કર્યું હતું કે, સ્પેનને ચાર મુખ્ય વિભાગમાં વહેંચી નાખીને પ્રત્યેક વિભાગ ઉપર એક શાસનકર્ત્તા ઠરાવ્યો હતો અને એ પ્રમાણેના ચારે શાસનકર્ત્તાના ઉપર ખલીફાના મોકલેલા એક પ્રતિનિધિને સરદારી આપી હતી.

ભૂમધ્ય સમુદ્રથી ગ્વાડલકવીવર અને ગ્વાડલકવીવરથી ગ્વાડીયાના નદી સુધીના જમીનના વિભાગને એન્ડુલુસીઆ કહેતા હતા. એ એન્ડુલુસીયાને લઇને સ્પેનનો પ્રથમ વિભાગ મુકરર કરવામાં આવ્યો હતો. કાર્ડોવા, સેવિલ, માલાગા, ઇસીજા, જેએન, અને વેસુના શહેરો એ વિભાગમાં હતાં.

સમસ્ત મધ્ય સ્પેનને બીજા વિભાગમાં મુકરર કર્યો હતો. એની પૂર્વમાં ભૂમધ્ય સમુદ્, પશ્ચિમે લુસીટાનીયા અર્થાત હાલના પોરતુગાલની પૂર્વ સીમા, ઉત્તરમાં ડાવરો નદી અને દક્ષિણે ગ્વાડીયાના નદિ. ટેગાસના કિનારા ઉપર આવેલું ટેલેડો ઝુકારને કિનારે આવેલું કુએનકા, ડાઉરોની એક શાખાના કિનારા ઉપર આવેલું સેગોવિયા, ગ્વાડા, લાકસારા, વાલેન્સીયા, ડેનીયા, અલીકાન્ટ, કાર્થેજેના, મરસીયા, લોરકા, અને બેઇઝા, ઝેમોરા અને શહેરો આ બીજા વિભાગમાં હતાં.

ગ્યાલેસિયા અને લુસીટેનીયા, અથવા પોર્તુગાલને સ્પેનનો ત્રીજો વિભાગ ઠરાવવામાં આવ્યો હતો. મેરીડા, ઇવોરા, બેજા, લીસ્બોન, કોઇમ્બ્રા, લ્યુગો, એસ્ટોર્ગા, સાલામાંકા, વગેરે શહેરો આ ત્રીજા વિભાગમાં હતાં.

પશ્ચીમે ગ્યાલેસિયાથી, પૂર્વમાં ભુમધ્ય સમુદ્ર સુધી અને દક્ષિણે ડાઉરો નદિથી, ઉત્તરે પીરનીઝ પર્વત સુધી ઇબ્રો નદીના બેઉ કિનારા ઉપરના સઘળા વિભાગને સ્પેનનો ચોથો વિભાગ ઠરાવવામાં આવ્યો હતો. સારાગોસા, ટોરટોસા, ટારાગોના, બારસીલોના, ગીરોના, અરજલ, ટયુડેલા, હયુએસ્કા, જડ (Jaud), વાલાડોनीયા અને બોબાસ્ટ્રો વગેરે શહેરો આ ચોથા વિભાગમાં હતાં.

એના પછી જો ફ્રાન્સનો દક્ષિણ ભાગ જીતાય તો પીરીનીઝ પર્વતની સામી બાજુનો એક પાંચમો ભાગ મુકરર કરવામાં આવ્યો હતો. નારબોની નાઇમ્સ, કારકારસોની, બેજીયર્સ, અગડી, માગોયલોન, અને લોડીવીનગરો એ વિભાગમાં હતાં.

આરબો, મોટાં શહેરોમાંજ નિવાસ કરવાનું પસંદ કરતા એટલે દરેક નગરમાં એક એક મંડળ દળબદ્ધ થઇને રહેતું હતું. એક રીતે આમ, દળબદ્ધ રહેવાથી ખ્રિસ્તિઓ તેમના પપર આક્રમણ ન કરે એ હેતુ આરબોનો યોગ્ય હતો.

નીચે લખેલાં વર્ણન ઉપરથી સ્પેન દેશમાં આવેલા મુસલમાનો કયા કયા પ્રદેશમાંથી કઇ કઇ જાતિના હતા તે જણાઇ આવશે.

| | |
|---|---|
| અલવીરા ( Elzira ) અને કાર્ડોવા | દમાસ્કસથી આવેલા લશ્કરે અહિંજ નિવાસ કર્યો હતો. |
| સેવિલા ( Sevilla ) નિએબલા ( Niebla ) | હેમસની સરદારી તળે દમાસ્કસના લશ્કરે નિવાસ કર્યો હતો. |
| જેયેના Jaen— | કિન્નિસરીનની સરદારીતળે આવેલ દમાસ્કસના લશ્કરે નિવાસ કર્યો હતો. |
| મેડીના, સિડોનીયા અને અલજીરીઆસ | પાલેસ્ટાઇનથી આવેલા લશ્કરે અહિ નિવાસ કર્યો હતો. |
| રાયા (Rayah) અને માલાગા. | જોર્ડન આરબો, પાલેસ્ટાઇનથી આવેલા. |
| જેરિસ (Xoris.) | ઇરાની મુસલમાનો પાલેસ્ટાઇનથી આવેલા. |
| ટલેડો. | યમન નિવાસીઓ પાલેસ્ટાઇનથી આવેલા. |
| ગ્રાનાડા | ઇરાકવાસીઓ પાલેસ્ટાઇનથી આવેલા. |
| મેરીડા. લીસ્બોન. | મિસરમાંથી આવેલા લશ્કરે અહિ નિવાસ કર્યો. |

## સ્પેનનો ગવર્નર અબ્દુલ અજિજ.

આખરે હિજાજ પ્રદેશના ૧૦ હજાર યોદ્ધા પુરૂષો પોતાના સંગતીઓ સાથે સ્પેનના મધ્ય ભાગમાં આવીને રહ્યા હતા. સ્પેન દેશના રાજપ્રતિનિધિ મુસાના પાછા ફરવા પછી તેના પુત્ર અબદુલ અજિજે ઇસ્લામીક આઇન, અને રીતભાત એ દેશવાસીઓને ઉપયોગી થઇ પડે તેવાં કરવા, તથા અન્યાન્ય ધર્મ પાળનારાઓમાં એકતા સ્થાપન કરવા સારૂ એક સભા (કમીટી) મુકરર કરી હતી. તેણે પોતાના ગંભીર, રાજનૈતિક જ્ઞાન અને શાંતીદાયક તથા પરોપકારી શાસનપ્રણાલીદ્વારા દેશના સઘળા વતનીઓનાં હૃદય આનંદમય કરી નાંખ્યાં હતાં. તેણે મોગલ શહેનશાહ અકબરની માફક જીતનારા અને જીતાએલા પરસ્પરને લગ્નની ગાંઠથી જોડીને ઉત્સાહીત કર્યાં હતાં અને પોતે, મરહુમ રાજા રોડરીકની વિધવા, ઇજીલોના સાથે વિવાહ કરીને આ કાર્યનો રસ્તો ખૂલ્લો કરી બતાવ્યો હતો. આ મહિલાને, આરબો ઉમ્મે આસિમ કહેતા હતા. સ્પેનમાં આવી વસેલા આરબ ખેડુતો, મુખ્ય કરીને, મિસર, સીરીયા, અને ઇરાન વગેરે કૃષી પ્રાધાન્ય દેશમાંથી લાવવામાં આવ્યા હતા. તેઓનું અનુસરણ કરનારા યાહુદીઓ જે પ્રકારે ઉન્નતી યોગ્ય વેપાર રોજગાર કરતા, તેઓએ પણ તેજ પ્રકારે વેપારનું અવલંબન કર્યું હતું. શારીરીક પરિશ્રમદ્વારા પૈસો મેળવવાથી ધર્મનું રક્ષણ થાય છે, એવા હજરત પેગંબર ( સ.અ.વ. ) ના ઉપદેશને વળગી રહીને તેઓએ ખેતીના કાર્યમાં સંપૂર્ણ લક્ષ આપ્યું હતું. ખ્રીસ્તીઓના શાસન કાળમાં જે સ્પેન દેશ જંગલી હાલતમાં આવી પડયો હતો, મુસલમાનોના અસાધારણ પ્રયત્ન અને પરિશ્રમથી તેજ સ્પેન દેશ ઉર્વરા શકિત લાભ કરીને શસ્ય સમૃદ્ધિમાં પરિપૂર્ણ થઇ પડ્યો હતો. આરબ લોકોએ કૃષિ કાર્યની ઉન્નતી કરવા માટે નાના પ્રકારના ઉપાયોએ કરીને અનેક પડતર જમીનને ખેતી કરવા યોગ્ય હાલતમાં લાવી મૂકી હતી. જન શુન્યપરીત્યકત નગરોને ફરીથી વસ્તીવાળાં કરીને સુંદર સુંદર કીર્તિસ્તંભદ્વારા તેઓની ખૂબસુરતીમાં વધારો કર્યો હતો. અને કૃષિ અને વ્યવસાયગત નાના પ્રકારના બંધનથી નગરના સઘળા લોકોને એકતાયે બાંધી લીધાં હતાં. ગથ લોકો જે પ્રકારે દેશની સઘળી જમીનને પોતાના સ્વાધિનમાં રાખીને દેશના સઘળા લોકોને નિરાશ કરી મૂકયા હતા, બીજી બાજુએ મુસલમાનોએ તે જમીન દેશવાસીઓમાં વહેંચી આપીને તેઓને પ્રજાના હકમાં સ્વતંત્ર કર્યા હતા. સ્પેન દેશ લાંબો સમય ગુલામી જીવનમાંથી મૂક્તિ પ્રાપ્ત થઇ, આખા યુરોપમાં આ એકજ દેશ વિશેષ વસ્તીવાળો અને સમૃદ્ધિશાળી ગણાવા લાગ્યો હતો. આ પ્રકા-

રના હિતકર ઉપાયે કરીને આરબ લોકોએ સ્પેન દેશને એક પુષ્પોદ્યાનની હાલતમાં ફેરવી નાખ્યો હતો. તેઓએ શાસન પ્રણાલીમાં પુરતો સુધારો કરીને શિલ્પ વિજ્ઞાનની અભૂત પૂર્વ ઉન્નતિ કરી હતી; પણ અફસોસની વાત છે કે આ બહુ દુરના પ્રદેશમાં પણ તેઓનો મરૂભૂમિ જનીત જાતિ વિદ્વેષ દૂર કરવાને અથવા તેનું દમન કરવાને સમર્થ થયા નહોતા. તેઓ આ અંદર અંદરના વિદ્વેષનું દમન કરવાને અસમર્થ થવાથી સ્પેન દેશમાં દીર્ઘ કાળ સ્થાઇ:સામ્રાજ્ય સ્થાપન કરવાનો સુવર્ણમય સુયોગ ખોઇ બેઠા હતા.

માંહોમાંહેના દ્વેષથીજ સુવર્ણ સુયોગ તેમના હાથમાંથી ગયો હતો. પરદેશમાં મુસલમાનોમાં દ્વેષભાવ દિવસે દિવસે વધવા માંડ્યો તેનાં મુખ્ય બે કારણો હતા.

(૧) આરબોના લશ્કરમાં કનિષ્ટ બાર્બર લોકો લશ્કરીઓ તરીકે સ્પેનમાં આવ્યા હતા. તે સ્પેનના આરબ રાજ કર્મચારીઓનો બહુ તિરસ્કાર કરતા હતા અને તેઓના દ્વારા રાજદ્રોહ અને અંતરદ્રોહ સર્વદા સળગ્યા કરતો હતો અને તેઓનું દમન કરવા જતાં સારાં ફળ આવતાં નહિ; પણ ઉલટા જાતિદ્વેષની ગંભીર મનોવેદના સ્પષ્ટભાવે પ્રકાશીત થતી હતી.

(૨) સ્પેનવાસીઓ બીલાડીયન લોકો જેઓ તાજા મુસલમાન થયા હતા, તેઓ આરબોને પોતાના અત્યંત અહંકારના માટે અને બાર્બર લોકોના ઉશ્કેરવાથી ધિક્કારતા હતા. જો કે ઇસ્લામનું પ્રજાસત્તાક શિક્ષણ સમસ્ત જાતિ અને વર્ણગત પાર્થકયને દૂર કરવાને સમર્થ થયું હતું; તોપણ જે દૂરના પ્રદેશ (સ્પેન) માં ઇસ્લામ પ્રથમ તરવારની સહાયથી પ્રવેશ કરી શકયો હતો, ત્યાં આરબો પોતાના સ્વભાવસિદ્ધ જાતિગત ગર્વદ્વારા ઉચ્ચ આસન મેળવી શકયા નહોતા. એંગ્લો સાકસન પ્રમાણે આરબો પોતાને ઇશ્વરકૃત શ્રેષ્ટ સમજતા હતા. જે પ્રબળ જાતિવિદ્વેષથી લેંબાર્ડિ પ્રદેશના ઓસ્ટ્રુરિયન અને ઇટાલીયનો પરસ્પરમાં છીન્ન ભીન્ન થઇ પડ્યા હતા; અથવા વર્તમાને જે પ્રકારે આયર્લંડ, કેન્ટ અને સેકસન જાતિ વિભક્ત થઇ પડી છે, આરબ અને સ્પેનના બીલાડીયનોની વચ્ચે પણ આજ પ્રકારનો પ્રબળ જાતિ વિદ્વેષ શરૂ થયો હતો. આઇરીશ લોકો પ્રમાણે બિલાડીયનો પણ કાંઇક ફેરફારવાળી સ્વત્તંત્ર સત્તા મેળવવાને અર્થાત તેઓની સ્વજાતિય પાર્લામેન્ટ રચીને તે દ્વારા પોતાના ઉપર સત્તા ચલાવવાનો હક મેળવવા પ્રયત્ન કરતા હતા. જે 'ફકીહ' વર્ગ હિંદુ બ્રાહ્મણોની માફક મુસલમાનોનું ધર્મકાર્ય સંપાદન કરતા હતા. અનેક સમય તેઓનાથી ઉશ્કે-

રાઇ જઇને બિલાડીયન લોકોએ વિદ્રોહના વાવટા ઉડાડ્યા હતા. સ્પેનના લોકો પ્રથમ જે પ્રકારે ઉગ્ર સ્વભાવના, પ્રચંડ, અને અવિવેકી હતા. પછી ખ્રિસ્તિ ધર્મમાં અને ત્યાર પછી ઇસ્લામ ધર્મે દિક્ષિત થવા છતાં તેઓના તે સ્વભાવમાં મુદલ ફેરફાર થયો નહોતો. આરબોની ધર્મવિધિની ઉદાર વ્યાખ્યા અને તેઓની સાર્વજનીન સહિષ્ણુતાના સુયોગનું અવલંબન કરીને અને ફકિહ વર્ગની કુમંત્રણાથી ઉત્તેજીત થઇને સ્પેનવાસી મુસલમાનો ઘણું કરીને હમેશાં વિદ્રોહી થતા હતા. આ સઘળા કલહદ્વારા સ્પેનમાં મુસ્લેમ શક્તિ ક્રમે કરીને દૂર્બળ થઇ પડી હતી અને એજ નિમિતે ઐતિહાસિક ઇબ્ને ખાલદૂન કહી ગયો છે કેઃ—" સ્પેનમા મોસ્લીમ રાજ્ય સ્થાપન થવાને ૮૦ વરસ પૂરાં ન થયાં તેટલામાં તો અંતરદ્રોહના પરિણામે બાર્સિલોના પર્યંત સમગ્ર રાજ્ય મુસલમાનોના હાથમાંથી નિકળી ગયું હતું."

---

## ખલીફા વાલીદનું ચરિત્ર.

વાંચનાર ! હવે સ્પેનના મુસ્લિમ રાજ્યના અવલોકનમાંથી જરા નિવૃત્ત થઇને રાજધાની દમાસ્કસના ખલીફાની અવસ્થા જાણવા માટે થોડો પ્રયત્ન કરીએ. ખલીફા વાલીદે, જે બે સેનાપતિઓને પોતાના કામ ઉપરથી પાછા બોલાવ્યા હતા. તેઓને આદર પૂર્વક આવકાર દેવા માટે તે વધારે જીવન ભોગવવા શક્તિવાન થયો નહિ.

ખલીફા વાલીદે તેના પિતા અબ્દુલ માલિકના પ્રમાણે તેના મરણની પહેલાં હાજ્જાજ, કોતાઇબા અને અધિકાંશ મોધારાઇટ નેતાઓની સહાયથી દમાસ્કસનું સિંહાસન પોતાના પુત્રનેજ આપવાનો પ્રયત્ન કર્યો હતો; પણ પોતાની ઇચ્છા પૂરી થવા પહેલાં તે મરણ પામ્યો હતો.

ખલીફા વાલીદે નવ વરસ અને સાત માસ સુધી પ્રતાપીપણાથી દમાસ્કસની ગાદી ભોગવી હતી. ઇ. સ. ૭૧૫માં દેએર માર્રાન નામની જગાએ મરણ પામ્યો હતો. ઐતિહાસિક મસૌદી અને ઇબ્ને અલ આસિર બેઉએ તેને સ્વેચ્છાચારી અને અત્યાચારી ખલીફા તરીકે ઓળખાવ્યો હતો. પણ આજ સેંકડો વરસ પછી મુડદાં ચુંથવાનું કામ ફક્ત કાગડાઓનેજ સોંપીને અમે ફક્ત તેના સતકાર્યની સ્મૃતિના વિષયોનુંજ અવલોકન કરીશું. પિતામહ મરવાન અને પિતા અબ્દુલ માલેક, એ બેઉ કરતાં ખલીફા વાલીદ શ્રેષ્ટ હતો કે નહિ? એ સંબંધી કાંઇ પણ પ્રશ્ન આ જગોએ ઉપસ્થિત થઇ શકતો નથી. પણ એ તો નિશ્ચય છે કે ખલીફા વાલીદ તેઓના વંશધરો કરતાં

હૃદયબળે બળવાન હતો. સિરિયાવાસીઓએ આને બહુજ પ્રખ્યાત ખલીફા તરીકે ઓળખાવ્યો છે. દમાસ્કસની મુખ્ય મસજીદ તેના વખતમાં નિર્મિત થઇ હતી અને જેરૂસાલમ તથા મદીનાની મસજીદોમાં સુંદર ફેરફારો કર્યા હતા. જ્યાં જ્યાં મસજીદો નહોતી, ત્યાં મસજીદો બંધાવી હતી અને સિમાના પ્રદેશોનું રક્ષણ કરવા સારૂ અનેક કિલ્લા બંધાવ્યા હતા અને સઘળા રાજ્યમાં અનેક સુંદર અને વિશાળ રસ્તાઓ બંધાવી તેના કિનારાપર વૃક્ષો નંખાવી બે જગો વચ્ચે અંતર બતાવનારા પીલરો નંખાવ્યા હતા. જગો જગોએ કુવા ખોદાવ્યા હતા. અનેક સ્કુલો અને હોસ્પીટલો સ્થાપી હતી. બીજો સુધારો એ કર્યો હતો કે દરિદ્ર અને રોગી કે પીડીત લોકોને સહાય કરવાને અનિયમિત દાન કરવાનો રીવાજ તેણે બંધ કરાવ્યો હતો અને પીડીત લોકો માટે માસીકવૃત્તિઓ બાંધી આપવાની રાજ્ય તરફથી ગોઠવણ કરી હતી. આંધળા, લંગડા, દીવાના વગેરે દીન લોકોને રહેવા માટે અને તેમના ખોરાક માંટે, આશ્રમો સ્થાપીને સેવા કરવા માટે માણસો રાખ્યા હતા. માબાપ વગરનાં અને દરિદ્રી બાલક–બાલિકાઓનું પ્રતિપાલન કરી તેમને શિક્ષણ આપવા સારૂ અનાથાશ્રમો બંધાવ્યાં હતાં. તે પોતે બજારમાં જઇને વસ્તુઓના ભાવની વધ ઘટની સંભાળ રાખતો હતો. ઉમ્મિયા ખલીફાઓમાં તેણેજ પ્રથમ સાહિત્ય અને શીલ્પવિદ્યાની ઉન્નતિનો પ્રયત્ન કર્યો હતો. ખલીફા વાલીદના રાજ સમયે હજરત મોહમ્મદ (સ. અ. વ.) ના વંશના ચોથા ઈમામ જઇનુલાબ્દીન વફાત પામ્યા હતા. શિયા મુસલમાનો તેમનેજ ઇસ્લામ ધર્મ વિભાગના પ્રકૃત નેતા સ્વિકારે છે. તેમના મરણ પછી તેમના પુત્ર મહમદ તેમના પદપર આવ્યા હતા. પાંચમા ઇમામ મહમદની ઉચ્ચશિક્ષા અને ગંભીર જ્ઞાનને માટે તેઓ અલ બાકિર (Profound) ના નામે જાહેર થયેલા છે.

ખલીફા વાલીદના શાસન કાળમાં બીજો જસ્ટિનિયન, ફિલિપ્પિકાસ, બીજો એનસ્ટાસીયસ અનુક્રમે કોન્સ્ટાન્ટીનોપલની ગાદી ઉપર આવ્યા હતા. ૭૧૧ ઇ. સ. માં બીજા જસ્ટીનીયનનો વધ કરવામાં આવ્યો હતો. ૭૧૩ ની સાલમાં જસ્ટીનીયન વંશના ફિલિપ્પિકાસની બેઉ આંખો ફોડી નાંખીને તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો હતો. બીજા એન્સ્ટાસીઅસને ૬૧૫માં ત્રીજા થીયોડોસીયસે મારી નાંખ્યો.



# પ્રકરણ ૧૦ મું.

## ખલીફા સુલેમાનનો સમય.
## ઉમ્મિયા વંશ, (હાકામના વંશજો.)





હીજરી ૯૬-૧૦૫, ઇ. સ. ૭૧૫-૭૨૪.

ખલીફા અબ્દુલ માલેકે કરેલી વ્યવસ્થાની નકલ કરીને ખલીફા વાલીદે પોતાના મરણ પહેલાં પોતાના ભાઈ સુલેમાનને દમાસ્કસની ગાદી આપી હતી. તેના ચરિત્ર સંબંધે આ પ્રમાણે લખાયું છે કે-"તે ઉદાર અંતઃકરણનો, સરળ, આમોદપ્રિય, મિષ્ટભાષિ અને ઇન્સાફી હતો. તે પોતાના પિતૃવ્ય અબ્દુલ અજીજના સારા આશયવાળા પુત્ર ઉમરની જ્ઞાનમય સલાહ પ્રમાણે સઘળાં કામો કરતો હતો." તેના (સુલેમાનના) મરણ પછી આ ઉમ્મરજ સિંહાસનનો ઉત્તરાધિકારી થયો હતો. સુલેમાને ગાદી ઉપર બેસતાં વાંતજ એરાક પ્રદેશના કારાગ્રહના દરવાજા ઉઘાડી નાંખીને હાજ્જાજના હાથથી કેદ થયેલા, હજારો માણસોને છોડી મૂકયાં હતાં. જુલમી હાજ્જાજે જે જે નોકરો રાજનો કર વસુલ કરવા મુકરર કરેલા હતા, તે સઘળાને સુલેમાને બરતરફ કર્યા હતા; અને જૂલમી વ્યવસ્થા લગભગ બંધ કરી હતી. એરાકના ગવર્નર હાજ્જાજે ત્યાંના લોકો પ્રતિ જે ભારે જુલમ કર્યો હતો તે જુલમમાંથી લોકોને છોડાવીનેજ સુલેમાન શાંત થયો હોત, તો તેના ચરિત્રમાં કોઇ પણ પ્રકારનું કલંક સ્પર્શ કરી શકત નહિ. ખલીફા વાલીદના મરણ પછી સુલેમાન ગાદિ ઉપર ન આવી શકે તેને માટે વાલીદે પોતાના મરણ પહેલાં પ્રયત્ન કરેલો હતો અને મોધારાઇટ વર્ગવાળાઓએ વાલીદને તે સંબંધે મદદ કરી હતી; આવા સંદેહને તાબે થઇને સુલેમાને મોધારાઇટ વર્ગ પ્રતિ ભિપણુ અત્યાચાર કરવાનો આરંભ કર્યો હતો. પહેલાં એરાકના ગવર્નર હાજ્જાજે, ઇમીનાઇટ વર્ગ ઉપર જે પ્રકારનો જુલમ કર્યો હતો, અત્યારે સુલેમાને તેનું વેર લેવાની શરૂઆત કરી હતી. એરાકના નવા શાસનકર્ત્તા, મુહાલીબનો પુત્ર યજીદ, તેના પરમ શત્રુ હાજ્જાજના મરણથી આનંદિત થઇને હાજ્જાજના પક્ષ કરનારાઓ તથા તેના સગા વહાલાઓ પ્રતિ ભીપણુ અત્યાચારદ્વારા પ્રતિશોધ (બદલો)

લેવા લાગ્યો હતો. આખા દેશના મોધારાઇટ અને હિમિયારાઇટ વર્ગો વચ્ચે ભીષણ વિવાદનો અગ્નિ સળગી ઉઠીને ખોરાસાન પ્રદેશમાં આ અંતરવિદ્રોહના પરિણામે સેનાપતિ કોતેબા મરાયો હતો.

---

## સ્પેનનો વિજય કરનારા બાહાદુર સેનાપતિઓ-મુસા અને તારીકનાં અફસોસકારક પરિણામો.

સ્પેનનો વિજય કરનારા બહાદુર સેનાપતિઓ મુસા અને તારિક એક ઇમિનાઇટિ વંશના હતા અને યજીદ બીજો તેઓના પ્રતિ બહુ શ્રદ્ધા રાખીને તેમની ભક્તિ કરતો હતો: એમ છતાં પણ ખલીફા સુલેમાને તેમના પ્રતિ શામાટે દુર્વ્યહવાર કર્યો હશે? તેનું કારણ સમજી શકાતું નથી. ખલીફા તેઓને બહુજ તિરસ્કારની આંખથી જોતા હતા: તેથીજ આ બે બહાદુર સેનાપતિઓ ભૂખમરાએ મરણ પામ્યા હતા સ્પેનમાંથી બહાદુર સેનાપતિ મૂસાના પાછા વળવા પછી તેનો બાહોશ પુત્ર, અબ્દુલ અજિજ અતીવ દક્ષતા સહિત સ્પેન દેશે શાસન કરતો હતો. તેના માટે એવો શક રાખવામાં આવે છે કે, ખલીફા સુલેમાનના ઇશારાથીજ સ્પેનમાં તેને મારી નાંખવામાં આવ્યો હતો. સિંધ અને પંજાબ વિજેતા કાસમનો પૂત્ર મહમ્મદ અતીવ ન્યાયપરાયણતા અને શાંતિથી એ પ્રદેશોનું શાસન ચલાવતો હતો અને હિંદુઓની પ્રીતિ મેળવી હતી: તેમ છતાં પણ તેને તે પદ ઉપરથી ખસેડીને તેની જગોએ બીજાને મુકરર કર્યો. મહમ્મદનો એટલોજ દોષ હતો કે, તે હાજ્જાજનો ભાણેજ થતો હતો અને તેટલાજ માટે મુહાલીબના પુત્ર યજીદે તેને ઘણીજ નિર્દય રીતે મરાવી નાંખ્યો હતો. મહમદને પદભ્રષ્ટ કરીને યજીદના ભાઇ હબીબને તેની જગોએ મુકરર કર્યો હતો. હબીબ સાહસવાળો હતો પણ રાજ્ય પદ્ધતિમાં યોગ્ય નહોતો તેથી થોડાજ સમયમાં તેને હિંદુસ્તાનનો કિનારો છોડી જવું પડ્યું હતું.

ખલિફા સુલેમાનના સમયમાં સ્પેન દેશના લોકો પોત પોતામાં ધણી થઇ જવા લાગ્યા હતા. અબ્દૂલ અજીજના ખૂન પછી ત્યાંના સૈન્યનું સેનાપતિપણું તથા સ્પેનની રાજ્યસત્તા બહાદૂર સેનાપતિ મૂસાના ભાણેજ હબીબના પુત્ર અયુબને આપી હતી. પણ એ સમયમાં સ્પેનને આફ્રિકાના રાજ પ્રતિનિધિના તાબાનું ગણીને તેમણે અયુબની સત્તાને નામંજુર કરી હતી. ફક્ત થોડાજ મહિના સત્તા ચલાવવા પછી તેને સ્પેનના શાસન ઉપરથી

ખસેડી તે જગોએ મોધારાઇટ વંશના અલ હાર (Al-Harr) ને મુકરર કરવામાં આવ્યો હતો. અયુબ પોતાના થોડા સમયના શાસનકાળમાં સ્પેનની રાજધાની સેબીલમાંથી ફેરવીને કાર્ડોવામાં લઇ ગયો હતો. એવું કહેવાય છે કે સ્પેનમાં જ્યારે અલહાર આવ્યો ત્યારે તે આફ્રિકાના ૮૦૦ આરબો સાથે લાવ્યો હતો. તેઓના વંશવાળાઓજ ભવિષ્યમાં સ્પેનના મુસલમાનોમાં ગણાયા હતા. એ સમયથી લઇને અબ્બાસી ખલીફાઓના સમય સુધી જે જે હાકેમો સ્પેનમાં રાજ્ય ચલાવતા હતા તેઓમાં કોઇ કોઇ હાકેમ દમાસ્કસના ખલીફા તરફથી મોકલવામાં આવતો અને કોઇ કોઇ હાકેમને આફ્રિકાનો રાજપ્રતિનિધિ કેરોવાનથી મોકલતો હતો. આ પ્રમાણે બે સ્થળોમાંથી પરસ્પર વિરોધી શાસનકરતાઓ મુકરર થવાથી વિષમય પરિણામ આવેલું હતું. રાજ્યની શાસનપદ્ધતી અનિયમીત થઇને અંતર વીદ્રોહે ઉગ્ર મૂર્તી ધારણ કરેલી તેનું કારણ પણ તેજ હતું અને એજ કારણને લીધે સીમાના પ્રદેશોના કીલ્લાઓની શક્તિ ઓછી થઈગઇ હતી. અલ હારની સત્તા ત્રણ વરસ સુધી સ્પેનમાં રહી એટલા સમયમાં તેણે રાજ્યની ઉત્તરનો ઘણો ભાગ જીતી લીધો હતો.



## કોન્સ્ટાન્ટીનોપલ ઉપર ઘેરો.

૯૮ હીજરીમાં ખલીફા સુલેમાન પ્રાચીન ચેલસીજ (chalcis) ની પાસેના દાબાક (Dabic) નામની જગોએ ગયો હતો. ત્યાં તેને ઇસરી. યાન (Isaurian) ટાઇટલવાળા લી (Lee) નામના એક બાઇજાન ટાઇન સેનાપતીની સાથે મુલાકાત થઈ. આ સેનાપતી એશીયા માઇનરના રોમન લશ્કરનો પરીચારક હતો. આ વીશ્વાસઘાતક લી ખલીફા સુલેમાનને સમજાવવા લાગ્યો કે, જો હું ધારૂં તો કોન્સ્ટાન્ટીનોપલને સહેજમાં કબજે કરાવી આપું અને જો મુસલમાનોના તાબામાં આ નગર આવે તો, ઇસ્લામ જગતને વધારે સગવડ થાય. તેની સાથે સેનાપતી લી, કબુલ કરી ચૂકયો હતો કે, આક્રમણ કરનારા લશ્કરને રસ્તો બતાવનાર તરીકે મદદ કરવાને પોતે તૈયાર છે. ખલીફા સુલેમાન સ્પેન દેશની માફક બીજા એક રાજ્ય લાભની આશાએ ઉત્તેજીત થઇને, લીની કબુલતથી ઠગાઇને સેનાપતી માસલામાના હસ્તગે એક લશ્કર મોકલ્યું. આ લશ્કરે કાંઇપણ અટકાવ વગર હેલ્સપોઇંટ પ્રણાલી ઓળંગીને કોન્સ્ટાન્ટીનોપલના કીલ્લા પાસે ઉભા રહીને શહેરને ઘેરી લીધું. ખલીફાના લશ્કરની બીજી ટુકડીએ, થ્રેસ અને

રાજધાની સાકાલીઆત (Sakaliat), જીતી લીધાં. આ પ્રકારે ચારે તરફના આક્રમણથી ડરીને રોમનોએ કોન્સ્ટાન્ટીનોપલનો ઘેરો ઉપાડી લેવા માટે બહુ નાણું આપવાની માગણી મુસલમાનો પ્રતી કીધી પણ મુસલમાનોએ એ માગણી નાકબુલ કરવાથી રોમનો ભારે વીપત્તીમાં આવી પડ્યા હતા. બરાબર આજ સમયે કોન્સ્ટાન્ટીનોપલનો સમ્રાટ ત્રીજો થીયોડોસીયસ મરાયો કે પદભ્રષ્ટ થયો એટલે રોમનો વધારે ગભરાયા અને પેલા વીશ્વાસઘાતક લીને રોમનું સીંહાસન આપવાની આદરપૂર્વક માગણી કરી. આ સાંભળતાં વાંતજ વીશ્વાસઘાતક 'લી' મુસલમાનના લશકરમાંથી પલાયન કરીને રાજધાનીમાં ગયો ને ત્યાં પોતાને રોમ સામ્રાજ્યનો બાદશાહ કહેવડાવવા લાગ્યો. તે મુસલમાનોનો પોતાનો થઇને ઘેરો ઘાલનારાઓની અંદરની દુર્બળતાને જાણી ચૂકયો હતો એટલે તેઓના પ્રત્યેક આક્રમણો સામે બચાવ કરવા શક્તીવાન થયો હતો. તેણે વીશ્વાસઘાત કરીને મુસલમાનોના રસદ વગેરેનો નાશ કર્યો હતો. મુસલમાનોનું દરીયાઇ અને જમીનનું લસ્કર દુકાળ, મરકી અને અતીશય ઠંડીથી ઘણીજ ખરાબ સ્થીતીમાં આવી પડ્યું હતું. આ પ્રકારનું દુઃખ ભોગવવા છતાં ખલીફાની પરવાનગી સીવાય પાછું ફરવાની કલ્પના પણ કરતા ન હોતા. ખલીફા સુલેમાને વાલીદનો ઉત્તરાધીકારી થઇને માસલામા અને તેના લસ્કરને યોગ્ય સહાય નહીં આપી શકવાથી, પોતાની નીર્બળતા દેખાડી હતી, નહીંતો કાન્સ્ટાન્ટીનોપલ તેના હાથમાં આવવાને બહુવાર નહોતી.

મુસલમાનો કાન્સ્ટાન્ટીનોપલમાં સફળ ન થયા તેમ છતાં પાછળથી મુહાલીબના પુત્ર યજીદે તાબારીસ્થાન અને કીહસ્થાન જીતી લીધાં હતાં. આ બે પ્રદેશો કાસ્પિયન સમુદ્રથી અગ્નિખૂણમાં આવેલા છે અને ત્યાં સુધી તે સ્થાનિક શાસનકર્ત્તાને તાબે હતા. તેઓ પોતાના મજબુત કિલ્લામાં ભરાઇને વારંવાર મોસ્લીમ શક્તિની મશ્કરી કરતા હતા. કોન્સ્ટાન્ટીનોપલની વિપદવાર્ત્તા ખલીફા સુલેમાને સાંભળી અને બહુજ ક્રોધે ભરાયો અને પોતે જાતે તેમની મદદ કરવા ગયો; પણ પોતે 'કિન્નીસરીન' જીલ્લાના દાબિક નગર સુધી પહોંચ્યો એટલામાં પેલો વિશ્વાસઘાતક "લી" તેમને મળ્યો અને એજ જગાએ સખત પીડાથી પીડાઇને ૯૯ હીજરી સફર માસની ૨૦ મી તારીખે મરણ પામ્યો (સપટેંબર ૭૧૭). તેણે ફક્ત બે વરસને પાંચ મહિના રાજ્ય કર્યું હતું.

ખલીફા વાલિદની માફક ખલીફા સુલેમાને પણ પોતાની પછી દુમારકસની ગાદી પોતાના પુત્રને મળે એવો પ્રયત્ન પોતાના મરણ પહેલાં કર્યો હતો.

તેનો મોટો પુત્ર અયૂબ, સુલેમાનની હયાતીમાં મરણ પામ્યો હતો. બીજો પુત્ર દાઉદ કોન્સ્ટાન્ટીનોપલને ઘેરો ઘાલવામાં રોકાયો હતો. વળી એ કોઇ નિશ્ચય રૂપે જાણી શક્યું નહોતું કે તે મરી ગયો છે કે જીવતો છે. ખલીફા સુલેમાન ભવિષ્યની આ પ્રકારની ગંભીર ચિંતામાં આવી પડીને વિચાર કરતો હતો કે જો પોતે ભવિષ્યનો શાસનકરતા નક્કી કરી નહિ જાય તો ઇસ્લામી સામ્રાજ્યનું ગંભીર પરિણામ આવશે. તેટલા માટે તેણે મરણ પથારીમાંથી એવું જાહેર કર્યું કે, તેના મરણ પછી પોતાના પિતૃવ્ય અબ્દુલ અજીજના પુત્ર બીજા ઉમ્મરને ખીલાફત આપવી અને તેના પછી અબ્દુલ માલિકનો બીજો પુત્ર યજીદ દમાસ્કસની ગાદી ઉપર બેસે. આ બે નામો એક કાગળના કટકા ઉપર લખી તે ઉપર રાજકીય સીલ મોહોર મારીને અયુબના પુત્ર રાજા નામના એક વિશ્વાસુ માણુસના હાથમાં આપી. રાજપરીવારના તમામ લોકો આ બે પુરૂષોને ખિલાફત આપવાને કબુલ થયા.

ખલીફા સુલેમાનના ચરિત્રમાં જેમ કેટલાએક ગંભીર દોષો હતા તેમ તેને ઢાંકી નાંખે તેવા કેટલાએક સદ્‌ગુણો પણ હતા. તે પોતાના પક્ષના લોકો સાથે બહુ ઉદારતાથી રહેતો પણ શત્રુઓ પ્રતિ પોતાના પિતા અબ્દુલ માલેકની માફક બહુ ઘાતકી રીતે વર્તતો હતો અને પોતે આમોદપ્રિય વિલાસી પુરૂષ હતો. જરૂર પડતાં પ્રખ્યાત 'વેન્ડોમી' પ્રમાણે ઉત્તેજનમાં અધિરો થઇ પડતો. હાજ્જાજે એરાક પ્રદેશનાં હજારો માણુસોને કારાગ્રહમાં નાંખીને સખ્ત દુઃખ આપ્યું હતું. ખલીફા સુલેમાને તે સઘળાંઓને છોડી મૂકીને તેમને નિર્વાહના માટે માસિકવૃત્તિ બાંધી આપી હતી. કારાગ્રહના કેદિઓને છોડી મૂકવાથી લોકો તેને, મેફતાહલ-ખેઅર (Key of Blessing) કહેતા હતા.

---

## ખલીફા ઉમ્મર બીજાનો શાસનકાળ.

બીજા ઉમ્મરને "અલ ખલીફાત-અસ-સાલેહ"નો ટાઇટલ મળેલો હતો. હીજરી ૯૯ સફર (સપટેમ્બર ૭૧૭)માં પોતે ગાદીએ બેઠો હતો. ખલીફા અબ્દુલ માલેકના ભાઇ અને બીજા ઉમ્મરના પિતા અબ્દુલ અજીજે એક સમયે અતીવ ન્યાયપરાયણતા અને વિચક્ષણતાથી મિસરમાં રાજ ચલાવ્યું હતું. ખલીફા બીજા ઉમ્મરનાં માતુશ્રી તે ઇસ્લામના બીજા ખલીફા હજરત ઉમ્મર ફારૂકનાં પૌત્રી હતાં. સુન્ની લોકો બીજા ઉમ્મરને પણ પાંચમા રાશેદીન

ખલીફા તરીકે સ્વિકારે છે * તે ધાર્મિક, ન્યાયપરાયણ, સત્યવાદી, ચિન્તાશીલ અને સરળ પ્રકૃતિના હતા. તેઓ પોતે હજરત પેગંબર (સ.અ.વ )ના સમયના પ્રાચિન મુસલમાનો પ્રમાણે સઘળા ગુણો ધરાવતા હતા. ખલીફા થઇને તેમણે જે જોખમનો બોજો ઉપાડ્યો હતો તેને માટે તેઓ હમેશાં ચિંતાતુર રહેતા હતા અને ખૂદાથી ડરીને બહુ લોકોનાં કલ્યાણ કર્યાં હતાં. એક સમય પોતે નમાજ પડીને રોઇ પડ્યા; તેઓના પ્રિયતમા સહધર્મની ફાતમાંએ આનું કારણ પૂછતાં તેમણે ઉત્તર આપ્યો કે:-"હે પ્રિયતમે ફાતમાં! મેં જે સઘળા મુસલમાનો અને ભિન્નધર્માવલંબીઓ ઉપર રાજ ચલાવવાનો ભાર ઉપાડયો છે તેઓમાં જેઓ અનાજ વગર ભૂખ્યાં મરતાં હશે, જેઓ શારીરીક પીડાથી પીડાતાં હશે, કોઇની પણ મદદ વગર જેઓ દીન અવસ્થામાં દુઃખી થતાં હશે, જેઓ વસ્ત્ર વગર દુઃખી થતાં હશે, જેઓ જુલમી સરદારોથી દુઃખી થતાં હશે, જેઓ વગર અપરાધે કારાગ્રહનું દુઃખ ભોગવતાં હશે, જેઓ સામાન્ય આવકથી બહોળા કુટુંબનું ભરણપોષણ નહિ કરી શકવાથી દુઃખી થતા હશે, તેઓના માટે અને મહારા બહોળા વિસ્તારવાળા રાજ્યમાં તેઓના જેવાં બીજાં અનેક સંકટો ભોગવનારાં બીજાં ઘણાં લોકો હશે, તેમના દુઃખ સામે જોતાં મને બહુ ફિકર થાય છે. સર્વદર્શી મહાન પવરદિગાર પાસે રોજે કયામતને દિવસે મ્હારે જરૂર આનો હિસાબ આપવો પડશે. મને બીક લાગે છે કે તે સમયે કોઇપણ પ્રકારનું આત્મસમર્થન ઉપયોગમાં આવી શકશે નહિ તેનાજ માટે હું ડરૂં છું."

ઉમ્મર બીજાએ ખલીફાપદે બેસતા વાંતજ, રાજની :અશ્વશાળાના તમામ ઘોડાઓ વેચી નાંખીને, તેની કિમ્મત, રાજની તિજોરીમાં નાંખી દીધી હતી. તે સિવાય પોતાનાં સ્ત્રીને તેમના પિતા અને તેમના ભાઇ તરફથી જે સોના, અને હીરામાણેકનાં કિમ્મતિ ઘરેણાં અને રોકડ નાણું મળેલ હતું તે સઘળું રાજની તીજોરીમાં આપી દેવાને તેમને વિનંતિ કરી, અને તે પ્રમાણે તેમની માગણીને સ્વિકારીને તે પ્રમાણે અમલ કરવામાં આવ્યો હતો. ઉમ્મર બીજાના મરણ પછી યઝીદ બીજો દમાસ્કસની ગાદી ઉપર આવ્યો ત્યારે તેણે પોતાની બહેન ( બીજા ઉમ્મરનાં સ્ત્રી ) ને તેમના સઘળા દાગીના અને ઝવેરાત, રાજની તીજોરીમાંથી પાછું આપવા ઇચ્છા જણાવી તે સાંભળીને તે ધાર્મિક મહિલાએ જ્ઞાનગર્ભિત ઉત્તર આપ્યો કે—

* હજરત અબુબકર સિદ્દિક, હજરત ઉમ્મર, હજરત ઉસમાન અને હજરત અલી એ ચાર ખલીફાઓને રાશેદીન ખલીફા કહે છે. રાશેદિન વિધિ સંગત—ન્યાયયુકત.

" પ્રિય પતિની હયાતીમાં જેની દરકાર પણ કીધી નથી, તેના વિષે તેમના મરણ પછી શા માટે લક્ષ આપું ? " પ્રાચિન સંધીઓના કરાર પ્રમાણે જેજે ખ્રિસ્તીઓ અને યાહુદિઓ પોતાના ગિરજા વગેરે પાછું મેળવવાને હકદાર હતા, પણ પછીના ખલિફાઓએ બળ પૂર્વક લઇ લીધા હતા, ખલીફા બીજા ઉમ્મરે આ સઘળા ગીરજાઓ તેમના હકદારોને આપી દીધા હતા. હજરત પેગંબર ( સ. અ. વ. ) નો ' ફેદાક ' નામનો બગીચો, ખલીફા મરવાન પચાવી પડ્યો હતો, ખલીફા બીજા ઉમ્મરે તે બગિચો હજરતના પરિવાર વર્ગને આપી દીધો હતો. મસ્જીદના મીંબર ઉપર ઉભા રહીને હજરત અલી અને તેમનાં સંતાનોને શ્રાપ દેવાની રીતી અત્યાર સુધી ઉમ્મિયા ખલીફાઓમાં ચાલુ હતી, તે આ ખલીફા બીજા ઉમ્મરે બંધ કરાવી દીધી અને હુકમ કીધો કે, " અમુક પુરૂષની જાત માટે શ્રાપ દેવાના બદલામાં જેનાથી લોકોનાં હૃદયમાં, દાનશીલતા, ક્ષમા, અને પરહિતેષા, ઉત્પન્ન થાય તેવી પરવરદિગાર પાસે દુઆ માંગવી જોઇએ." કોઇ પણ પુરૂષની નિતિ સંબંધી શિથિલતા જોવામાં આવે તો તેનો વિશેષ ભાવે તિરસ્કાર કરવામાં આવતો હતો. કોઇના ઉપર જૂલમ કરવામાં આવે તો જુલમ કરનારને સખ્ત સજા કરવામાં આવતી. એરાક, ખોરાસાન, અને સિંધના પ્રદેશમાં જેઓ નવા મુસલમાનો થયા હતા, તેમના ઉપર હાજ્જાજ અને તેના જુલમી સરદારોએ જે ભારે કર નાંખેલા હતા તે કરો ખલીફા બીજા ઉમ્મરે માફ કર્યા હતા. ઉમ્મિયા ખલીફાઓમાં ખલીફા બીજા ઉમ્મરના સમયનો શાસનકાળ બહુજ વખાણવા યોગ્ય હતો. ઐતિહાસકો ખલીફા બીજા ઉમ્મરના ચરિત્રનું અવલોકન કરતાં આ વિષય આનંદથી જાણી શકયા છે, કે પ્રજાને કેમ સુખી કરવી એજ માત્ર ખલીફા બીજા ઉમ્મરના જીવનનો ઉદ્દેશ હતો.

ખલીફા બીજા ઉમ્મરના શાસનકાળે, ધર્મોન્મત્ત ખારજી લોકો અરબસ્તાન અને આફ્રિકા, બેઉ દેશોમાં, શાંત ભાવે રહેતા. તેઓએ ખલીફા, બીજા ઉમ્મર પાસે દૂત મોકલી એવું કહેવડાવ્યું હતું કે:-" તેઓ ખલીફા બીજા ઉમ્મરના રાજ્યમાં સુખી છે, પણ ખલીફા સુલેમાને કરેલા ઠરાવ પ્રમાણે તમારા મરણ પછી જ્યારે બીજો યઝીદ ગાદી ઉપર આવે તેના માટે અમારો સખ્ત પ્રતિવાદ છે." ખલીફા બીજા ઉમ્મરે રાજ્ય વધારવાની ઇચ્છા પડતી મૂકીને પોતાના હાથ માંહેના વિસ્તિર્ણ મુલકને મજબુત કરવામાં મન લગાડયું હતું. તેણે કોન્સ્ટાન્ટીનોપલનો ઘેરો ઘાલનારા સેનાપતિ માસલામાના લશ્કરને રાજધાનીમાં પાછું બોલાવ્યું. સઘળા સિમા ઉપરના

મુલકોને દુશ્મનોના હુમલા રહિત કર્યા, અને પ્રદેશોના મુસલમાન શાસન કરતાઓને પોતાના :સમયનો બરાબર હીસાબ રજુ કરવા હુકમ કર્યો. મુહાલીબના પુત્ર યજીદને અત્યાચારી સમજીને તેના ઉપર તિક્ષ્ણુ દ્રષ્ટિથી જોતા અને યજીદ પણ તેમને કપટી કહેતો હતો; પણ તેમને કપટી કહેવા છતાં તેઓ પ્રજાવર્ગના પ્રતિ પોતાના કર્ત્તવ્યનું પાલન કરવામાં તે સતત રીતે વ્યસ્ત રહેતા હતા. મુહાલીબના પુત્ર યજીદે, માજી ખલિફા સુલેમાન પાસે લૂટમાં આવેલાં મૂલ્યવાન દ્રવ્યનું લીસ્ટ રજુ કરેલું હતું. હમણાં ખલીફા બીજા ઉમ્મરે, તેનો બરાબર લીસ્ટ પ્રમાણે હિસાબ રજુ કરવા ફરમાવ્યું હતું; પણ યજીદ તેનો સંતોષકારક હિસાબ નહિ રજુ કરી શકવાથી તે સમયમાં ચાલતા સખ્ત નિયમ પ્રમાણે તેને સજા નહિ કરતાં અલેપો નગરના કિલ્લામાં કેદ કરવાનો હુકમ ફરમાવ્યો હતો. બીજા ઉમ્મરના મરણ સુધી તે ત્યાં રહ્યો હતો, જેનાથી પ્રજાવર્ગના લોકો ઉપર તેઓ કોઇપણ પ્રકારે ખલીફાના ઉપર આક્ષેપ ન કરી શકે તેટલા માટે તેમણે કુફાના શાસનકર્ત્તાના ઉપર એક હુકમ લખી મોકલ્યો હતો, તે વાંચકવર્ગના માટે અમે નીચે આપીએ છીએ. તમારે અવશ્ય જાણવું જોઇએ કે "ન્યાયપરાયણુતા અને બીજાનું હિત કરવાની ઇચ્છા આ બે સદ્દગુણો નહિ હોય તો ધર્મનું રક્ષણ કરી શકાશે નહિ. કોઇપણ પાપના કામને હલકું સમજશો નહિ. માણસોથી ભરપૂર નગરને જૂલમ કરીને ઉજડ બનાવી દેશો નહિ. પ્રજાવર્ગની શકિત ઉપરાંત કોઇપણ પ્રકારનો કર વસુલ લેવાનો પ્રયત્ન કરશો નહિ અને તેઓ જે કાંઇ આપી શકે તેજ વસુલ લેજો. દેશના લોકોની સંખ્યા અને શકિત-સમૃદ્ધિમાં જેનાથી પુરતો વધારો થાય એવાં પગલાં ખરા દિલોજાનથી લેજો. અત્યાચાર કર્યા વગર શાંતિ સહિત રાજ્યસત્તા ચલાવજો. કોઇપણ પ્રકારના ઉત્સવમાં પૈસા કે કોઇપણ પ્રકારનો ટેકસ લેશો નહિ. જે સઘળાં પવિત્ર પુસ્તકો વગર કીંમતે ફેલાવો કરવાની આવશ્યકતા હોય તેની કીંમત લેશો નહિ. દેશદેશાંતરની મુસાફરી કરનારાઓ પાસેથી, વિવાહના પ્રસંગે અને ઉંટનું દૂધ એ ઉપર કર લેશો નહિ. જેઓએ ઇસ્લામ ધર્મ અખ્તિયાર કીધો છે, તેમના પાસેથી પોલ ટેકસ લેશો નહિ." ખલીફા બીજા ઉમ્મરનો સતર વરસનો એક પુત્ર અબ્દુ માલેક પ્રજાવર્ગના ભલાને માટે પોતાના પિતાને આ પ્રકારના સદ ઉદ્દેશમાં વધારે ઉત્તેજિત કરતો હતો. એક દિવસે તેણે પોતાના પિતાને કાંઇક ગુસ્સા ભરેલા વચને કહ્યું કે–"જે સઘળા પાપાચારોથી મુસલમાન સમાજની અવનતિ થાય છે તેનો મૂળમાંથી નાશ કરવા શા માટે તમો આથી પણ વધારે સખત પગલાં

નથી ભરતા ?" તેના જવાબમાં ખલીફાએ જણાવ્યું કે,–"હે મ્હારા વાહાલા પુત્ર! તું મને જે કરવાનું કહે છે તે તરવારની સહાય વગર થઇ શકે તેમ નથી અને જે સુધારો કરવા સારૂ તરવાર ઉપાડવાની જરૂર પડે તેનાથી કાંઇપણુ ઉપકાર ન થાય!"

ઇ. સ. ૭૧૯માં ખલીફા બીજા ઉમ્મર સ્પેનના શાસનકરતા અલ-હારની અયોગ્યતા અને ત્યાંની અશાંતિના વિષયથી જાણીતા થઇને તેને પદભ્રષ્ટ કરીને, ખોલાન વંશના માલેકના પુત્ર અસ-શામ નામના એક ઇમિનાઇટ સરદારને તેની જગો ઉપર મોકલ્યો. તે રાજનીતિ અને વીરત્વ બેઉ વિષયોમાં ઉત્તમ હતો. વસુલાતનો સારો બંદોબસ્ત કરીને શાસનકાર્યમાં સુધારો કરવાનું ખલીફા તરફથી તેને ફરમાવવામાં આવ્યું હતું. ખલીફાના હુકમ પ્રમાણે તેણે સ્પેન દેશના જુદી જુદી જાતના અને જુદા જુદા, સંપ્રદાયોના લોકોની સંખ્યા નક્કી કરીને અને તેની સાથે સ્પેન દેશની અંદરનાં સઘળાં શહેરો, પર્વતો, નદીઓ અને સમુદ્રના વિભાગનું માપ લેવડાવીને તેના શ્રેણી વિભાગો કર્યાં હતા. જમીન કેવા પ્રકારની છે, તેમાં કેવી કેવી જાતનો પાક થાય છે તે તથા તેની ફળદ્રુપ શકિતનો વિષય સારી રીતે જાણી શકાય તેવું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું હતું. પુસ્તકનું કદ વધી જવાની બીકથી આ સંબંધી વધારે વર્ણન અહિં કર્યું નથી. સારાગોસા શહેરમાં એક મોટી મસ્જીદ બંધાવી હતી અને ઘણા નવા પૂલો બાંધ્યા હતા તથા જૂના પૂલો સમરાવ્યા હતા.

---

## અસ-શામની ફ્રાન્સ ઉપર ચડાઇ.

સ્પેનમાં શાંતિ સ્થાપન કરવા પછી અસ-શામે લાંગોયેક અને પ્રોવેન્સના ખ્રિસ્તિ વિદ્રોહિઓનું દમન કરવા ઠરાવ કર્યો. સ્પેનની અંદરની રાજ્ય વિવેચનામાં આ પ્રોવેન્સ ગથીક રાજાઓના તાબામાં હતું. વિદ્રોહીઓ હારીને એસ્ટુરીયા પર્વત ઉપર ચડી ગયા. સેપટેમેનિયા તાબામાં આવતાં, નારબોન, અને બીજાં શહેરો સહેજે, તાબે થયાં. આ નારબોન નગર સમુદ્રના કિનારા ઉપર હતું એટલે ઉપયુકત સૈન્યદ્વારા તેના રક્ષણને મજબુત કરીને એકવીટાઇનની રાજધાની ટૂલો નગર ઉપર ઘેરો ઘાલ્યો; પણ બીજા કિલ્લાઓમાં લશ્કરની મોટી સંખ્યા રોકાયેલી હોવાથી, સેનાપતિના તાબામાં આ વખતે લશ્કર બહુ થોડું હતું. નગર તાબે કરવાની ઇચ્છાથી છેલ્લો હુમલો કરવા પહેલાં એકવીટાઇનનો ડ્યુક, યુડસ ( Eudes ) તેની રાજધાનીનો

ઉદ્ધાર કરવા માટે એક મોટું લશ્કર લઇને આવ્યો. આ યુદ્ધમાં પ્રત્યેક મુસલમાનને દશ દશ દુશ્મનો સામે લડવું પડયું હતું. આ પ્રમાણે દુશ્મનોનું લશ્કર વધારે હોવાથી, મુસલમાનોનું લશ્કર, દુશ્મનોનું લશ્કર જે કિલ્લામાં હતું તથા બહાર હતું તેની વચ્ચેના સ્થળમાં આવી પડયું હતું. તેથી આરબોના કુદરતી બળ પ્રમાણે નિર્ભય રીતે બાહાદુરીથી લડયું હતું. મુખ્ય સેનાપતિ પોતાના હાથમાં તરવાર લઇને "મારીશ, કે મરીશ." આ પ્રકારની દ્રઢ પ્રતિજ્ઞા કરીને યુદ્ધે ચડયો હતો. આ જગોએ આટલું બોલતાં જરાપણ અતિશયોક્તિ કરેલી નહિ ગણાય કે, નેપોલીયનના ઓલ્ડ-ગાર્ડ લશ્કરીઓએ જે પ્રકારે આત્મ-સમર્પણ કરીને હારવા કરતાં મરણના આલિંગનને વધારે શ્રેયસ્કર ગણેલું. પ્રાચિન કાળના આરબોએ પણ એજ પ્રમાણે બાહાદૂરીથી યુદ્ધમાં પ્રાણ વિસર્જન કર્યા હતા. ટુલો નગરના કિલ્લાના દરવાજા પાસે ભયંકર લડાઇ થઇ હતી. ઘણા સમય પર્યંત યુદ્ધનું પરિણામ અનિશ્ચિત રહ્યું. કોઇ પક્ષનો જય પરાજય નક્કી થયો નહિ. એટલામાં અકસ્માત રીતે એક તીર સેનાપતિ અસ-શામના ગળામાં લાગવાથી તે મરાયો અને પોતાના સેનાપતિના આવા હાલ જોઇને લશ્કરમાં ભંગાણ પડતાં, અબ્દરહેમાન નામના એક બાહાદુર પુરૂષે સેનાપતિ થઇને લશ્કરને સાહસિકતાથી પાછું વાળીને, દુશ્મનો પાસે પોતાની બાહાદુરી અને સમય સૂચકતા માટે વાહ વાહ કહેવડાવી હતી. આ યુદ્ધમાં આરબોનાં ઘણા માણસો મરાયા અને ખલીફા બીજા ઉમ્મરના મરણ પછી કેટલાક દિવસે ઇ. સ. ૭૨૧ માં આ લડાઇનો અંત આવ્યો હતો.

---

## ખલિફા બીજા ઉમ્મરનું મરણ.

ખલીફા બીજા:ઉમ્મરનું કઠોર અને સ્વતંત્ર શાસન ઉમ્મિયા વંશીઓને પસંદ પડયું નહોતું. તેઓ એમ ધારતા હતા કે બીજા ઉમ્મરની ખીલાફતમાં, તેઓની સત્તા અને માન-સન્માન હાથમાંથી ચાલ્યાં જાય છે. તેઓની હાજરીથી રાજદરબારની પવિત્રતા નષ્ટ થવાથી તેઓને દરબારમાં આવવાનો ખલીફાએ નિષેધ કર્યો હતો, અને બીજો ઉમ્મર ભલી રીતે સમજી શકતો હતો કે પોતાની વિરૂદ્ધમાં ખટપટ ઉભી કરવાવાળા ઉમ્મિયાઓ જલદીથી ખલીફાનો ફેરફાર કરશે. ઉમ્મિયા લોકોએ આ ધર્મપરાયણ શાસનકર્ત્તાના હાથમાંથી જલદી છૂટવાના માટે ઘટતા ઉપાયો કરવા માંડયા હતા. ખલીફાનું ખાનગી કામકાજ કરનારા એક ચાકરને તેઓએ નાણાંના

લોભમાં નાંખીને તેની સહાયથી ઝેર દેવડાવ્યું હતું; તેના પરિણામે ખલીફ઼ા બીજા ઉમ્મરનું હીજરી ૧૦૧ માં હેમસનગરની પાસેના દેર-સીમાન ( Dair Siman ) નામની જગાએ મરણ થયું હતું ( રજબ ૧૦૧ હિજરી, જાનેવારી ૭૦૨ ઇસ્વી. ).

---

## ખલીફ઼ા યજીદનો શાસનકાળ.

ખલીફ઼ા બીજા ઉમ્મરના મરણ પછી ખલીફ઼ા સુલેમાનના ઠરાવ પ્રમાણે, ખલીફ઼ા અબ્દુલ માલેકનો ત્રીજો પુત્ર યજીદ બીજો દમાસ્કસના સિંહાસન ઉપર બેઠો. તે હાજ્જાજની એક ભાણેજી સાથે પરણ્યો હતો. તેટલા માટે મોધેરાઇટ વર્ગ સાથે તેનો સંપૂર્ણ પક્ષપાત હતો. ખલીફ઼ા બીજો ઉમ્મર મોધેરાઇટ અને ઇમીનાઇટવર્ગોમાં પોતાની બાહોશીથી સામ્યભાવ રખાવવામાં શકિતવાન થયો હતો, પણ ખલીફ઼ા બીજા ઉમ્મરના વખતમાં મોધારાઇટવર્ગના વેરનો બદલો લેવા માટે ઇમીનાઇટવર્ગ ભયંકર શત્રુતા કરવા તૈયાર થઇ ગયો હતો. રાજ-સરકારની ગેરકાયદે મેળવેલી ધન-સંપત્તિ, પાછી મેળવવા સારૂ ખલીફ઼ા સુલેમાનના સમયમાં મુહાલીબના પુત્ર યજીદે, હાજ્જાજના પરિવારવર્ગ ઉપર જે ઘાતકી અત્યાચાર કર્યો હતો; તેનો બદલો લેવા સારૂ ઇમિનાઇટવર્ગ એ પ્રકારે તૈયાર થઈ ગયો હતો. તેઓના પાસેથી બળપૂર્વક સંપત્તિ પાછી મેળવતાં હાજ્જાજની ભાણેજી-બીજા યજીદની સ્ત્રીની પણ રક્ષા કરવામાં આવી નહોતી. તે સમયે બીજા યજીદની બચાવ સ્વરૂપે જે કાંઇ ફરીયાદ હતી તેનો પણ તિરસ્કાર કરવામાં આવ્યો હતો; તેથી તે સમયે બીજા યજીદે સોગન ખાઇને કહ્યું હતું કે,–"જો ભવિષ્યમાં રાજસત્તા માહારા હાથમાં આવે તો નિશ્ચયથી મુહાલીબના પુત્રનું માથું કાપી નાંખીશ." તેના જવાબમાં તે સમયે મુહાલિબનો પુત્ર પણ બાહાદૂરીથી બોલી ઉઠયો હતો કે-"હું પણ લક્ષાધિક, બરછીધારી લશ્કર સાથે તાહરી સન્મુખે ઉભો રહીશ." આ ઘટના પછી થોડા સમયે મુહાલીબનો પુત્ર જ્યારે અલેપો નગરના કારાગ્રહમાં કેદી હતો, ત્યાં સાંભળ્યું કે ખલીફ઼ા બીજો ઉમ્મર ગંભીર પ્રકારની પીડા ભોગવે છે, ત્યારે તે સમજી ગયો હતો કે હવે બીજો યજીદ ગાદી ઉપર બેસશે અને માહારી ભયંકર હાલત આવશે. કેદખાનામાં પહેરેદારને નાણાંના લોભમાં નાંખીને એરાક તરફ઼ નાસી ગયો અને ત્યાં પોતાના ભાઇની મદદ મેળવીને વિદ્રોહનો વાવટો ઉભો કર્યો. તત્વજ્ઞાન સંબંધી વિદ્યાલયના સ્થાપનાર પ્રખ્યાત નામી ઇમામ હસન (ઇમામ-

હસન બસરી) તે સમયમાં બસરામાં રહેતા હતા. તેમણે નગરવાસીઓને એવો ઉપદેશ કર્યો હતો કે તેઓએ કોઇપણ પક્ષમાં ભળવું નહિ; પણ ચંચળ પ્રકૃતિવાળા, બસરાના લોકો મુહાલીબના પુત્ર યજીદ તથા તેના ભાઇની ઉસ્કેરણીથી ઉન્મત્ત થઇને અને યજીદના ભાઇની બાહાદુરીથી મોહીત થઇને બહુ સંખ્યાબંધ આરબો મુહાલીબના પુત્ર યજીદની પક્ષમાં એકઠા થઇ ગયા. એટલુંજ નહિ પણ ઇસ્લામના ખલિફા તરીકે તેનો સ્વીકાર કરીને સૌએ તે પ્રમાણેની પ્રતિજ્ઞા લીધી હતી. આ બાજુએ ખલીફા બીજા યજીદે વિદ્રોહનું દમન કરવા સારૂ બાહાદૂર સેનાપતિ માસલામા અને ખલીફા વાલીદના પૂત્ર અબ્બાસની સરદારીમાં એક મોટું લસ્કર એકઠું કર્યું. યુફ્રેતિસ નદિના દક્ષિણ કિનારે આરકા નામની જગાએ બેઉ પક્ષનાં લસ્કર સામસામે આવી પહોંચ્યાં. યુદ્ધની શરૂઆતમાંજ વિદ્રોહી લશકરમાં ભંગાણ પડયું અને મુહાલીબના પુત્રો યજીદ તથા હબિબનો તેમના લશકરે પક્ષ મૂકી દીધો, એટલે આખરે બેઉ બાહાદુર ભાઇઓએ હાથમાં તલવાર પકડીને લડતાં લડતાં પ્રાણ વિસર્જન કર્યાં. તેઓના અન્યાન્ય ભાઇઓ કેરેમાનમાં નાસી ગયા, પણ ત્યાં બીજી લડાઇમાં તેઓ માંહેના કેટલાએક મરાયા અને બાકીનાઓએ ટરકી રાજ્યનો આશ્રય લીધો હતો. જે મુહાલીબના પુત્ર યજીદના વિદ્રોહથી દમારકસનો ખલીફા પણ ધાસ્તીમાં આવી પડયો હતો. હમણાં જો કે તે વિદ્રોહનું દમન કરવામાં આવ્યું હતું પણ એ વિદ્રોહદ્વારા ભવિષ્યમાં ભયંકર પરિણામ ઉત્પન્ન થયું હતું. ઇમિનાઇટવંશના મુહાલીબના પુત્ર યજીદના વંશજો અને તેનો પક્ષ કરનારાઓનો કેરમાન અને એરાકમાં નાશ થવાથી સમસ્ત મુસ્લીમ સામ્રાજ્યમાં અંતર વિપ્લવ ઉભો થયો હતો. ઇમીનાઇટ અને મોધારાઇટ વર્ગો, સ્પેન આફ્રિકા, અને અરબસ્તાનના પૂર્વના પ્રદેશોમાં ભયાવહ આત્મકલહમાં પડેલા હોવાથી ઇસ્લામના દુસ્મનો આનંદીત થઇને બીજી બાજુએ ખલિફા અને તેમના મંત્રીઓ, તથા પ્રદેશોમાં શાસનકર્તાઓની નિર્બળતા યુક્ત પ્રદેશોમાં તદ્દન અંધાર થઇ ગયો હતો અને રાજ્ય વ્યવસ્થ તદ્દન અવ્યવસ્થિત થઈ પડી હતી. આજર વિજાન પ્રદેશ જીતી લેવાની ઇચ્છાથી ત્યાં જે લસ્કર મોકલવામાં આવ્યું હતું તેમને કોકેસસ પર્વતવાસી, ખાજાર અને કિપચાક, જાતિના લોકોએ હઠાવીને કાહાડી મૂકયા હતા. નવા ગવર્નરના ભારે કરના બોજાથી પીડાઇને ટ્રાન્સેકસિયાના પ્રદેશના લોકો વિદ્રોહી થવાથી તે વિદ્રોહ શમાવવા માટે અનેક લસ્કરનો ક્ષય થયો હતો અને બહુ કષ્ટથી વિદ્રોહ શમાવી શકાયો હતો. ફક્ત એશિયા માઇનરમાંજ દમારકસની રાજશક્તિ ગ્રેમનોની વિરૂ-

દ્ધમાં લડતાં જય મેળવવાને શક્તિવાન નિવડી હતી. આ પહેલાં આફ્રિકાનું શાસન કરનાર જે સરદારને હાજ્જાજે આફ્રિકા મોકલ્યો હતો, તેણે પોતાના ધણી એરાકના શાસનકર્તાની નકલ કરીને બાર્બર લોકો પ્રતિ ઘણોજ નિર્દય વ્યહવહાર ચલાવતો હતો. એનાથી ઘણાજ થોડા સમયમાં આખા દેશમાં એક ભયંકર વિદ્રોહ સળગી ઉઠયો હતો કે તેનું દમન કરવાને બીજા યજીદની પછીના ખલીફાને રાજ્યની સમસ્ત શક્તિનો ઉપયોગ કરવો પડયો હતો. ખલીફા બીજા ઉમ્મરના શાસનકાળ સુધી સ્પેન દેશમાં સંપૂર્ણ શાંતિ હતી; પણ તેના મરણ પછી ત્યાં સાંપ્રદાયીક વિક્ષેપ અને વિવાદનો ફરીથી આરંભ થયો હતો અને પ્રત્યેક નગર–નગરીઓ, અંતર વિદ્રોહમાં શક્તિ શુન્ય થઇ ગયાં હતાં. ખલીફા વાલીદના શાસન કાળમાં હાજ્જાજનો એક ભાઇ યમનમાં શાસન કરતો હતો તેણે ત્યાંના લોકોને અત્યંત કરના બોજાથી બહુ દુ:ખી કર્યા હતા. ખલીફા બીજા ઉમ્મરે એ પ્રકારની ભારે:કર લેવાની વ્યવસ્થા રદ્દ કરી હતી; પણ ખલીફા બીજા યજીદના સમયમાં ફરીથી તેનો તેજ નિયમ ચાલુ કરવામાં આવ્યો હતો. તેના પરિણામે, સઘળા યમનવાસીઓ દમાસ્કસની રાજશકિતમાંથી વિચ્છિન્ન થઇ પડયાં હતાં અને ખલીફા બીજા ઉમ્મરના સમયની સઘળા પ્રકારની સુવ્યવસ્થા તિરોહિત થઈ ગઇ હતી. ખારજી લોકોએ બીજા ઉમ્મરના વખતમાં અત્યાચાર અને જુલમમાંથી હાથ ખેંચી લીધો હતો, પણ બીજા યજીદને તેઓ પાપી અને જુલમી સમજતા હતા, એટલે તેના સમયમાં તેઓએ ફરીથી ઉપદ્રવ કરવાનો આરંભ કરવા માંડયો હતો. જ્યારે આખું ઇસ્લામ રાજ્ય આવા પ્રકારની અવ્યવસ્થામાં આવી પડયું હતુ તે વખતે ખલીફા બીજો યજીદ બે ગાયન કરનારી રમણીઓને× લઈને પોતાના અંત:પુરમાં મોજમજાહ ભોગવતો હતો. પણ તે ગાયન કરનારીઓ માંહેની હાબાબા નામની એક પ્રિયતમાના અકસ્માત મરણથી પોતે એટલો બધો શોકમાં આવી પડયો હતો કે, તેણીના મરણના શોકમાં પોતે પણ થોડાજ વખત પછી મરી ગયો ( રજબ ૧૦૫ હીજરી. જાનેવારી ૭૨૪ ઇસ્વી ). ઇતિહાસકોએ તેના ચરિત્રનું એક ઉજવળ ચિત્ર ચિતર્યું છે તે અમો વાંચક વર્ગ સન્મુખે રજુ કરીએ છીએ. તેના સમયમાં મદિનાનો શાસનકર્તા જેની પ્રકૃતિ જુલમી હાજ્જાજના જેવી હતી. તેણે કરબલાના મેદાનમાં જીવન અર્પણ કરનારા હજરત ઇમામહુસેનની વહાલી દીકરી ફાતમા સાથે નીકાહ કરવાની માગણી

× આ બે ગાયન કરનારી સ્ત્રીઓમાં એકનું નામ સાલામા અને બીજીનું નામ હાબાબા હતું. એવું કહેવાય છે કે આ બે સ્ત્રીઓ પ્રખ્યાત ગાયિકાઓ હતી.

કરેલી; તેના ઉત્તરમાં એ વિધવા ધાર્મિક મહિલાએ જણાવ્યું કે–"હવે તેણી કોઇની સાથે વિવાહ કરવાને ચાહતી નથી. બાકીનું જીવન તેણી પોતાના પરિવારનાં પિતૃહિણ બાળકોનું રક્ષણ કરવામાંજ ગુજારશે." આ ઉત્તર સાંભળીને તે જુલમી શાસનકરતાએ તેણીના પ્રતિ દુર્વ્યહવાર કરવાનો ભય બતાવેલો. આ ઘટનાની ફાતમાએ ખલીફા બીજા યજીદ પાસે ફરિયાદ કરેલી તે ઉપરથી તેણે એ જુલમી શાસનકરતાને બરતરફ કરીને તેને સખત સજા કરી હતી.

---

## અબ્બાસીવંશના ખલીફાઓનું સ્થાપન.

ઉમ્મિયા વંશનો ધ્વંશ કરીને હજરત અબ્બાસના વંશજોના હાથમાં સમગ્ર ઇસ્લામિક સામ્રાજ્યનો શાસનભાર સોંપવા માટે યજીદ બીજાના સમયમાં, એરાક અને ઇરાનના કેટલાએક મુખ્ય પુરૂષો એકસંપી કરીને એ પ્રદેશના અન્ય અન્ય લોકોને અતિ તીવ્રવેગે પોતાના મતમાં મેળવતા હતા. અબ્બાસ વંશના છૂપા જાસુસો સાધારણ વેપારીઓના વેશમાં પ્રથમ ખોરાસાનમાં ગયા હતા, પણ તેઓ તે સમયના અબ્બાસ વંશના પ્રધાન પુરૂષ મહમ્મદને આખા મોસ્લેમ જગતના ખલીફાપદે અધિષ્ઠિત કરવાને જે પ્રકારે પુર્ણ ઉત્સાહે કાર્ય કરતા હતા, તે સઘળું થોડા દિવસની અંદર ખોરાસાનના ઉમ્મિયા વંશના શાસનકર્ત્તા *સાદના સાંભળવામાં આવ્યું. તેણે આ સઘળા છૂપા જાસુસોને પોતાની પાસે ઉભા કરીને નાના પ્રકારના બારીક પ્રશ્નો પૂછ્યા, પણ તેઓના સતર્ક અને કુશળતા ભરેલા જવાબથી અને તેઓના સહાયકારી બંધુઓના પક્ષ સમર્થન ઉપર વિશ્વાસ રાખીને શાસનકર્તા સાદે, તેમને છોડી મુકયા. તેઓની પછીના શાસનકરતાઓ એ રીતે દયાળુ અથવા સહેલાઇથી છેતરાય તેવા લોકો નહોતા. તેઓના સમયમાં અબ્બાસ વંશીઓના છૂપા જાસુસોને જીવના જોખમે કામ કરવું પડ્યું હતું. જો તેઓનું પડ્યંત્ર મુળક ગુપ્ત કાર્ય જાહેરમાં આવી પડે તો તેઓને તે સમયના પ્રચલિત કાયદા પ્રમાણે સખત સજા ભોગવવી પડત. આ ભયંકર પડ્યંત્રનું દમન કરવાના અનેક પ્રયત્નો કરવા છતાં, અંદર અંદરમાં મત એકઠા કરવાનું કામ જોરથી ચાલતું હતું. ચારે બાજુથી સહય કરનારાઓ પોતાના મત આપી

---

* સાદ ઇરાની સ્ત્રીઓ માફક પહેરવેશ પહેરવાને ખુશી થતો હતો એટલા માટે તેને ખોઝેના (Khozaina) કહીને લોકો ઉપહાસ કરતા હતા.

જતા હતા અને તિરસ્કાર યુકત ઉમ્મિયાવંશનો નાશ કરવા માટે બહુ થોડા વખતમાં આ ષડ્યંત્ર ઇરાનમાં ફેલાઇ ગયું હતું. બરાબર એજ વખતમાં બીજાં પણ કેટલાએક કારણો એકઠાં થઇને આ ષડ્યંત્ર તથા દેશ વ્યાપી વિદ્રોહના વિસ્તારને સહાય ભૂત થઇ પડયાં હતાં; જેના પરિણામે થોડાંજ વરસોની અંદર અકસ્માત ભીષણ સામુદ્રિક પ્લાવનની માફક ઉમ્મિયાવંશને ખાઇ જઇને તેનો નાશ કર્યો હતો. યજીદ બીજાના ગાદી ઉપર આવવા પહેલાં ખલીફા બીજા ઉમ્મરના સદવિચારથી, એરાકના શાસન કર્ત્તા હાજ્જાજની નિર્દયતાનો મુળમાંથી નાશ થયો હતો. મુહાલીબના પુત્ર વિદ્રોહી યજીદનાં સગાં વહાલાંઓ સાથેના બીજા યજીદના ઘાતકી વહેવારથી ઇમિનાઇટ વર્ગની પ્રતિહિંસા બેવડી સળગી ઉઠી હતી. એ સિવાય બીજા એક મૂખ્ય કારણથી, અબ્બાસવંશીની પ્રતિષ્ઠાનો રસ્તો પહોળો થવા પામ્યો હતો. ખલીફા બીજા યજીદના જુલમથી રાજ્યના સઘળા લોકો વિરકત થઇને હજરત મોહમ્મદ (સ. અ. વ.) ના વંશજને મોસ્લીમ જગતના સિંહાસને પુનઃ સ્થાપિત કરવાને વિશેષ ખુશી હતા. દેશનાં સમસ્ત લોકો પોતાના પ્રખ્યાત વંશધર ઇમામોને કર્મક્ષેત્રમાં અગ્રેસર થયેલા જોવાને વિશેષ ખુશી હતા; પણ એ પૂન્યશાળીઓએ આ મોહાંધ જગતનો સંબંધ છોડી દઇને અધ્યાત્મ જગતમાં રાજનો વિસ્તાર કરેલો હતો. આ પ્રકારના સંકટ અને આવશ્યક સમયમાં હજરત અબ્બાસના વંશજો મદદગાર લોકોના લશ્કર સહિત પોતાનો હક સાબિત કરવાને ઉપસ્થિત થયા હતા.

હજરત મોહમ્મદ ( સ. અ. વ. ) ના પિતૃવ્ય, હજરત અબ્બાસના વંશધાર હતા. હજરત અબ્બાસ ૩૨ હિજરીમાં અબદુલ્લા, ફજલ, ઓબેદુલ્લા, અને કયસાને નામના ચાર પુત્રો મૂકીને ગુજરી ગયા હતા. અબ્દુલ્લા, હદિસ શરીફ અને ઇતિહાસમાં ઇબ્ને અબ્બાસના નામથી પ્રખ્યાત છે. તેઓ હિજરી સનના ત્રણ વરસ પૂર્વે મક્કામાં જન્મ્યા હતા. " બેટલ ઓફ ધી કેમલ " ની લડાઇમાં ચારે ભાઇઓ હાજર હતા. ઇબ્ને અબ્બાસ જેમ મહાવિદ્વાન હતા તેમજ સુદક્ષ, વીરપુરૂષ હતા. તેઓ સેફીનના યુદ્ધમાં હજરત અલીના ઘોડેસ્વાર લશ્કરના સેનાપતિ હતા. તેમણે બહુવાર ખલીફાના દૂતનું કામ પણ કર્યું હતું અને જ્યારે લવાદી ઇન્સાફથી માવીયા અને હજરત અલીની વચ્ચેના વિવાદની મીમાંસા કરવાનો પ્રસ્તાવ ઉપસ્થિત થયો હતો, તે સમયે હજરત અલી, હજરત મોહમ્મદ ( સ. અ. વ. ) ના વંશજોમાં પ્રતિનિધી સ્વરૂપ ઇબ્ને અબ્બાસને મોકલવાને

ચાહતા હતા. હજરત ઈમામ હુસેનના અફસોસકારક બનાવ પછી ઇબ્ને અબ્બાસ, ભગ્ન હૃદયે ૭૦ વરસની ઉમ્મરે તાયેફમાં શહીદ થયા હતા. તેમના પુત્ર અલી, પિતાના પગલે ચાલીને, હજરત ફાતમત જોહેરાનાં સંતાન, સંતતીઓ ઉપર વિશેષ મહોબત રાખતા હતા. તેઓ ૧૧૭ હીજરીમાં ગુજરી ગયા અને તેમના સ્થળે તેમના પુત્ર મહમ્મદ આવ્યા. મહમ્મદ ઘણાજ ઉમદા સદ્‌ગુણોથી વિભૂષિત હતા અને પોતે પ્રથમ ખિલાફત મેળવવાને ગુપ્ત પ્રયત્ન કરતા હતા. હજરત અબ્બાસના વંશજોજ ખરી રીતે જોતાં ઇસ્લામીક સામ્રરાજ્યના ઇમામ અને હકદાર છે એમ લોકોના મનમાં ઠસાવવા સારૂ તેમણે એક નવીન મતનો પ્રચાર કર્યો હતો. તેમણે જાહેર કર્યું હતું કે, કરબલાના મેદાનમાં હજરત ઈમામ હુસેનના શોચનિય બનાવ પછી ઇસ્લામિક અધ્યાત્મ જગતનો અધિકાર તેમના પુત્ર જયનુલાબદીનને નહિ સોંપતાં મહમદ અલ-હનિફને સોંપાયો હતો અને અલ-હનિફના મરણ પછી ધર્મ જગતનો અધિકાર (ઇમામત) તેના પુત્ર અબુહાશમને સોંપાયો હતો અને એ અબુહાશમે પોતાનો અધિકાર બાનુ અબ્બાસ (અબદુલ્લા) ના પૌત્ર મહમ્મદને આપ્યો હતો. મહમ્મદની આ વાત ઉપર અનેક લોકો વિશ્વાસ કરતા હતા, પણ રાજ્યના મોટા ભાગના લોકોએ હજરત મહમ્મદ (સ. અ. વ.) ના વંશજોના માટે મહોબત બતાવવાથી અબ્બાસ વંશના ગુપ્તચરો-છુપા જાસુસો-એ એજ વાત જાહેર કરી મૂકી કે તેઓ, હજરત મોહમ્મદ (સ. અ. વ.) ના વંશજો માટેજ આ ષડયંત્ર કરતા હતા. હજરત ફાતમત જોહરાનાં વંશજો તેઓની ગુપ્ત વિશ્વાસઘાતકતા ઉપર શક નહિ લાવીને, ઇમામોથી છાની રીતે અને તેઓની મંજુરી સિવાય અબ્બાસના વંશધર અલીના પુત્ર મહમ્મદની અને તેઓનો પક્ષ કરનારાઓની કાર્યસિદ્ધિના માટે આવશ્યક સહાય કરવાને તત્પર થયા હતા.

૧૨૫ હીજરીમાં મહમ્મદનું મરણ થયું. તેઓ પોતાના મરણ પહેલાં પોતાના પુત્ર ઈબ્રાહિમ, અબદુલ્લા, આબુલઅબ્બાસ અને અબદુલ્લા અબુજાફર (અલ-મનસુર) ને અનુક્રમે પોતાના ઉત્તરાધિકારી નક્કી કરી ગયા હતા. અબ્બાસ વંશને ઈસ્લામ જગતના ખલીફાપદે પ્રતિષ્ઠિત કરવા માટે તેમની હયાતિમાં જેજે પ્રકારના પ્રયત્નો ધીરજ અને સાહસની સાથે ગુપ્ત રીતથી મત એકઠા કરવાનું કાર્ય ચાલતું હતું તેવીજ રીતે તેના મરણ પછી પણ ચાલુજ હતું.



# પ્રકરણ ૧૧ મું.

## ખલીફા હિશામનો શાસનકાળ.
## ઉમ્મિયાવંશ ( હાકામના વંશજો ).





( ૧૦૫–૧૨૫ હિજરી ૭૨૮–૭૪૪ ઇસ્વી ).

ખલીફા બીજા યજીદના મરણ પછી તેનો ભાઇ હિશામ દમાસ્કસના સિંહાસને બેઠો. એ સમયમાં આખું મોસ્લીમ સામ્રાજય ઘોર જાતિય વિદ્વેષ અને અશાંતિમાં ડુબેલું હતું. તુર્કી અને ખારજી સંપ્રદાયની જંગલી જાતિના લોકોએ રાજયના ઉત્તર વિભાગ ઉપર હુમલો કર્યો હતો. ધર્માંધ ખારજી લોકો રાજયના મધ્યભાગમાં અસંતોષ ઉશ્કેરાઇ જતા હતા અને અબ્બાસવંશીઓના છૂપા જાસુસો છાની રીતે પોતાનું કાર્ય સિદ્ધ કરતા હતા. આ ત્રણ પ્રકારની શક્તિઓએ એકત્ર થઇને પૂર્વ તરફના સઘળા પ્રદેશમાંથી ઉમ્મિયાવંશની સત્તાને મૂળમાંથી ઉખેડી નાંખવાનો આરંભ કર્યો હતો. આરબોના મુખ્ય પુરૂષો કોઇ કોઇ અંતર વિદ્રોહથી અને કોઇ કોઇ ગુપ્ત ષડયંત્રથી મરાયા હતા. ખલીફા બીજા યજીદનો તેમના મંત્રીવર્ગ ઉપર અંધવિશ્વાસ હોવાથી, તેઓ મારફત રાજયશાસન કાર્ય નકામા સ્થાઇ લોકોના હસ્તગતે નાશ થયું હતું અને તેઓની આવા પ્રકારની અવ્યવસ્થાથી સામ્રાજયના સઘળા લોકો વિરક્ત ગઇ ગયા હતા. ઘોર અંધકારવાળી રાત્રીમાં આકાશમાર્ગે જેમ બે ચાર તારાઓ રાત્રીના અંધકારનું હરણ કરે છે, તેજ પ્રમાણે અંધકાર પૂર્ણ રાજયના કોઇ કોઇ સ્થાને માત્ર બે ચાર જણ કર્ત્તવ્યપરાયણ રહીને માંડ માંડ પ્રાચિન આદર્શનું રક્ષણ કરતા હતા; પણ વ્યક્તિગત ઉચ્ચાભિલાષાની ઇચ્છાએ મુખ્ય કરીને રાજકર્મચારીઓની અંદરથી પ્રાચિન સ્વદેશ પ્રેમિકતા અને ધર્મોન્મત્તતા અંતર્હિત થયાં હતાં. આ પ્રકારના સંકટના સમયે ઇસ્લામ સામ્રાજયરૂપ તરણીને અનિવાર્ય ધ્વંસમાંથી બચાવવા સારૂ કોઇ એક દક્ષ નાવિકની જરૂર હતી પણ ખલિફા હિશામ એ કાર્યમાં થોડોજ ઉપયુક્ત હતો. તથાપિ એ વાત વગર શકે કહી શકાય કે, ખલીફા બીજા યજીદ કરતાં તે ઘણી રીતે ઉપયુક્ત હતો. તેના શાસન

કાળમાં રાજ દરબારની અનેક રીતિનીતિનું પરિવર્તન થયું હતું. શાસન શિથિલતાનો સુબંદોબસ્ત, સમાજીક આચાર વહેવાર અને ધર્મ જીવન પ્રતિપાલન માટે બહુજ લક્ષ આપવામા આવ્યું હતું; પણ કઠોરતાની જગાએ અપ્રસન્નતા અને કૃપણુતાની જગાએ અર્થલોલુપતા દેખાવા માંડી હતી. આ બે મુખ્ય દોષો તેનાં ચરિત્રનાં બીજાં કલંકો સાથે મળીને ગુરૂત્તર થઇ પડ્યાં હતાં. તે લોકો પ્રતિ સહાનુભૂતિ પ્રદર્શિત કરવાને ચાહતો હતો; પણ જાતિ અહંકાર છોડતો નહોતો. મનમાં હમેશાં શંકાશીલ રહેતો અને કોઇનો પણ વિશ્વાસ કરતો નહોતો. શત્રુ અને ષડયંત્રના હાથમાંથી છૂટી જવાને માટે તે હમેશાં ગુપ્તજાસુસો અને ગુપ્ત ષડયંત્રના ઉપર આધાર રાખતો હતો. ખોટા સમાચારો ઉપર આધાર રાખીને અને સંદેહના વશીભુત થઇને તેણે ઘણા ભાગે રાજ્યના સર્વગુણસંપન્ન કામદારોનું નિકંદન કાહાડી નાંખ્યું હતું અને આ રીતે વારંવાર શાસનકર્તાઓના ફેરફારથી રાજ્યમાં અંધકાર વ્યાપી ગયો હતો. તેના શાસન કાળમાં જો કોઇપણ પુરૂષે લાંબા સમય સુધી પ્રદેશમાં શાસન ચલાવ્યું હોય તો તેમાં અબદુલ્લા—અલ કાસરીનો પુત્ર ખાલેદ ઉત્તમ હતો. તેણે ખલીફા હિશામના સિંહાસન ઉપર આવવાના સમયથી ૧૨૦ હીજરી સુધી ઇરાક પ્રદેશમાં શાસન કર્યું હતું. તે ઇમીનાઇટવર્ગનો એક ઉદાર નૈતિક મતવાળો પુરૂષ હતો. તે અતીવ દક્ષતા અને ન્યાયપરાયણુતા સહીત મોધારાઇટ અને ઇમીનાઇટ વર્ગોમાં સમદર્શીપણું રાખવાને સમર્થ થયો હતો; અને તેના સમયમાં આ આ બે પ્રતિસ્પર્ધિ વર્ગોની અંદર વિવાદનો જન્મ પણ થતો નહોતો. તે ખ્રિસ્તિ અને યાહુદીઓ ઉપર ઉદારભાવ પ્રદર્શિત કરતો હતો. તેણે તેઓના પુરાતનિક ગીરજાઓમાં સુધારો કરાવ્યો હતો અને સાર્વજનિક તથા લાભજનક રાજકાર્યમાં તેઓને નીમ્યા હતા. તેના જ્ઞાનગર્ભ અને રાજનીતિજ્ઞ સમભાવનાના પ્રભાવે તે ખારજી લોકોનો વિશ્વાસુ થઈ શકયો હતો. આ પ્રકારે વિદ્વેષનો ભાવ સઘળા સમયમાં સઘળા દેશોમાં જોવામાં આવે છે, પણ ખલીફાની કૃપાદ્રષ્ટિએ તેનું શત્રુની સર્વ પ્રકારની હિંસામાંથી રક્ષણ કર્યું હતું. ૧૫ વરસ સુધી તેણે જે પ્રકારે બાહાદુરીથી શાસન કાર્ય ચલાવ્યું હતું તે પ્રમાણે તેનું પતનપણ અકસ્માત રીતે થયું હતું.

---

## સગડિયાન જાતિનો વિદ્રોહ.

ખલિફા હિશામના ગાદી ઉપર આવવા પછી થોડાજ સમયમાં ખોરાસાનમાં મોધારાઇટ અને ઇમીનાઇટ વર્ગોની વચ્ચે વિવાદ અગ્નિ સળગી

ઉઠયો હતો અને તેનેં શમાવવા સારૂ ખલીફાને અનેક શકિત વાપરવી પડી હતી. એ પછી સગડીયાન જાતિવાળાઓ, ત્યાંના શાસનકરવાવાળાના જુલમથી વિદ્રોહી થઇ પડ્યા હતા. ત્યાંના શાસન કર્તાએ એવું જાહેર કર્યું હતું કે:—"જેઓ ઇસ્લામ ધર્મ અંગીકાર કરશે તેના પાસેથી વ્યકિતગત રાજકર–જાતીવેરો–(Tost tax) લેવામાં આવશે નહિ" પણ આ પ્રમાણે જણાવ્યા પછી તેઓ માંહેના ઘણાએ ઇસ્લામ ધર્મ અંગિકાર કર્યો હતો એટલે તેણે ફરીથી તે કર લેવા માંડયો હતો. આજ તેના વિદ્રોહી થવાનું કારણ હતું. ત્યાંના આરબ ઉપનિવેશીકો, તેઓના દળપતિ હારેસની સરદારી નિચે વિદ્રોહી લોકો સાથે મળી ગયા હતા. સગડીયાન જાતિ સાથે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવાથી આ, આરબ દળપતિ ત્યાંના શાસન કરતાનો અતિશય તિરસ્કાર કરતો હતો. એ સિવાય વીદ્રોહીઓને ટ્રાન્સેકસીયાના પૂર્વ તરફના ભ્રમણ કરનારા તુર્કી દળપતીઓની સહાય મળેલી હતી. આ વીદ્રોહનું દમન કરવા સારૂ પ્રથમ અનેક નિષ્ફળ પ્રયત્નો કર્યાં, આખરે એરાકના પ્રતીનીધી ખાલેદે પોતાના ભાઇ આસાદને એ પ્રદેશમાં શાંતિ કરવા સારૂ મોકલ્યો. આસાદના આવવાથી વિદ્રોહીઓએ નાસીને તુરકી દળપતિનો આશ્રય લીધો હતો. આ જંગલી જાતિ વારંવાર આક્રમણ કરીને દેશની શાંતિનો ભંગ કરતી હતી એટલા માટે ૧૧૯ હિજરીમાં તુરકી દળપતી 'થાકાન' ના રાજ્યમાં 'ખાફ્તાલ' નામના પ્રદેશમાં સેનાપતિ સાદ યુદ્ધ કરવા ગયો. સાદના લશ્કર સહિત આવવાથી તુરકીઓએ હુમલો કર્યો પણ તેઓ હાર્યા. તે પછી તેણે અનેક સામગ્રી તુરકીની લૂટી લીધી હતી; પણ તે પ્રદેશોમાં નહિ સહન થઇ શકે તેવી ટાહાડ પડવાથી શત્રુઓ ઉપર ફરીથી હુમલો કરવાનું માંડીવાળીને બલ્ખમાં પાછા ફરવાની ફરજ પડી. આ જગાએ શીતરૂતુ પૂરી કરવાનો સંકલ્પ કરીને તેણે લશ્કરને વિદાય કરી દીધું. આ તકનો લાભ લઇને તુર્કી લોકોએ ફરીથી ટ્રાન્સાકસિયાના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. ત્યાંના લોકોને મારી નાંખીને તેમનું સર્વસ્વ લૂટી લીધું. જે સમયે તુર્કીઓ, આવી રીતે લોકોને મારી નાંખવામાં અને તેઓનું સર્વસ્વ લૂટી લેવામાં રોકાયેલા હતા, તે સમયે ત્યાંના શાસનકરતા આસાદે પર્વત ઉપર વિપદ સૂચક સાંકેતિક અગ્નિ સળગાવીને તેના લશ્કરને એકઠું કરી શત્રુઓનો વિનાશ કર્યો. ફક્ત તુરકી સેનાપતિ ખાકાન નાસી જઇને પ્રાણ બચાવી શક્યો; પણ થોડાજ સમયમાં તેના પોતાના એક સરદારે તેને મારી નાંખ્યો. ખલીફા હિશામને પ્રથમ આ સેનાપતિ ખાકાનના મરણનો વિશ્વાસ આવ્યો નહિ એટલે આ

હકીકત ખરી છે કે ખોટી તે જાણવા માટે એક દુત મોકલ્યો હતો. જ્યારે તેણે જાણ્યું કે, ઇસ્લામનો દુષ્ટ શત્રુ મરાયો છે તે વખતે દમાસ્કસમાં ખુશાલી દરશાવી હતી. (આ સમયે તુરકી લોકો ઇસ્લામમાં આવ્યા નહોતા. તેઓ જાજાવર નામની જંગલી જાતિના હતા.) ઇરાકની શાસન સત્તા ખાલેદના હાથમાંથી લઇ લેવા પહેલાં થોડાજ વખતે ૧૨૦ હીજરીમાં તેનો ભાઈ આસાદ ગુજરી ગયો હતો. તે પછી સાઇયારના પુત્ર નસરને ખોરાસાનની શાસનસત્તા આપી હતી. તેના વિરૂદ્ધમાં નાના પ્રકારનાં પડ્યંત્રો હોવા છતાં તે પોતાના મરણપર્યંત ૧૩૦ હીજરી સુધી આ પ્રદેશનું શાસન કરવાને સમર્થ થયો હતો. તે વચલા વર્ગના ટોળા માંહેનો હતો અને તેના તાબામાં જન સાધારણના કલ્યાણ માટે તે અત્યંત પ્રયત્ન કરતો હતો. તેના શાસનકાળના પ્રારંભમાં એટલે કે, મોધારાઇટ અને ઇમિનાઇટ વર્ગોમાં વિવાદ ઉત્પન્ન થવા પહેલાં તે શાસન-કાર્યમાં, ફક્ત સખત નહોતો એટલુંજ નહિ પણ ન્યાયપરાયણ અને ઉદાર હતો. વિદ્રોહી સગડીયાન જાતિ કે જેઓ અત્યાર સુધી તુરકી અધિકાર મધ્યે પરિભ્રમણ કરીને રઝળતા ફરતા—તાબેદારી સ્વીકારવા માટે કહેણ મોકલતાં તેઓએ શાસન કરતા નસરને, નીચે લખેલી બે શરતોએ સંધી કરવાની ઇચ્છા જણાવી હતી. પ્રથમ અમારા માંહેના કોઇપણ માણસને અમારા પોતાના ધર્મ માટે પીડા કરવી નહિ તેમજ ઇન્સાફ કરવા વગર સજા કરી શકાય નહિ. બીજું—અમારા માંહેના કોઇને ઇસ્લામ ધર્મની બાહારનો ગણીને અપરાધિ ગણી શકાશે નહિ. શાસનકરતાએ આ બેઉ શરતોનો સ્વિકાર કરવાથી તેઓ પોતાની જગોએ પાછા ફરી ગયા.

---

## ઉત્તર ઇરાન અને આરમીનીયાની હાલત.

જે સમયે એશિયામાં આ પ્રકારની ઘટના ચાલતી હતી તે સમયે ઇરાન અને આરમીનીયાના કોકેસસ પર્વતવાસી લોકો વારંવાર હુમલા કરતા હતા. મેસોપોટે-મિયા, આર્મિનીયા અને આજરવિજાનની શાસનસત્તા એક સાથે, આર્મીનીયાના શાસનકર્તા ખલિફા હિશામના ભાઇ માસલામાના હાથમાં હતી. ૧૦૮ હીજરીમાં સંખ્યાબંધ તુરકીઓ આરારાટ પર્વતની ઉપરના પર્વતમય પ્રદેશમાંથી બહાર નિકળીને ઇરાન અને આજરવિજાન ઉપર ચડી આવ્યા હતા, પણ પાછળથી તેઓ હારીને નાસી ગયા. તેઓએ એક વખત ઇરાન ઉપર આક્ર-મણ કરીને શિક્ષણ મેળવ્યું હતું તે પછી ચાર વરસે ખાજાર સંપ્રદાઇ અસંખ્ય તુરકીઓએ એક સાથે આરમાનીયામાં પ્રવેશ કર્યો. માસલામાના

પછીના આરબ શાસનકરતા જારરા, આરદેબીલની પાસે હારીને મરાયો અને અસભ્ય તુરકી લોકોએ મોઝેલ સુધીનો મુલક ઉજડ કરી મૂકયો. એજ સ્થળે સઇયદ અલ-હારસીની સરદારી:તળેનું વોલંટીયર લશકર તેને મળ્યું, તે સાથે લડતાં તુરકી લોકો હાર્યા અને બહુ માણુસો મરાયાં. મોઝેલના મરણુની ખબર મળતાં ખલીફા હિશામે સઇયદ અલ-હારશીને એ જગોએ મોકલ્યો. દુર્બળ તુરકી લોકો લૂટેલું દ્રવ્ય, તથા પકડેલાં માણુસો, પાછાં આપીને આરારાટ પર્વતને ઓળંગીને નાસી ગયા. પાછળથી આ સઘળું દ્રવ્ય તેના ઉત્તરાધિકારીને આપી દીધું હતું.

ખલીફા હિશામે પોતાના એકલશૂરા સ્વભાવથી સઇયદને પદભ્રષ્ટ કરીને તેની જગા ઉપર ફરીથી માસલામાની નિમનોક કરી હતી.ઃ એના પછી એક વરસે (૧૧૪ હીજરી) માસલામાને ફરીથી પદભ્રષ્ટ કરીને મરવાન *નામના એક પુરૂષને એ જગો ઉપર ગોઠવ્યો હતો. એજ મરવાન ભવિષ્યમાં દુમાસ્કસની ગાદી ઉપર બેઠો હતો. મરવાને સત્તા હાથમાં લેતાં વાંતજ ખાઝાર જાતિની નિવાસભૂમિ ઉપર હુમલો કરીને તેઓને હરાવ્યા અને પોતાની સત્તા સ્થાપી હતી. જોર્જીયા પ્રદેશ જીતી લીધો હતો અને લેસ-ઘીસ અને અન્યાન્ય પર્વતવાસી જાતિઓ પાસે તાબેદારી કબુલ કરાવી હતી; પણુ ઉત્તરમાં તુરકી લોકોએ મુસલમાનની સત્તા ઉપર વારંવાર હુમલા કરવાથી તેઓની સાથે મરવાન નિરંતર લડાઇમાં વ્યસ્ત રહેતો હતો અને તેથી સામ્રાજ્યને નાણાં સંબંધી મોટું ખરચ થયું હતું. દક્ષિણુ અરબસ્તા-નમાં પણુ સંપૂર્ણ રીતે અશાંતિ ફેલાએલી હતી. એરાકમાં ખારજી લોકોએ બળવો ઉઠાવવાથી ઘણું લસ્કર મોકલીને તેઓનું દમન કરવું પડ્યું હતું.



## ખલીફા હિશામના સમયમાં આફ્રિકા અને સ્પેનની હાલત.

આફ્રિકા અને સ્પેનમાં કેટલાક દિવસો થયાં શાંતિ હતી, અને આ શાંતિના સમયમાં કેટલોક નવો વિભાગ જીતાઇને ઇસ્લામ સામ્રાજ્યમાં વધારો થયો હતો. ૧૧૫ હીજરીમાં સૂદાન અને તે પછીના વરસમાં સાર્દિનિયા બેટો જીતી લીધા હતા. ૧૨૨ હીજરીમાં સિસિલી બેટ ઉપર હુમલો કરવામાં આવ્યો અને ભયંકર લડાઇ પછી, 'સાઇરાકયુઝ' જીતી લીધું હતું. ફ્રાન્સની

* આ મરવાન હાકમ વંશના સ્થાપનાર પ્રથમ મરવાનનો પૌત્ર હતો. તેના બાપનું નામ મહમદ હતું.

પણ કેટલીક જગાઓ જીતી લીધી અને ખલીફા હિશામનાં સૌભાગ્ય સૂર્યનાં કિરણો રાજ્યની પશ્ચિમ તરફના મુલક સુધી ચમકવા લાગ્યાં હતાં પણ તેના પછી એક વરસ પસાર થયું એટલામાં બાર્બર અને ખારજી લોકોએ ઉત્તર આફ્રિકામાં ભયંકર વિદ્રોહ અગ્નિ સળગાવી મૂકી હતી. એ સમયમાં મોરાકકો દેશમાં એક નવો ધર્માંધ સંપ્રદાય ઉત્પન્ન થયો હતો. તેઓ સોફારાઇદસ ( Soffarides )ના નામથી ઓળખાતા અને જુલમ તથા ધર્માંધપણામાં તેઓ પૂર્વ દેશના આઝારીકા સંપ્રદાયની બરાબર હતા. પૂર્વદેશના ભ્રાતા આ માફક અત્યાચારથી પીડાઇને તેઓ જુલમ કરનારાઓનો અત્યંત તિરસ્કાર કરતા હતા અને તેમના વિરૂધ્ધમાં હમેશના માટેનું લશ્કર ઉભું કર્યું હતું. જેઓએ ઉમ્મિયા ખલિફાની તાબેદારી સ્વિકારી હતી તેઓ તેને અવિશ્વાસી ધારતા હતા. ટાંજીયારના શાસન કરતાની ગેરહાજરીમાં તેનો પુત્ર પ્રતિનિધિ સ્વરૂપ કામ કરતો હતો તેણે ત્યાંના મુસલમાનો ઉપર વ્યકિતગત-જાતીવેરો ( Test-tex ) સ્થાપન કરવાનો પ્રયત્ન કરેલો હતો તેનાથી તેઓ સઘળા અત્યંત ક્રોધે ભરાઇને બાર્બર લોકો સાથે મળી ગયા અને બળવો ઉઠાવ્યો હતો. શાસન કરતાને મારી નાંખીને નગર કબજે કરી લીધું ને પછી તેઓ કેરોવાન તરફ ગયા સિસિલીના વિજય કાર્યને હમણાં જેમની તેમ હાલતમાં રાખીને બાર્બર લોકોનો મુળમાંથી નાશ કરવા સારૂ ત્યાંના સેનાપતિને બોલાવ્યો. સિસિલીના સેનાપતિનો પુત્ર જે સમય પોતાનું નાનું લશ્કર લઇને રાજધાનીમાં પાછો ફરતો હતો તેજ સમય તે અસંખ્ય બાબરોના સન્મુખે આવી ચડ્યો. આ વિદ્રોહીદળ સંખ્યામાં મુસલમાનો કરતાં અત્યંત વધારે હોવા છતાં જે બાહાદૂરીના માટે આરબો પ્રખ્યાત હતા તેના ઉપર વિશ્વાસ રાખીને મોસ્લેમ સેનાપતિએ તતક્ષણાત્ પોતાના લશ્કરને યુધ્ધ કરવાને હુકમ કરી આપ્યો. પણ તેઓ સંખ્યામાં બહુજ કમ હોવાથી, તેઓની બાહાદૂરી સફળ નિવડી નહિ. આરબોએ પોતાના સ્વાભાવિક ધર્મનાવશીભૂત થઇને હાથમાં તરવાર પકડી એકદમ લડાઇના દરીયામાં ઝપલાવ્યું, અને લશ્કરનાં માણસોએ પણ તેમનું અનુકરણ કીધું. આરબો શત્રુઓથી ઘેરાઇને હાર્યા, અને લડાઇમાં એકે એક જણ મરાયા. આ ભયંકર લડાઇમાં આરબ ઘોડેસ્વારો અને યશસ્વી આરબ બાહાદૂરો મરાયા હતા. એટલા માટે ઐસ્લામિક ઇતિહાસે આ લડાઇ ફાઇટ ઓફ ધી નોબલ ( Fight of the noble ) ના નામથી જાણીતી છે. ગજવાત-અલ-અશરફ, આ પ્રમાણે હબીબના પુત્રના લશ્કરનો નાશ થવાથી, ઉત્તર આફ્રિકામાં

ફરીથી અંધકાર ફેલાવા લાગ્યો હતો. આ વિદ્રોહનું કંપન-થરથરાટ-સ્પેનમાં પણ જણાયું હતું. ત્યાંના રહેવાશીઓ પોતાના શાસનકરતાના વિરૂધ્ધે ઇભા થઇને, શાસન કરતાને કાહાડી મૂકયો અને તેનીજગ્યાએ એક એવા પુરૂપને ગોઠવ્યો કે જેને ખલીફા હિશામે પદભ્રષ્ટ કર્યો હતો. પોતાના સૈન્ય તરફથી ખલિફા હિશામને આવા સમાચાર મળતાં તે અતિશય ક્રોધે ભરાયો હતો. તેણે પ્રતિજ્ઞા લીધી હતી કે, મારા ક્રોધનું પરિણામ વિદ્રોહી લોકોએ અવશ્ય ભોગવવું પડશે. વિદ્રોહી લોકોએ નિમેલા પ્રતિનિધીને ખલીફાએ બરતરફ કરીને તેની જગોએ કુલસુમ નામના એક દક્ષ સેનાપતિને મોકલ્યો અને તેને પૂર્વ ઘટનાનું વેર લેવાની ભલામણ કરવામાં આવી. યુધ્ધની શરૂઆતમાંજ બે પ્રતિસ્પર્ધિ સેનાપતિઓની વચ્ચે વિવાદ શરૂ થયો. તેના પરિણામે આરબો ફરીથી હાર્યા અને તેમના મુખ્ય મુખ્ય યોધ્ધાઓ લડાઇમાં મરાયા. સિરીયાના લશ્કરનો એક ભાગ સ્પેનમાં ચાલ્યો ગયો અને બાકીના લશ્કરે કેરોવાનમાં આશ્રય લીધો; પણ તે જગોએ ઓકાશા નામના વિદ્રોહિ સેનાપતિની સરદારી નીચે બાર્બર લોકો અને ધર્મોન્મત્ત સોફ્રારાઇટ સંપ્રદાયના લોકોએ તેમને કેદ કર્યા. આ ઓકાશાએ પ્રથમ કેબસ નગરમાં હથિયાર ઉપાડી વિદ્રોહી વાવટો ઉડાડ્યો હતો. બાર્બર લોકોએ મુસલમાનો ઉપર વારંવાર ચડાઇ કરીને થાકી ગયા હતા અને તેઓ માંહેના ઘણા જણ માર્યા ગયા હતા. તેમનો સરદાર ઓકાશા થોડા દિવસને માટે દુર્ગમ મરૂભૂમિમાં પાછો ફર્યો હતો.

---

## શાસનકર્ત્તા હાંજાલાનું વર્ણન.

એ સમયમાં ખલિફા હિશામે કાળા સંપ્રદાયી સફવાનના પુત્ર હાંજાલાને આફ્રિકાનો શાસનકર્ત્તા ઠરાવ્યો હતો. તેણે રાજધાની કેરોવાનમાં આવીને કિલ્લાને મજબુત કરવા નિશ્ચય કર્યો અને અંદરના લશ્કરને નવા સાહસથી તેજસ્વી કર્યું. તેના પછી થોડાજ વખતે ત્રણ લાખ બાર્બરોએ કેરોવાન નગરીને ઘેરી લઇને નગરવાસીઓને અંદર પેસવાના તથા બહાર નિકળવાના રસ્તાને બંધ કરી દીધા. આરબોને ભયંકર વિપતિમાં નાંખ્યા, પણ સેનાપતિ હાંજાલા પ્રાથમિક યુગના મુસલમાનો માફક બાહાદૂર હતો. ફક્ત તેણેજ બીજા ખલીફા હજરત ઉમ્મરના પ્રમાણે સબળા મુસલમાન લશ્કરોને ધર્મમદે ઉત્તેજીત કર્યા હતા. આ સમયમાં લશ્કરમાં આવો વ્યહવાર દેખાતો નહોતો. તેણે, રાજધાનીની મોટી મસજીદના આંગણામાં ઉભા રહીને મુસ-

લમાનોને આ પ્રમાણે કહ્યું હતું:—"હે ભાઇઓ, અંદરના ભાગમાં ઘેરાયેલા મુસલમાનો અને બહારમાં ઉભેલા દુશ્મનો વચેના યુદ્ધના પરિણામ ઉપર માહારા જીવન મરણનો આધાર છે. જો આ ભયંકર લડાઇમાં બાર્બર લોકોનો વિજય થયો તો વૃદ્ધ, યુવાન, પુરૂષ કે સ્ત્રી, બાલક–બાલિકા કે કોઇપણ નગરવાસી તેઓના હાથ માંહેની તરવારના મુખમાંથી બચવા પામશે નહિ. ઇસ્લામિક ઇતિહાસમાં આ એક ભયાવહ ઘટના કોઈ કાળે ભુલાવાની નથી." જે સમયે ઘેરો ઘાલનારા રાજધાનીની ચારે તરફ ખૂન અને લૂટફાટ કરતા હતા, તે વખતે ઘેરાએલા નગરવાસીઓ અનાહારે કિલ્લાની દિવાલો ઉપર ચડીને શંકિત ચિત્તે તેઓની નિર્દયતાનું નીરિક્ષણ કરતા હતા. સેનાપતી હાંજાલે નગરવાસીઓને વોલંટીયર તરીકે લશ્કરમાં જોડાવાની માગણી કરતાં તેઓએ આનંદ સાથે માગણી કબુલ રાખી હતી. આરબની સ્ત્રીઓ લડાઇનું કષ્ટ સહન કરવાને ટેવાયેલી હતી; એટલુંજ નહિ પણ તેણીઓ પોતે પ્રસંગ આવતાં હથિયાર ગૃહણ કરીને પોતાના સ્વામીને કે ભાઇને અનેક સમય સહાય કરી અસાધારણ બાહાદૂરી બતાવતી હતી. સેનાપતી હાંજાલા, સ્ત્રીઓનું એક સૈન્ય બનાવી નગર રક્ષણ કરવાનું તેણીઓને સોંપ્યું અને સઘળા પુરૂષ લશ્કરને તેમજ વોલંટીયર લશ્કરને દુશ્મનો ઉપર તુટી પડવા હુકમ કીધો. આખી રાત સેનાપતિ હાંજાલાએ તેમના કર્મચારીઓને હથીયાર વહેંચવામાં અને બીજા દિવસની લડાઈ સંબંધી ઉપદેશ દેવામાં કહાડી હતી. સવારની નમાજ પછી મુસલમાનો ઉઘાડી તરવારે દુશ્મનો ઉપર તુટી પડયા અને સહવારથી સાંજ સુધી મોટી ભયંકર લડાઇ ચાલી. આખરે બાર્બર લશ્કરમાં ભંગાણ પડ્યું અને દુશ્મનો નાસવા માંડયા. એ નાસી જનારા લોકોની બચાવ કરવાની શક્તિનો નાશ થતાં સુધી મુસલમાનો તેમની પાછળ પડ્યા હતા. એ યુદ્ધમાં લગભગ બે લાખ બાર્બરો મરાયા અને આરબોનાં પણ બહુ માણસો મરાયાં. બાર્બરોના હાથમાં પકડાઇને આરબોએ જે દુઃખ ભોગવ્યું હતું અને બાહાદુર હાંજાલાએ દૃઢ પ્રતિજ્ઞા કરીને જે પ્રકારના કષ્ટથી યુદ્ધમાં વિજય મેળવ્યો હતો તેના માટે સર્વશક્તિવાન પરવરદિગાર પાસે કૃતજ્ઞતા પ્રદર્શન કરવા માટે કેરોવાનની સઘળી મસજીદોમાં પ્રાર્થના કરવામાં આવી હતી. હાંજાલા આ પ્રકારે સમસ્ત ઉત્તર આફ્રિકામાં શાંતિ સ્થાપન કરવાને શક્તિવાન થયો હતો અને જ્યાં સુધી તેણે એ દેશમાં શાસન–સત્તા ચલાવી હતી, ત્યાં સુધી તે ઠેકાણે કોઇ પણ પ્રકારના વિદ્રોહની સુચના થઇ નહોતી. તેની નમ્ર અને ન્યાયનિષ્ઠ શાસનનીતિદ્વારા જલદીથી ઉત્તર આફ્રીકા પોતાનાં પૂર્વ સુખ, સમૃદ્ધિ પ્રાપ્ત કરવાને સમર્થ થયો હતો.

## આન્ડાલુસિયા અથવા સ્પેનની હાલત.

આઇબિરિયન દ્વીપકલ્પના ગ્યાસકલિ, લાંગોયેડક અને સેવોય (savoy) નો કેટલોક ભાગ લઇને આંડાલુસીયા પ્રદેશ ઠરાવવામાં આવ્યો હતો, અને ઉમ્મિયા ખલીફાઓના રાજ્યોમાં આ પ્રદેશ વધારાનાં રાજ્ય તરીકે ઉમેરાયેલો હતો. આરબોના શાસનના સ્વાભાવિક નિયમ પ્રમાણે ચાલનારા અન્યાન્ય દેશો પ્રમાણે આ પ્રદેશના સઘળા લોકોએ વિજેતા-આરબ લોકોની સભ્યતા અને આચાર વ્યહવારનું અવલંબન કર્યું હતું; પણ આ પ્રદેશ રાજધાનીથી બહુ દૂર હોવાથી તેની રાજ્યવ્યવસ્થા સારી રીતે કરી શકાતી નહોતી. જે વ્યવસ્થાથી ત્યાંનું રાજ્ય ચલાવવામાં આવતું હતું તેનાથી હમેશાં રાજ્ય વ્યવસ્થા અવ્યવસ્થિત રહેતી હતી. હાલમાં જેમ હિંદુસ્તાન ઇંગ્લાંડની સત્તા નીચે છે, તે સમયમાં સ્પેન પણ તેવીજ રીતે આફ્રિકાની સત્તા નીચે હતું. આફ્રિકાના કેરોવાનના રાજપ્રતિનિધિઓ ઉમ્મિયા ખલિફાના અનુમોદન સિવાય આન્ડાલુસિયાનો શાસનકર્ત્તા નિયુક્ત કરવાને સત્તા ધરાવતા હતા. પારિવારિક અથવા સાંપ્રદાયિક સ્વાર્થરક્ષાના માટે ઘણું કરીને લોકવર્ગના સ્વાર્થની દરકાર ઓછી રખાતી હતી અને શાસન કરતાના વારંવારના ફેરફારોથી શાંત ન થાય તેવો અંતરવિદ્રોહ ઉત્પન્ન થયો હતો. તુલો નગરીના કિલ્લાની દિવાલ પાસે અસ-શામનું મોત થતાં, લશ્કરી લોકોએ તે જગોએ અબ્દરહેમાન અલ ઘાફેકી નામના સરદારને મુકરર કર્યો હતો. પણ ફક્ત થોડાજ મહિના શાસનકાર્ય ચલાવવા પછી આફ્રિકાના રાજપ્રતિનિધિએ, અનબાસા નામના એક પુરૂષને તે જગો ઉપર નિયુક્ત કર્યો હતો; એ પ્રમાણે લખાયેલું છે કે, અબ્દરહેમાન ઘણોજ સાહસીક, દક્ષ, ન્યાયપરાયણ અને વિચાર કાર્યમાં નિષ્પક્ષપાતિ હતો. નવા શાસન કરતા, અન-બાસાના આવતાં સુધી તેણે આઇબીરીયન દ્વીપકલ્પના ઇર્ષાપૂર્ણ સંપ્રદાયના લોકોને સુશાસનમાં રાખ્યાં હતાં. અનબાસાએ ૧૦૩ હીજરીના સફર મહિનામાં રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી હતી. ખલિફા હિશામના સિંહાસને આવવા પછી થોડાજ વખતમાં તેણે ફ્રાન્સ દેશ ઉપર ચઢાઈ કરીને કારકાસોન, નાઇન્સ, અને અન્યાન્ય મુખ્ય શહેરો જીતી લીધાં હતાં. (ઓગસ્ટ, ૭૨૧ ઇસ્વી) "એક બીજાએ પરસ્પરમાં સહાય કરવી." એ મતલબથી તેણે પાસેના ગથ લોકો સાથે સંધીના કરારો કર્યા. ઐતિહાસિક રેન્ડ (Rainaud) સાહેબ, બેજર ઇસિડોરના મતાનુસારે લખી ગયો છે કે—"બળ પ્રયોગના બદલામાં બુધ્ધિપૂર્વક ડહાપણ અને સુબંદોબસ્ત, ફક્ત એજ કારણે કરીનેજ અનબાસાનો જય થયો હતો;

અને નિવાસી લોકોના પ્રતિ સદવ્યહવારે વર્તવાથીજ દક્ષિણ ફ્રાન્સમાં મોસ્લિમ અધિકાર મજબુત થયો હતો."

ફ્રાન્સના લોકો સાથે થયેલી સંધિના કરારોનું રક્ષણ કરવાની મતલબથી ત્યાંના મુખ્ય મુખ્ય પ્રખ્યાત લોકોને બાર્સિલોનામાં બોલાવીને તેમની સાથે સદગૃહસ્થાઇને છાજતો વ્યહવાર બતાવવામાં આવ્યો હતો; અને જેનાથી આરબો અને તેઓની સાથે સંબંધ રાખનારાઓની અંદર સદ્‌ભાવ સંસ્થાપિત થાય, તેટલા માટે પ્રયત્ન કરતા હતા; પણ દુર્ભાગ્યક્રમે શાસનકર્તા અનબાસા, પિરિનીઝ પર્વત ઉપરના વિદ્રોહિઓના ઓચિંતા હુમલાથી મરાણો. તેના મરણથી સ્પેન દેશમાં ફરીથી ગેરવ્યવસ્થા ચાલુ થઇ અને મદદનીશ સેનાપતિ ઉજરા (Uzrah) સઘળું લસ્કર લઇને રાજધાનીમાં પાછો ફર્યો. (સાબાન ૧૦૭ હીજરી. જાનેવારી ૭૨૬ ઇસ્વી.) અનબાસાના, મરણ પછી ૧૧૩ હિજરીમાં અબ્દરહેમાનના નિયોગ કાળપર્યંત, પાંચ વરસની અંદર કોઇ કોઇ પુરૂષે ફકત કેટલાક મહિના શાસનસત્તા ચલાવી હતી. આ સઘળા ફેરફારોથી દેશનું શાસનકાર્ય તદ્દન અવ્યવસ્થિત થઇ પડયું હતું અને એટલાજ કારણથી પીલોયાની સરદારી તળે વિદ્રોહીઓ શકિતવાન થઇ પડયા હતા. ૧૧૧ હીજરીમાં હેસેમ (Haisem) સ્પેનનો શાસન કરતા મુકરર થઇને સ્પેનમાં આવ્યો હતો. આ પ્રતિનિધિ પિલોયાની સરદારી તળેના વિદ્રોહીઓના નિવાસ સ્થળનો ધ્વંસ કરવાને અને પીરીનીઝ પર્વતની ઉપરના કેટલંએક સ્થળોનો કબજો લેવાનો પ્રયત્ન કરતો હતો. લિયે મેકોન (Macon), ચેલોન્સ ઓન ધી સેઓનાને તાબે કરી લીધાં હતાં અને બાયુન (Boaune) અને (Autun) અટન, ઉપર ઘેરો ઘાલીને લુંટી લીધાં તથા અન્યાન્ય સ્થાનનાં લોકોને કર આપવાની ફરજ પાડી હતી; પણ છેવટે આ સઘળા વિજયોનું સારૂં ફળ આવ્યું નહિ. આરબો પોતાના પરસ્પરના અનૈકયને વશ થઇને આ સઘળાં શહેરોનું રક્ષણ કરવાને સમર્થ થયા નહિ અને આરબોના લસ્કરના મુખ્ય અંગ સ્વરૂપ બાર્બર લોકો પોતાના ઉધ્ધત વ્યહવારદ્વારા મેસેપેટામીયા નિવાસીઓની બંધુના તે શત્રુતા થઇ પડી હતી

## બાહાદુર પ્રતિનિધી અબ્દરેહેમાન અલ ઘાફેકીનું ચરિત્ર.

શાસન કરતા હેસેમના મરણ પછી ખલીફા હિશામે અબ્દરેહેમાન અલ ઘાફેકિને બોલાવીને તેને આન્દાલુસિયાની શાસન-સત્તા આપી.

તેના આવવાથી સ્પેનનાં લોકો શુભ લક્ષણ સમજીને આનંદ પામ્યા હતા. ઉમ્મિયા શાસનકાળમાં, અબ્દરેહેમાનના જેવો ડાહ્યો અને સ્વદેશ પ્રેમિક શાસનકર્ત્તા સ્પેનમાં કદિપણ આવ્યો નહોતો. શાસન પધ્ધતિ અને યુદ્ધ કુશળતાએ બેઉ સદ્દગુણોનો તે સંપૂર્ણ અધિકારી હતો. ઇમીનાઇટ અને મોધારાઇટ બેઉ વર્ગના લોકો ઉપર તેનું વિશેષ સન્માન હતું. લશ્કર તેના ઉપર દિલોજાનથી ફીદા હતું. અને ભદ્રતા, ઉદારતા અને ન્યાયપરાયણતાએ કરીને, તેણે સમસ્ત દેશ નિવાસિઓના અંતઃકરણનું આકર્ષણ કરેલું હતું. લોકોની સર્વ પ્રકારની હાલત જાણી શકાય તેટલા માટે તે સઘળા દેશના જીલ્લાઓ અને શહેરોમાં મુસાફરી કરતો હતો. સ્થાનિક મેજીસ્ટ્રેટો કર્તવ્ય કાર્યમાં બેદરકારી કે વિશ્વાસઘાત કરવા માટે અપરાધી ઠરે તો તેમને બરતરફ કરીને તેમની જગોએ ખાનદાન, ન્યાયપરાયણ લોકો નિયુક્ત કરતો હતો. જાતિગત કે ધર્મગત, વિભિન્નતાનો પરિત્યાગ કરીને પ્રત્યેક વર્ગના લોકો પ્રતિ સમાન દ્રષ્ટિ અને નિષ્પક્ષપાત વિચાર પ્રદર્શિત કરતો હતો. ખ્રિસ્તિઓ પાસેથી જે જે ગીરજાઓ બળપૂર્વક લઇ લેવામાં આવ્યા હતા. તે તેઓના ઉત્તરાધિકારીઓને પાછા આપવામાં આવ્યા હતા. બહુજ ડહાપણ અને સતર્કતાથી રાજ્ય વિભાગોમાં સુધારો કરવામાં આવ્યો હતો. પ્રજાવર્ગની શાંતિમાં અડચણ કરનારાઓનું તથા હમેશાં વિઘ્ન વિપતિઓ કરનારાઓનું ઘણીજ કઠોરતાથી દમન કરવામાં આવતું હતું. બલ્કે-તે ફકત સ્પેનમાંજ રાજ્ય પદ્ધતિમાં સુધારો કરીને અટકયો નહિ, પણ રાજ્યની ઉત્તર તરફના વિભાગનું પણ સંરક્ષણ કરી તે વિભાગને સુરક્ષિત કરવાનું તેને આવશ્યક જણાયું. ટુલોના યુધ્ધનો બદલો લેવાની ઇચ્છાથી સ્વાભાવિક ઉત્તેજનાથી ઉત્તેજીત થઇને અને બાહાદૂર સરદારો મુસા અને તારીકના પ્રમાણે વિજય મુકુટે આભુષિત થવાની ઇચ્છા કરીને તે ઉત્તર સિમામાં મોકલવા માટે બાહાદૂર લડવૈયાઓનું એક દળ એકઠું કરવાનો અવિરામ પ્રયત્ન કરતો હતો. ધર્મ-યુધ્ધમાં પ્રાણ આપવાના ઉત્સાહે ઉત્સાહિત થઇને બહુદર્શી, યુધ્ધકુશળ, બાહાદૂર સેનાપતિના અધિને કાર્ય કરવાને તરતજ અસંખ્ય સ્વેચ્છા સેવકો (વોલંટીયરો) તેના વાવટા નીચે એકત્ર થયા હતા. પીરીનીઝ પર્વતની બીજી બાજુના સર્ડાગન (Cerdagne) પ્રદેશના મુસલમાન શાસનકર્તાને, તે સમયના ખ્રિસ્તિ લખનારાઓ "મૂનૂઝા" નામે ઓળખાવી ગયા છે પણ તેનું ખરૂં નામ ઓસમાન, અને તેના પિતાનું નામ આબુનેસા અથવા આબુનેઝા હતું. તે યાકવીટાઇનના ડયુક, ઇડીસની સ્વરૂપવાન કન્યા

લેમ્પેજીક (Lampagic) સાથે પરણીને પરસ્પર એક બીજાને સહાય કરવાના કરારથી ડ્યુક સાથે સંધિના કરારથી બંધાયો હતો. તે મુસલમાન સરદાર પોતાના સસરા સાથે મળીને આરબોની સામે વિદ્રોહ કરવા તૈયાર થયો. આ વિદ્રોહના ખબર સાંભળીને અબ્દરહેમાને તરતજ અલ્લબાબ* નામની જગાએ લશ્કર મોકલ્યું. એજ સ્થાને મુનુજા પોતાની સ્ત્રી સાથે રહેતો હતો. અંતે વિદ્રોહી દળપતી મુનુજા મરાયો. તેની કમ ભાગ્ય સ્ત્રી અબ્દરહેમાનના મદદગાર સેનાપતિના હાથમાં પકડાણી, તેને સન્માનપૂર્ક દમાસ્કસ મોકલી આપી, અને ત્યાં તેણીને ખલીફા હીશામના એક પુત્ર સાથે પરણાવી દીધી.

---

## ફ્રાન્સ ઉપર ચડાઇ.

મુનુજાના મરણ પછી તેની સાથે સંધિના કરારથી બંધાએલા ખ્રીસ્તિ રાજ્યોની સાથેના કરારો રદ થયા અને તેઓમાં અવ્યવસ્થા ચાલુ થઇ. ઉત્તર પ્રદેશોમાં મોકલવાનું લશ્કર બરાબર તૈયાર થવા પહેલાં સેનાપતિ અબ્દરહેમાનને યુદ્ધયાત્રા કરવાની ફરજ પડી હતી. ઇ. સ. ૭૩૨ માં વસંત કાળે આરાગન અને નેવરને રસ્તે બાપ્રગોરાલ અને વિરાનની ઉપત્યકાની મધ્યમાં થઇને તેણે ફ્રાન્સમાં પ્રવેશ કર્યો. આરબ ઐતિહાસિકોના મત પ્રમાણે આર્લ્સ ( Arles ) નગરી સમુદ્રથી ત્રણ લીગ છેટે, નિર્જળ સપાટ મેદાનમાં એક નદિ કીનારે હતી. સેનાપતિ અબ્દરહેમાનના આવવાથી, એ લોકો કર આપવાને કબુલ થયા હતા. મુનુજાના મરણ પછી ત્યાંના અધિવાસિ લોકો પૂર્વની સંધિ પ્રમાણે આબદ્ધ રહેવાને નાકબુલ થયા હતા. બહાદુર સેનાપતિ અબ્દરહેમાને પ્રથમજ આર્લસના લોકો વિરૂદ્ધમાં લડાઇ જાહેર કરી. નગરવાસીઓ હ્રોન નદીના કાંઠે એક ભયંકર લડાઇમાં હાર્યા અને મુસલમાનોની તાબેદારી સ્વિકારી. આ જગાથી પૂર્વ તરફ અગ્રેસર ન થતાં બોર્ડો તરફ પાછો ફર્યો અને તે પણ જીતી લીધું. યારકવીટાઇનનો ડ્યુક ડોરડોગની ( Dordogne ) નદીના કાંઠે સેનાપતિ, અબ્દરહેમાન સામે અટકાવ નાંખી ઉભો, પણ ઘણીજ ખરાબ રીતે હાર્યો અને તેનું લશ્કર મરાયું. બેજરઇસીડોર લખી ગયો છે કે:—"આ ડોરડોગીના યુદ્ધમાં

---

*અલબાબ; શબ્દનો અર્થ દરવાજો થાય છે. આ ઉપરથી એવું સિધ્ધ થાય છે કે, આ નગર પિરિનીઝ પર્વતની તળેટીમાં હતું. એવું કહેવાય છે કે Paycerda થી થોડે દૂર સૂઈ પર્વતની પશ્ચિમ તરફ એ હતું અને એનું નામ પૂસેર્ડા હતું.

ખ્રિસ્તિ લોકોનું કેટલું બધું લશ્કર મરાયું તે ફક્ત સર્વ શક્તિવાન ખુદાજ જાણે છે. એની સંખ્યા નક્કી કરવી મનુષ્યના જ્ઞાનની બાહારનો વિષય હતો. આ વિજય લાભથી યાર્કવીટાઇનમાં પ્રવેશ કરવાની અડચણો દૂર થઇ હતી. એ પછી બાર્ગાન્ડીનો નાશ થયો અને ઇસ્લામનો અર્દ્ધ ચંદ્રાકાર વાવટો, લીયે બેસાન્ક (Beasancon) અને સિન (Sens) નગરીઓના મધ્ય ચોકમાં ગર્વપૂર્વક ઉડવા લાગ્યો. આ સઘળાં શહેરોના કિલ્લામાં ઉત્કૃષ્ટ લશ્કર રાખીને વિજયી સેનાપતિ ફ્રાન્સની રાજધાની તરફ અગ્રેસર થયો. આ સઘળાં નગરોમાં રક્ષણ માટે અધિક લશ્કર રાખવાથી બાહાદૂર સેનાપતિનું બળ ઓછું થઇ ગયું હતું. ડોરડોગ્ની નદીના કાંઠે શોચનિય પરાજય પછી ડયુક યુડસે આરબોની સામે પોતાનો બચાવ કરવાને તદ્દન અશક્ત સમજીને હેરીસ્ટાલના પાપીનના પુત્ર ચાર્લસની * સહાય માગી. તે મેરોવીન્જીયન કોર્ટનો Merovingian court નગરાધ્ય હતો એટલે ફ્રાન્સ પ્રતિ તેનું વિશેષ સનમાન હતું. તે બાહોશ અને ધર્મના ભય વગરનો હતો. તે ડયુકના આક્રમણમાં પોતાને ગૌરવયુક્ત સમજીને આનંદ સહિત ડયુકને સાહાય કરવા કબુલ થયો. ડાન્યુબ અને એલ્બ નદીના કીનારા ઉપરથી અને જર્મનીના જંગલમય પ્રદેશમાંથી તેણે અસભ્ય લોકોનું મોટું લશ્કર એકઠું કર્યું અને દક્ષિણ તરફ ચઢાઇ કરી, એ દરમીયાન આરબ લોકોએ આગળ વધીને ટુરસ (Tours) નગર જીતી લીધું. આરબ ઇતિહાસ લખનારાઓ, લખી ગયા છે કે ટુરસ જીતી લેવા પછી સેનાપતિનો સખત હુકમ છતાં, અર્ધ જંગલી બાર્બર લોકોએ, નગરવાસીઓ પ્રતિ બહુ જુલમ કર્યો હતો, એટલાજ માટે ખુદાએ આરબ લોકોને આ સ્થળે મોટી વિપત્તિમાં લાવી મૂક્યા હતા. રસ્તો બતાવનારાએ ખવરાવેલી ભૂલના પરિણામે ઉલટે રસ્તે થઇને જે સમય આરબ સેનાપતિ લીયર નદી ઓળંગવાનો પ્રયત્ન કરતો હતો, તે સમય ચાર્લ્સ પોતાના લશ્કર સહિત ત્યાં ઉભો હતો. શત્રુની સંખ્યા પોતાના લશ્કર કરતાં બહુ વધારે જોઇને, સમયકુશળ અબ્દરહેમાન ત્વરાથી પાછો હઠી, લીયર નદીનો કિનારો મૂકી દઇ, ટયુરસ અને પયટીયારસ શહેરોમાં છાવણી નાંખી. પોતાનું લશ્કર દુસ્મનોના મુકાબલામાં બહુ થોડું હોવાથી ચિંતા કરવા લાગ્યો. પરસ્પર વિરૂદ્ધ ઇર્ષાપૂર્ણ લોકોથી એકઠું થયેલું લશ્કર હમેશાં પોતપોતામાં કુસંપ કરીને બહુ દિવસ થયાં એક સાથે રહીને કાર્ય કરવા માટે અનિચ્છક હતું. વળી જુદી જુદી લડાઇમાં લૂટથી મળેલું દ્રવ્ય મળવાથી તેઓ સઘળા સ્વદેશમાં આવવા માટે અધિરા થઇ ગયા હતા. ઉત્તર પ્રદેશમાં ચડાઈ કરીને

---

* આરબ ઐતિહાસિકો ચાર્લસને કારલા અથવા કાલદુસ કહેતા હતા.

લૂટમાંથી જે દ્રવ્ય મળ્યું હતું તેનું રક્ષણ કરવા સારૂ તેઓ યુદ્ધમાં શિથિલતા બતાવતા હતા અને તે કારણને લઇને તેઓ સેનાપતિ સાથે ક્વચિત નાફરમાની કરવા લાગ્યા હતા. સેનાપતિ અબ્દરેહેમાન સ્વભાવતઃ આશંકિત થયો હતો અને સામા પક્ષનો ચાર્લ્સ પણ સમજી ગયો હતો કે મુસ્લીમ લશ્કર પોતાના લૂટથી મળેલા દ્રવ્યનું રક્ષણ કરવા માટે રીતી પ્રમાણે યુદ્ધ કરી શકનાર નથી. એટલે તેઓના મનમાં દુઃખ ન થાય એવા ભાવથી સેનાપતિએ લશ્કરના માણુસોને વિનંતિ કરી કે તેઓ લૂંટથી મળેલા દ્રવ્યમાંથી થોડા ભાગનો પરિત્યાગ કરે. મુસ્લીમ સેનાપતિની આ નિર્બળતાનું પરિણામ —જો આને નિર્બળતા કહેવામાં આવે તો—જે પ્રમાણે ભયંકર પરિણામ લાવશે કરીને ધારેલું તેજ પ્રકારે ભયંકર પરીણામ આવ્યું હતું.



## ટયુરસનું યુદ્ધ.

ચાર્લ્સના પાયદળ લશ્કરના માણુસોએ વાઘનાં ચામડાં પહેરેલાં હતાં અને ઘોડેસ્વાર અને પ્યાદળ લશ્કરના માણુસોના માથાના વાળ, ખભા સુધી પડે તેટલા લાંબા હતા. આ અસભ્ય લશ્કરે આરબ લશ્કરની છાવણીથી કેટલાક માઇલ ઉત્તર તરફ લી, નદી ઓળંગીને તેને પાછળ રાખીને છાવણી કરેલી હતી. * પ્રથમ ૮ દીવસ સુધી કેટલીક નાની નાની લડાઇઓ થઇ તેમાં આરબો જીત્યા. નવમા દિવસે બેઉ પક્ષની અંદર ભયંકર લડાઇ શરૂ થઇ. આખો દિવસ ભિષણ યુદ્ધ ચાલવા પછી, સાંજના બેઉ લશ્કરો આરામ લેવા માટે પોત પોતાની છાવણીમાં ગયાં. બીજે દિવસે સવારે ફરીથી લડાઇ ચાલુ થઇ આ દિવસે મુસ્લીમ લશ્કર એવા ઉત્સાહથી લડવા લાગ્યું એટલે ફ્રાન્સનું લશ્કર નાસી જવાની તૈયારીમાં હતું અને મુસલમાનો લગભગ લડાઇ જીતી ચૂકયાં હતા, એવા સમયમાં "આરબ છાવણીમાં લૂંટ પડી છે" આવી બુમ યુદ્ધસ્થળમાં જોરથી ઉડવાથી, આર-

* આ ટયુરસની લડાઇ, કઈ જગાએ થઈ હતી તે નક્કી કરવું અશકય છે પણ એનો નક્કી કહી શકાય કે, આ સ્થળ પયટીયારસ અને ટયુરસ નગરીની મધ્યમાં હતું. આ જમીન લી નદીની કેટલીએક શાખા નદીઓના પાણીથી ઘેરાઈ જવાથી, ત્યાં નદીઓનાં પાણી ફરી વળયાં છે. અને તે જગોએ ઠેકાણે ઠેકાણે ઝાડનાં ઝુંડો, અને સુશોભીત વાડીયો હાલ નજરે પડવાથી, તે જગા સુંદર બગીચાઓ જેવી હાલતમાં ફેરવાઈ ગઈ છે. પણ તે સમયે આ સ્થળે મોટું લશ્કર ભયંકર લડાઈમાં રોકાયેલું હતું.

ઓના લશ્કરમાં ભંગાણુ પડયું અને પોતાના લૂટના દ્રવ્યનું રક્ષણુ કરવા સારૂ ચાલતી લડાઇનો પરિત્યાગ કરીને આરબો છાવણી તરફ દોડયા. સેનાપતિ અબ્દરહેમાને લશ્કરના માણુસોને સમજાવીને ભંગાણુ પડતું અટકાવવાને બહુ પ્રયત્ન કીધો પણુ તે નિષ્ફળ ગયો અને દુશ્મનોની બરછીઓથી આરબોના સબળા માણસો મરાયા. સેનાપતિના મરણુથી આરબોનું લશ્કર ભયંકર વિપતિમાં અનિયમિત હાલતમાં આવી પડયું. આ સુયોગ મળતાં દુશ્મનોના લશ્કરે, બહુ માણુસોને મારી નાંખ્યા. તોપણુ યુદ્ધક્ષેત્રમાં દુશ્મનોએ આરબોના હાથનો ઠીક સ્વાદ ચાખ્યો હતો તેટલા માટે સંધ્યા સમયને સૌભાગ્ય સ્વરૂપ સમજી તેઓએ પોતાની તરવારો મ્યાનમાં નાખી બેઉ લશ્કરો પોતપોતાની છાવણીમાં ગયાં હતાં.

જેવા આરબો પોતાની છાવણીમાં આવ્યા કે તુરતજ અબ્દરહેમાનના મદદનીશ સેનાપતિની સાથે ભયંકર વિવાદ ઉત્પન્ન થયો અને લશ્કરનાં માણુસોએ પોતપોતામાં હથિયારો ઉપાડ્યાં. ફ્રાન્સ ઉપર જય મેળવવાની વાતને ભૂલી જઇને નિરાપદે પાછા ફરવામાંજ તેઓ પોતાનું શ્રેય સમજવા લાગ્યા. રાત્રીના ગંભીર અંધકારમાં આરબ સેનાપતિ પોતાનું લશ્કર લઇને મેસેપેટામીયા તરફ પાછો ફર્યો. સવારમાં ચાર્લ્સ અને ડયુક દુશ્મનોની છાવણીમાં શાંતી જોઇને સંદેહ કરવા લાગ્યા કે અમોને (ફ્રાન્સને) વિપત્તિમાં નાંખવા માટે દુશ્મનોએ કાંઇક બાજી રચી છે. ઘણુાજ શંકાતૂર ચિત્તે, હુશીયારીથી તેઓ આરબોની છાવણીમાં આવ્યા તો આનંદ સાથે જોવા લાગ્યા કે, પાછા ફરવાને અશક્ત જણુાએલાઓને છાવણીમાં પડતા મૂકીને આરબો નાસી ગયા છે. તરતજ આ ઘાયલ થયેલા આરબોને નિર્દય રીતે મારી નાંખ્ય. તે પછી ચાર્લ્સ પાછા ફરેલા આરબોની પછવાડે થવાનું સાહસ કરી શકયો નહિ. લશ્કર સહીત તુરતજ ઉત્તર તરફ પાછો ફર્યો અને ટયુરીસના યુદ્ધમાં લગભગ વિજય પ્રાપ્ત પૃથ્વીનું સામ્રાજ્ય, આરબોના હાથમાંથી નિકળી ગયું. * નાફરમાનની અને અંદર અંદરના કુસંપથી જીતેલી બાજી હાથમાંથી આવી રીતે નિકળી ગઇ હતી.

---

* ઘણા યુરોપી ઇતિહાસ લેખકોએ, પ્રાચિન લોકોનું મતાનુસરણ કરીને, ફ્રાન્સના સેનાપતીઓ અને તેમના લશકરના શૌર્યની અતિશયોક્તિ કરી છે અને વર્ણવી ગયા છે કે, ફ્રન્ચોએ આ યુદ્ધમાં જય મેળવવાથીજ આખો યુરોપ આરબોના હાથમાં જતો બચ્યો છે. દાર્શનિક મી૦ ગીબન, ચાર્લ્સની કૃત કાર્યતા સંબંધે જે સત્ય ઘટના લખી ગયો છે તે વાંચક સન્મુખે અમે રજુ કરીએ છીએઃ—" ફ્રાન્સના પાદરી લોકોની આ અવિશ્વાસ યોગ્ય વાર્તા આ સમસ્ત

બાહાદુર સેનાપતિ અબ્દરહેમાનની સાથે મુખ્ય મુખ્ય વીર પુરૂષો માંહેના ઘણા સરદારો મરણ પામવાથી આરબ ઐતિહાસકો આ લડાઇને "બાલાત-અસ-શાહાદા" અથવા "ધર્મવીર પુરૂષોનો ધ્વંસ" એ નામથી ઓળખાવે છે. ધાર્મિક, વિશ્વાસુ માણુસો હમણાં પણ એવું માને છે કે, "જન્નતના ફીરસ્તાઓ મગરીબની નમાજ વખતે, આ શાહાદત પામેલા ધર્મવીર પુરૂષોને નમાજ પઢવા માટે આમંત્રણ કરે છે."

ફ્રાન્સના ધર્મોપદેશકો-પાદરીઓ-લખી ગયા છે કે-ટયુરસના યુધ્ધમાં આરબોના ત્રણ લાખને સાઠ હજાર માણુસો મરાયા હતા પણ આ લખવું તદ્દન પાયા વગરનું છે. કારણ કે સેનાપતિ અબ્દરહેમાને એના ચોથા ભાગ કરતાં પણ ઓછાં માણુસો લઇને ફ્રાન્સમાં પ્રવેશ કર્યો હતો. તેઓની અતિ શયોક્તની અસત્યતા સહેજમાં સાબિત થાય છે કે,-દેશમાં અંતર વિદ્રોહ અને લશકરમાં અવ્યવસ્થા હોવા છતાં ટયુરસની લડાઈ પછી થોડોજ સમય જતાં, આરબોએ એક મોટું લસ્કર લઇને ફ્રાન્સ ઉપર ચડાઇ કરી હતી, પણ એટલું સત્ય છે કે બાહાદુર સેનાપતિ અબ્દરહેમાનના સૈન્ય જેવું આ સૈન્ય સુશીક્ષિત નહોતું. જો ટયુરસના યુધ્ધમાં મુસલમાનોના સાડાત્રણ લાખ કરતાં વધારે માણુસો મરાયા હોત તો તે પછી તુરતજ આવડું મોટું લસ્કર લઇને ફ્રાન્સ ઉપર ફરીથી ચડાઇ કરવાને સમર્થ થઇ શકત નહિ.

---

ઘટના દ્વારા મિથ્યા ઠરે છે. યુદ્ધના અંતે ફ્રાન્સનો સેનાપતિ શંકાશીલ હૃદયે અને સાવધાનીથી આરબોની છાવણીમાં ગયો હતો. આરબો ચાલ્યા ગયા હતા તેથી તે ઘણોજ ખુશી થયો હતો. કારણ કે પરાજીત થવાની તેની સઘળી બીક દૂર થઈ હતી એટલે આરબોની પાછળ જવાનું સાહસ કરી શકયો નહોતો અને જર્મનીના મદદગારોને તેઓના જંગલ નિવાસે વિદાય કર્યા હતા. કોઈ વિજયી સેનાપતિ કાયરપણું બતાવે તો તેની નિર્બળતા જાહેર થઈ જાય છે. સન્મુખ યુદ્ધમાં ફ્રાન્સનું લશકર આરબોના લશકરને, કાંઇ પણ નુકશાન કરી શકયું નહોતું. તેઓ જ્યારે છાવણી તરફ પાછા ફર્યા ત્યારે તેમની પાછળ પડીને નિર્દયતા બતાવી હતી. મુસલમાનોએ ફરીથી ફ્રાન્સના લસ્કર ઉપર આક્રમણ કર્યું. નહોતું. ફકત એટલીજ બાબતનો વિચાર કરવાથી ફ્રાન્સના લશ્કરના વિજયનો સ્વિકાર કરી શકાય. પણ આ વિચાર કરવા યોગ્ય છે કે ફકત અબ્દરેહેમાનજ, મોધારાઈટ અને ઇમિનાઈટ વર્ગોને ને એકતામાં બાંધી રાખવાને સમર્થ થયો હતો. તેના મરણથી મુસ્લીમ સામ્રાજ્યને જે નુકશાન થયું હતું તેનો બદલો ફરીથી વલ્યોજ નથી. કારણ કે તેના પછી બીજો કોઇ પણ આવો સમર્થ પુરૂષ થયોજ નથી."

એવું કહેવાય છે કે, આરબો પોતાના બાહાદુર સેનાપતિના મરણથી અત્યંત ક્રોધે ભરાઇને, દક્ષિણુ તરફ પાછાં ફરતી વખતે લીમસીન (Limousin) નગરમાં આવેલો સોલીગનાન (Solignan) નો મઠ (ગીરજો-ધર્મોપદેશકોનું નિવાસસ્થળ) સળગાવી મુકયો હતો.

ટયુરસના યુધ્ધ પછી અબ્દરહેમાનના મદદગાર સેનાપતિએ, તુરતા તુરત આ શોચનિય સમાચાર આફ્રિકાના પ્રતિનિધિ અને દમારકસના ખલીફાને મોકલી આપ્યા હતા. આ ખરાબ સમાચાર મળતાંજ ખલિફા હિશામે કાત્વાનના પુત્ર અબ્દુલ માલેકને સ્પેનનો શાસનકર્તા ઠરાવીને તરતજ સ્પેન મોકલ્યો અને ફ્રાન્સમાં આરબોના સન્માનનું ફરીથી સ્થાપન કરવા માટે તેને વિશેષ ભાવે ઉપદેશ આપ્યો હતો અબ્દરેહેમાનના મરણુની તકનો લાભ લઇને શત્રુઓ સ્પેનની ઉત્તરે પર્વતમય પ્રદેશના લોકો ઇસ્લામી શાસનને નુકશાન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. શાસનકર્તા અબ્દુલ માલેકે પ્રથમજ આરાગન અને નેવર તરફ લશ્કર મોકલી ત્યાંના વિદ્રોહીઓને કેટલીક લડાઇઓમાં હરાવીને માફ માગવાની ફરજ પાડી. તે પછી તેણે લાંગોયેડકમાં પ્રવેશ કરીને ત્યાંના મુસલમાની કિલ્લાઓ મજબુત કર્યા. ૭૩૪ દરવીમાં નારબોનનો ડેપ્યુટી ગવર્નર યુસફ મુસલમાનો સાથે સંધીના કરારથી બંધાયેલા મારસેલીજના ડયુક Maurontius સાથે મળી ગયો અને હ્રોન નદી ઓળંગી સેઇન્ટ રેમી જીતી લઇને રયભિગનાન તરફ આગળ વધ્યો હતો. ફ્રાન્સનું સૈન્ય ડયુકના લશ્કરને અટકાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરી હાર્યું અને થોડાજ સમયના અટકાવ પછી રયભિગનાનના લોકોએ આત્મ સમર્પણ કર્યું હતું.

---

## શાસનકર્તા ઓકબાનો શાસન સમય.

રયભિગનાનનો કબજો લેવા પછી શાસનકરતા અબ્દુલ માલેક દક્ષિણુ તરફ પાછો વળ્યો પણુ ઇ. સ. ૭૩૪ના નવેંબર મહિનામાં તેની પાસેથી શાસનસત્તા લઇ લેવામાં આવી. તેના પદભ્રષ્ટ થવાનાં કારણોમાં મતભેદ છે. કોઇ કોઇ કહે છે કે–પાછા વળતી વખતે પિરિનીજ પર્વત નિવાસી દુશ્મનોએ તેના લશ્કરને મોટું નુકશાન કર્યુ હતું તેથી તેને પદભ્રષ્ટ કીધો હતો. આરબ ઐતિહાસકો લખી ગયા છે કે, તે અત્યંત નિર્દય અને ન્યાયના કામમાં ઘણોજ કઠોર હતો માટે પદભ્રષ્ટ કર્યો હતો. તે પછી ઓકબા નામના એક પુરૂષને તે જગોએ મુકરર કર્યો હતો. તેના ચરિત્ર સંબંધી એક ગ્રંથ-

કાર લખી ગયો છે કે, "તે ન્યાયવાન અને પ્રશંસા કરવા યોગ્ય ચરિત્રને હતો. તેટલા માટે સઘળા મુસલમાનો તેના પ્રતિ વિશેષ શ્રદ્ધા રાખતા હતા. તેના પાંચ વર્ષના શાસનકાળની અંદર તેણે કેટલીકવાર ફ્રાન્સ ઉપર આક્રમણ કર્યું હતું અને તેની પૂર્વ સિમાનું અતિક્રમ કરીને એસ્લામિક વિજય વાવટો ઉડતો કર્યો હતો. તેના શાસનકાળમાં લ્યાંગોયેડકના આરબોએ પૂર્વ તરફ હ્રોન નદી સુધી સઘળાં પ્રયોજનીય સ્થાનોને મજબુત કિલ્લાએ કરી સુરક્ષિત કર્યા હતા. આ સઘળાં "મીલીટરી સ્ટેશનો" રીબાટ (Ribat)ના નામથી ઓળખાતાં હતાં. યુદ્ધના સમયમાં આત્મરક્ષા થઇ શકે અને દેશનું શાસન સારી રીતે કરી શકાય આ બે ઉદ્દેશાને માટે લશકરના નિવાસ સારૂ આ મિલિટરી સ્ટેશનો રાખવામાં આવ્યાં હતાં. ઓકબાએ નારબોનમાં એક મજબુત કીલ્લો બંધાવીને તેમાં રસદ તથા હથિયારો વગેરે સામાન પૂર્ણ રીતે ભર્યો હતો. તેણે હીજરી ૧૧૮ ઇ. સ. ૭૩૬ માં ડફિનિ પ્રદેશમાં (Dauphiny)પ્રવેશ કરીને અનુક્રમે સેન્ટપોલ, ટોરીસચેટીકસ (Toris Chatinx), ડોન્ઝેયર (Donzero), વોલેન્સ અને ન્યુલીઓન્સ, (New Lyons) જીતી લીધાં હતાં. આરબોનું લશ્કર બર્ગન્ડી પર્યંત આગળ વધીને ફ્રાન્સની રાજધાની ઉપર ઘેરો ઘાલવાનો ભય બતાવતું હતું. એની એક વરસ પહેલાં ઇટાલીના તાબાનો પાઇડમોન્ટ (Piodmont) પ્રદેશ જીતી લઇને આવશ્યક સ્થળોમાં લશ્કર રાખવાનાં મીલીટરી સ્ટેશનો સ્થાપ્યાં હતાં. ટયુરસના યુદ્ધ પછી ચાર્લસને માર્ટલનો ટાઇટલ મળ્યો હતો. તે આ વખતે એકલો આરબોની સામે ટકી શકવાને અશક્ત જણાતાં તેણે ઇટાલીના લેમ્બાર્ડી પ્રદેશના રાજા લુઇ પ્રાન્ડ (Luict Prand) ની મદદ માગી હતી. લુઇ પ્રાન્ડના ભાઇ ચાઇલ્ડ બ્રાંડ, ફ્રાંસની પૂર્વ સિમા તરફથી બહુ માણસોનું અસંખ્ય લશ્કર સાથે લઇ ચાર્લસની સાથે મળી ગયો અને આ એકઠું મળેલું લશ્કર આરબોનાં સ્થળો જીતી લેવા અગ્રેસર થયું હતું. એ સમયમાં ચાર્લસે, બારસોયમ અને ગ્યાસકાયનના નિવાસીઓને પીરીનીઝ પર્વતની પેલીપાર એક બનાવટી જંગલ તૈયાર કરવાને સમજાવ્યું. આરબો આવી રીતે ચારે તરફથી ઘેરાયા. સ્વભિગનાનનો મુસલમાનોએ લાંબો સમય બચાવ કરવા પછી દુસ્મનોએ તાબે કરી લીધું અને ત્યાંના મુસલમાનો તરવારની ધારથી કપાઇ ગયા. તેના પછી ફ્રાન્સના લશ્કરે નારબોનને ઘેરો ઘાલ્યો. અહિંના મુસલમાનોને મદદ કરવા સારૂ સમુદ્રપંથે જે લશ્કર આવી પહોંચ્યું. તેને ફ્રાન્સના મદદગારોએ પાછું હટાવી મૂક્યું હતું પણ ઘેરાએલા મુસલ-

માનોએ એવા પ્રકારની બહાદૂરી અને સાહસ સાથે આત્મરક્ષા કરી હતી કે, ચાર્લ્સે હરીને ઘેરો ઘાલેલો ઉપાડી લીધો. આ પછી બીજો કાંઇ પણ ઉપાય નહી જોઇને ચાર્લસે આરબોના હુમલામાંથી રક્ષણ મેળવવા માટે લીય નદીની દક્ષિણે આવેલા એક વિશાળ પ્રદેશને નહિ ઓળંગી શકાય એવી મરૂભૂમિમાં ફેરવી નાંખવાનો વિચાર કર્યો. વાંચનાર, ભાષાન્તરની ભાષા કાંઇક કિલષ્ટ હોવાથી સરળતાથી અર્થગૌરવ સમજી શકાય તે માટે સભ્યતાનું ગૌરવ બતાવવાને શ્રેષ્ટ પદવી ધરાવનારા યુરોપનિવાસી ચાર્લસના આ વિચારને તું સમજી શકયો હોઇશ. જે જે વિભાગોમાં જેવાંકે, બીજીયા, રગલી વગેરે પ્રખ્યાત શહેરોમાં આરબોએ મોટી મોટી સુંદર હવેલીઓ બંધાવી શહેરોને આબાદ કરેલાં હતાં. તે સઘળાં ચાર્લસનો વિચાર કાર્યે પરિણુત થતાં નાશ પામ્યાં હતાં અને વિશાળ આબાદ પ્રદેશ, એક મરૂભૂમિ જેવા વિશાળ જંગલમાં બદલાઇ ગયો હતો. વાંચનાર ! તે સમયની સભ્યતાનું તોલન કરવાનું ત્હારા શુદ્ધ અંતઃકરણના સ્વાધિને રાખવામાં આવે છે. ચાર્લસના આ જંગલી કામોના પરિણામથી નાઇસ નામની સુંદર નગરી, તેની જગ પ્રખ્યાત નાટકશાળા અને ત્યાંના ગૌરવજનક કીર્તિસ્તંભો સહિત ધ્વંસને પ્રાપ્ત થઇ હતી. એટલુંજ નહિ પણ ફ્રાન્સનાજ ઇતિહાસ લેખકોએ ચાર્લસની આ પ્રકારની અસભ્યતાને તિરસ્કારી કહાડી છે. મેગોયલેન (Maguilone) નગરી ગથ લોકોની રાજસત્તા વખતે ઘણીજ હીણુ અવસ્થામાં હતી; પણ આરબોના સમયમાં તે સુખ સમૃદ્ધિમાં ઉન્નતિની ટોચે પહોંચી હતી; તેનો પણ ચાર્લસના કામથી નાશ થયો હતો. જ્યારે ફ્રાન્સમાં આ પ્રકારની ઘટના ચાલતી હતી તે સમયે આખો આફ્રિકા દેશ પૂર્વે વર્ણિત બાર્બર જાતિના વિદ્રોહે કરીને ઉજ્જડ જેવો થઇ પડયો હતો. આફ્રિકાના અંતર વિદ્રોહથી ઉત્તેજીત થઇને સ્પેનવાસીઓએ ૧૨૩ હીજરીમાં પુર્વે પદભ્રષ્ટ થયેલા શાસનકર્તા કાત્વાનના પુત્ર અબ્દુલ માલેકની સરદારી તળે ઓકબાની વિરૂધ્ધમાં બળવો કરીને, ઓકબાને કેદ કરી મારી નાંખ્યો હતો અને વિદ્રોહીઓએ અબ્દુલ માલેકને સ્પેનનો શાસનકર્તા ઠરાવ્યો હતો; પણ તે આ અન્યાયી અધિકાર લાંબો સમય ભોગવી શકયો નહોતો. પહેલાં કહી ગયા છીએ કે આફ્રિકાના બાર્બર વિદ્રોહીઓએ સેનાપતિ કુલસુમને તેના લશ્કર સહીત મારી નાંખવા પછી તે લશ્કર મંહેનો એક જણુ 'બાલજ' નામનો સિરીયાવાસી વીર પુરૂષ કેટલાંક માણુસ સાથે સ્પેનમાં નાસી જઇને જીવ બચાવી શકયો હતો. તે હમણાં ઓકબાના લશ્કરનાં માણુસોનો પક્ષ કરી ઉભો રહ્યો. અબ્દુલ માલેક અને બાલજની વચ્ચે જે ભારે લડાઇ થઇ

તેમાં અબ્દુલ માલેક મરાયો અને તેના શબને તિરસ્કાર પૂર્વક ક્રોસે વિંધવામાં આવ્યું હતું પણ બાલજ આ યુદ્ધમાં અબ્દુલ માલેકના પુત્રના હાથથી ઘાયલ થવાથી થોડા સમયમાં મરણ પામ્યો હતો. આ પ્રકારના સંકટના સમયમાં સિરિયાવાસીઓએ તેઓના લશ્કર માંહેના, સાલામાના પુત્ર સાલાબાને, આન્ડાલુશિઆના શાસન પદે મુકરર કર્યો કે, જે સમયમાં અંતર વિદ્રોહ સંપૂર્ણ રીતે ચાલતો હતો. સ્પેનના મુસલમાન થઇ ગયેલા લોકો 'બીલાડીયન' નામથી ઓળખાતા હતા. તેઓએ અબ્દુલ માલેકનો પક્ષ કર્યો હતો અને સિરિયાવાસીઓએ પોતાના સત્તાધારી સાલાબાનો પક્ષ કર્યો હતો. બાર્બર લોકોએ પોતાની સત્તા જમાવવા માટે હથિયારો ઉપાડયાં હતાં; આવા પ્રકારના શોકજનક અંદર અંદરના ભયંકર કુસંપથી સ્પેનની રાજ્યસત્તા તદ્દન અવ્યવસ્થિત થઇ પડી હતી. ફ્રાન્સનાં મિલીટરી સ્ટેશનોને આવશ્યક મદદ મળતી અટકી પડી હતી. નારબોનનો રક્ષક પોતાનું ઉત્કૃષ્ઠ સૈન્ય લઇને અબ્દુલ માલેક અને તેના પુત્રની સહાયે સ્પેનમાં આવી પહોંચ્યો. એટલે ફ્રાન્સ માંહેના મુસલનાનોના સ્વાધિનનાં કેટલાંક નગરોમાંથી નગરના મુસલમાન રક્ષકો સ્પેનમાં આવ્યા અને શહેરો, વગર રક્ષકોનાં થઇ પડયાં. એ સમયમાં ચાર્લ્સનો પુત્ર પીપીન ધી કોર્ટ, મેરોવીન્જીઆન પેલેસના નગરાધ્યક્ષના પદ ઉપર આવ્યો. તે જો આ સમયમાં ફ્રાન્સની અંદરના આરબ શહેરો ઉપર આક્રમણ કરત, તો મુસલમાનો કોઇ પ્રકારે તેને અટકાવી શકે તેવી સ્થીતિમાં નહોતા, પણ ફ્રાન્સના લશ્કરે પહેલાંની લડાઇઓમાં મુસલમાનોના બળનો પૂરતો અનુભવ મેળવ્યાની વાત હજુ ભૂલી ગયા નહોતા. એટલાજ માટે જ્યાં સુધી આરબો માંહોમાંહે લડી સંપુર્ણ રીતે શકિત શૂન્ય ન થાય ત્યાં સુધી ફ્રાન્સના લોકો મુસલમાની સ્થળો ઉપર હુમલો કરવાને બંધ રહયા હતા. જે સમયે સ્પેનમાં મુસલમાનો ભ્રાતૃવિરોધે લીપ્ત થઇ ગયા હતા. તે સમયે એશીયા માઇનરના કેટલાક પ્રદેશો વિજીત હોવા છતાં દમાસ્કસની મુસ્લીમ શકિતની અવસ્થા ક્રમે કરીને નબળી પડતી જતી હતી.

પહેલાં લખાઇ ગયું છે કેઃ-ખલીફા હીશામ ગાદી ઉપર બેઠો ત્યારથી આ સમય પર્યંત ખાલેદ-અલ-કાસરી એરાકનો શાસનકર્ત્તા હતો. ત્યાં તેણે કઠોર એટલે કે, સખ્ત ન્યાયપરાયણ રીતે રાજ્યવ્યવસ્થા ચલાવી હતી. શત્રુ પક્ષના કેટલાક લોકોએ આગળ વધીને ખાલેદનો દોષ વર્ણવી ખલીફા હીશામને તેની વિરૂદ્ધમાં ઉત્તેજીત કર્યો હતો. તેનો મુખ્ય દોષ એ હતો કે, તે હાશમીવંશજ ઉપર વધારે મહેરબાની રાખતો હતો. ખાલેદ-અલ-કાસરી

પોતાના પંદર વર્ષના શાસનકાળમાં રાજ્યની તીજોરીમાંથી ઘણું નાણું ખાઇ ગયો હતો. એ વિશ્વાસે સંદેહયુક્ત થઇને તે નાણું પાછું મેળવવાના લોભથી ૧૨૦ હીજરીમાં ખલીફા હાશમે તેને પદભ્રષ્ટ કરી, તે જગોએ ઉમરના પુત્ર યુસુફ-અલ-ફાજરીને મુકરર કર્યો. એવું કહેવાય છે કે, આ માણસ કપટી, ચંચળ પ્રકૃતિનો અને નિર્દય હતો. તે મોધારાઇટ વર્ગને હતો અને ખાલેદનો તિરસ્કાર કરતો હતો. ગુપ્ત ધન પ્રકાશ કરવાની મતલબથી પદભ્રષ્ટ કરેલા ખાલેદને બહુ દુઃખ આપવામાં આવ્યું. આખરે ખલીફાના હુકમથી તેને છોડી મૂકવામાં આવ્યો હતો. શાસનકર્ત્તા યુસુફે હાશમી વંશજ ઉપર બિપણુ અત્યાચાર કરવા છતાં ખલીફા હિશામે તે તરફ નજર પણ કરી નહોતી. તેટલા માટે મહાત્મા ઇમામહુસેનના પૌત્ર જયેદે દમાસ્કસમાં જઇને ખલીફા સન્મુખે ફરિયાદ કરી હતી, પણ તેમનું અપમાન કરી સન્મુખેથી તેમને કહાડી મૂકયા હતા. ખલીફાની આ પ્રકારની વર્ત્તણુંકથા ક્રોધે ભરાઇ મહાત્મા જયેદ કુફામાં પાછા ફર્યા અને એરાકવાસીઓની મદદથી, વિદ્રોહનું નિશાન ઉપાડવા પ્રયત્ન કર્યો હતો; પણ તેમના આત્મીયવર્ગે તેમને આવો નિષ્ફળ પ્રયત્ન ન કરવા માટે તથા એરાકવાસીઓનો વિશ્વાસ ન કરવા માટે પૂરતી સલાહ આપી; પણ તેમણે પોતાનાં આત્મીય વર્ગની સલાહ માની નહીં અને બળવો કર્યો તેમાં હાર્યા અને શહીદ થયા. તેમના શબને તેમના અનુચર વર્ગે ગુપ્ત રીતે કબરવારી કર્યું હતું. તેને ઉમ્મિયા લોકોએ કબરમાંથી બહાર કહાડીને ક્રોસે લટકાવ્યું હતું. આ પ્રમાણે મૃતદેહ-શબને કેટલાક દિવસ ક્રોસે લટકાવ્યા પછી તેને સળગાવી મુકી, તેની રાખ યુફ્રેતિસ નદીમાં ફેંકાવી દીધી હતી. ફક્ત બિપણુ પ્રતિહિંસાથી પ્રજવલિત થઇને ઉમ્મિયા લોકોએ આ પ્રકારની જંગલી નિર્દયતા બતાવી હતી. ÷

યાહીયા નામના મહાત્મા જયેદના મહત પ્રકૃતિ વિશિષ્ટ સત્તર વરસના

÷બરાબર આજ વખતે શિયા મુસલમાનોમાં મતભેદ પેદા થયો હતો. મહાત્મા જયેદ તથા તેના અનુવર્તિયો જેઓ જયદીયા નામે ઓળખાતા હતા તેઓએ પ્રથમના ત્રણ ખલીફા (હઝરત અબુબકર, હઝરત ઉમ્મર હઝરત અને ઓસમાન) ને હઝરત પેગંબર (સ. અ. વ.) ના ન્યાયયુકત પ્રતિનિધિ કબુલ કરતા હતા. પણ કેટલાએક ચુસ્ત કુફાવાસી, પ્રથમના ત્રણ ખલીફાઓનો અસ્વિકાર કરીને મતભેદ માટે મહાત્મા જયેદનો પક્ષ મૂકી દીધો હતો. પરિત્યાગ કરનારા આ સઘળા કુફાવાસીઓ ત્યાગીઓના નામથી ઓળખાતા હતા. તેઓ મધ્યસ્થ શિયા જેઓ ઈસ્માઈલીયા કહેવાતા હતા-મધ્યસ્થ રહ્યા હતા.

પુત્ર * પ્રાણ ભયે ખોરાસાનમાં ચાલ્યા ગયા હતા. મહાત્મા જ્યેદના મરણુથી હજરત પેગમ્બર (સ. અ. વ.) નો વંશલોપ પ્રાપ્ત થવાથી અબ્બાસ વંશની પ્રતિષ્ઠાનો રસ્તો વધારે સહેલો થયો હતો. બરાબર તેજ સમયમાં અબુ મુસ્લીમ નામનો એક પુરૂષ જાહેર થયો હતો. તેજ ખરી રીતે ઉમ્મિયા વંશને મુળમાંથી નાશ કરનાર હતો. ઇસ્લામ જગતના સિંહાસન ઉપરથી ઉમ્મિયા વંશને ઉતારી મુકીને તે જગોએ હજરત પેગમ્બર (સ.અ.વ.) ના વંશજોને બેસાડવાની પ્રથમ કલ્પના કરનાર હજરત અબ્બાસના પ્રપૌત્ર મોહોમ્મદ ૧૨૪ હીજરીમાં, શહીદ થયા હતા. આખર વખતે પોતાના જ્યેષ્ટ પુત્ર ઇબ્રાહીમને પોતાની ઉચ્ચ અભિલાષા પૂરી કરવાનો ઉપદેશ પોતે કરી ગયા હતા. આબુ મુસ્લીમ ઇસ્પહાનનો રહેવાશી હતો, પણ આરબ ઓલાદનો હતો. મહમ્મદનો ઇચ્છેલો કાર્યભાર તેણે ઉપાડ્યો હતો. તેની બુદ્ધિ અને ડાહાપણ માટે સંતુષ્ટ થઇને અબ્બાસ વંશનું સ્થાપન કરનારાઓના સરદાર તરીકે મહમ્મદે મુસ્લીમને ખોરાસાનમાં મોકલ્યો હતો. તેણે પોતાના ડહાપણુથી અને લોકોને મોહિત કરી મૂકે એવી વકતૃત્વતા (ભાષણ)થી હાશમી વંશની પુનઃપ્રતિષ્ટા માટે અનેક લોકોને પોતાના મતમાં લાવી શકયો હતો અને હિશામના મરણ પછી તેનું આ કાર્ય વધારે સહેલું થયું હતું. ખલીફા હિશામ કિન્નીસરીન જીલ્લાના રૂસાફા નામની જગાએ મરણ પામ્યો હતો. ( તા. ૬ ઠી રબિઉસ્સાની ૧૨૫ હીજરી, ફેબ્રુઆરી ૭૪૩ ઇસ્વી ). તેના મરણ પછી વાલીદ દમાસ્કસના સિંહાસને બેઠો હતો. *

ખલીફા હિશામના શાસન સમયમાં ઇમામ મોહોમેદ અલ બાકીર ૧૨૩ હીજરીમાં શહીદ થયા. તેમની શહાદત પછી તેમના સત્યવાદી પુત્ર જાફર અસ–સાદીક ઇસ્લામ જગતના ઇમામ પદ ઉપર બેઠા હતા.

---

* હજરત અલીની ખીલાફતના છેલ્લા સમયમાં, અથવા તેમના પછી એક યાહુદીએ ઈસ્લામ ધર્મ ગ્રહણ કરીને એક નવીન સંપ્રદાય ઉભો કર્યો હતો. આ માણસ હજરતઅલી અને તેમના વંશજો પ્રતિ અત્યંત શ્રદ્ધા બતાવનારો હતો. તેના અને તેના મતનું અવલંબન કરનારાના મત પ્રમાણે હજરત અલીજ હજરત પેગંમ્બર ( સ. અ. વ. ) ના ઉત્તરાધિકારી હતા. હજરત અબુબકર, હજરત ઉમર અને હજરત ઓસમાને બળપુર્વક ખીલાફત મેળવી હતી ! આ નવીન સંપ્રદાયી શીયા રાફજી નામે ઓળખાતા.

* રાજા વીટઝાની સારા નામની દોહીત્રી, અને તેણીના એક ભાઇની પૈત્રિક સંપત્તિ તેઓનો એક પિતૃવ્ય ખાઈ ગયો હતો. તેનો બદલો લેવા માટે રાજકુમારી સારા ખલીફાના દરબારમાં આવી હતી. હિશામે તેને આદરપુર્વક દ્‌ભા

# પ્રકરણ ૧૨ મું.

## ખલીફા બીજા વાલીદનો શાસનકાળ.
## ઉમ્મિયા વંશ (હાકામ વંશજો.)






૧૨૫-૧૨૬ હીજરી, ઈ. સ. ૭૪૩-૭૪૪.

સ. ૭૪૩માં ખલીફા હિશામનું મરણ થયું. આ સમયમાં મોસ્લીમ સામ્રાજ્ય વિસ્તારની ટોચે પહોંચેલું હતું. યુરોપમાં ફ્રાન્સનો દક્ષિણ ભાગ તથા આખો સ્પેન અને પોર્તુગાલ મુસલમાનોના હાથમાં આવ્યા હતા. ફક્ત સ્પેનના પર્વતમય પ્રદેશના કેટલાએક લૂટફાટનો ધંધો કરનારાઓ નાની નાની લડાઇઓ કરીને સ્વતંત્રતા સાચવી શકયા હતા. ભૂમધ્ય સાગરના બેટો મધે મેજર્કા, મિનર્કા, ઇડિસા, કાર્સિકા, સાર્ડિનિયા, ક્રીટ, રોડસ અને સાઇપ્રસના તમામ બેટો સિસિલીનો કેટલોક ભાગ અને ગ્રીસની પાસેના દ્વીપો માંહેનો ઘણો ભાગ મુસલમાનોના હાથમાં આવ્યો હતો. આફ્રિકાની પશ્ચીમે જીબ્રાલ્ટરથી પૂર્વે સ્વેજની સામુદ્રધુની સુધી, એશિયાની પશ્ચિમે સીનાઇનાં રણથી પૂર્વે મંગોલીયા પ્રાન્ત સુધીના વિશાળ મુલકમાં ઇસ્લામનો અર્દ્ધ ચંદ્રાકાર વિજય વાવટો સગૌરવે ઉડતો હતો પણ રાજ્યના પૂર્વ પ્રદેશમાં અબ્બાસ વંશનું સ્થાપન કરવા સારૂ ભિષણ ષડયંત્ર ચાલુ રહ્યું હતું. તેમજ રાજયના પશ્ચિમ પ્રદેશોમાં અવિરામ આત્મકલહ ચાલતો હતો; આ બે ગંભીર કારણોથી સામ્રાજ્યનું દ્રઢ બંધારણ નિર્બળ થવાની શરૂઆત થઇ ચુકી હતી. ખલિફા હિશામ દુર્બળ મનનો હોવા છતાં ધાર્મિક અને ચતુર હતો. આ પ્રકારના સંકટના સમયમાં તેનું મરણ થવાથી મુસ્લીમ રાજયનું ભયંકર અનિષ્ટ થયું હતું. તેની પછીનો ખલીફા

---

બારમાં બોલાવીને, રાણીઓના અન્તાસમાં મોકલી હતી. તેણીની મિલ્કત ખલીફાએ પાછી અપાવી એટલેથીજ ન અટકતાં તેણીને એક ખાનદાન આરબ સાથે પરણાવી દીધી અને એ માણસ સાથે તેણી સ્પેનમાં ગઈ. પોતે મુસલમાન સાથે પરણવા છતાં પોતાનો ધર્મ પાળતી હતી; પણ તેનાં સંતાન-સંતતી ઇસ્લામ ધર્માવલંબી હતાં. ભવીષ્યમાં તેના વંશજોએ રાજ્યમાં ઉચ્ચ સન્માન મેળવ્યું હતું અને ગોથીયા ટાઇટલવાળો (ગથીક કુમારીકાના પુત્રો) તેનો એક પુત્ર વિદ્વાન લેખક હતો.

બીજો વાલીદ, સંપુર્ણું વિપરિત આચરણુનો હતો. તે લંપટ, અનીતિવાન, અને ઘોર મદ્યપાની હતો. તેના વિલાસી સ્વભાવે સૌ કોઇ નારાજ થયા હતા. ખલિફા હિશામે પોતાની હયાતીમાં બીજા વાલીદના ઉત્તરાધિકારને ફેરવી નાંખવા બહુ પ્રયત્ન કર્યો હતો, પણુ તેના ભાઇ યજીદ બીજાના આદેશ પ્રમાણે તેના પુત્ર વાલીદ બીજાને ઉત્તરાધિકાર આપવાની ફરજ પડી હતી. એ સિવાય બીજા વાલીદનો હલકો સ્વભાવ ફેરવવા માટે ખલીફા હિશામે કેટલીક સખતાઇ વાપરી હતી તેનાથી પણુ વિષમ વિવાદ પેદા થયો હતો. ખલીફા હીશામની નાપસંદ સખ્તાઇ બીજા વાલીદને ગમી નહિ. તેણે જોર્ડન જીલ્લાના આરાક નામના ગામમાં નિવાસ કર્યો હતો અને ત્યાં બેઠો બેઠો ખલિફા હિશામના મરણુની અધિરાઇથી વાટ જોતો હતો. ખલીફા હિશામના મરણુના ખબર સાંભળતાં વાંતજ પોતે દમાસ્કસમાં આવી ખલીફાના પરિવાર વર્ગને રાજમહેલમાંથી બાહાર કાહાડી, રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી; એટલુંજ નહિ પણુ વગર પ્રતિબંધને, મૃત ખલીફાની આખરની ક્રિયા પણુ પૂરી કરી શકાય તેમ નહોતી. ખલીફા પેહેલા વાલીદ તથા હિશામનાં પુત્રો પ્રતિ તેમજ જે સઘળા વૃદ્ધ પુરૂષોએ રોમનો સામે યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો તેઓના પ્રતિ નિષ્ઠુર વ્યવહાર કરવાથી, રાજ્યના સઘળા લોકો તેને તિરસ્કારની આંખથી જોતા હતા. રાજ્યસત્તા હાથમાં લેતી વખતે લસ્કરી માણુસોના પગાર વધારીને અને સાધારણુ પ્રજાવર્ગને મૂલ્યવાન બક્ષીસો આપીને સઘળાની પ્રીતિ મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. પ્રજાવર્ગની પ્રીતિ સંપાદન કરવા સારૂ ગરીબ, અપંગ અને વૃદ્ધ લોકોને નિર્વાહ માટે માસિક પેનશન અપાતું તેમાં વધારો કર્યો હતો. પણુ ચંચળ પ્રકૃતિ અને લંપટ સ્વભાવથી તે ઘણુાંજ નિષ્ઠુર કર્મ કરતો. તેથી લોકવર્ગની શ્રદ્ધા મેળવવા માટે તેણે ગમે તેટલાં સારાં કામો કર્યાં તોપણુ પરિણામ સારૂં આવ્યું નહિ. એરાકનો શાસન કરતા ખાલેદ ખલિફા હિશામની રજાથી મુક્ત થઇને દમાસ્કસમાં રહેતો હતો, તેને તેના ઘાતકી શત્રુ યુસુફના હાથમાં સોંપવાથી યુસુફે તે બિચારાને મારી નાંખ્યો હતો. મહાત્મા જયેદનો સદાશય પુત્ર યાહેયા ( Yahya ) પ્રાણુભયે, એક જગાથી બીજી જગાએ નાસીને આશ્રય લેતો હતો, તોપણુ ખલીફાના લસ્કરની જાળમાંથી નિવૃત ન થયો, એટલે નિરાશાથી ઉત્તેજીત થઇને તેણે હથીઆર ઉપાડયાં, અને કીટ પતંગની પેઠે મરવાનું પસંદ નહી કરીને બાહાદૂરીથી મરવાનો નિશ્ચય કર્યો. અફસોસ કે છેવટે એમજ બન્યું અને દુસ્મનો સાથે બાહાદૂરીથી મરાયો. તેનું માથું

દેહથી છુટું કરી ખલીફા બીજા વાલીદ સન્મુખે મોકલ્યું ત્યાં તે દુષ્ટે મસ્તકને ક્રોસમાં વીંધ્યું હતું. હજરતઅલીના વંશના બહાદુર પુત્ર યાહીયાનું આવી રીતે શોચનિય મરણ થવાથી ખોરાસાન પ્રદેશના લોકો બહુ ઉશ્કેરાઇ ગયા હતા અને ઉમ્મિયાવંશના પતનના સમયને વધારે નજદીકમાં લાવી મૂકયો હતો. માહાત્મા યાહીયાના આવી રીતના હૃદય વિદારક મરણથી પૂર્વરાજ્યમાં જબરો વિલાપ ઉત્પન્ન થયો હતો અને તેના મરણના દિવસને હમેશાં યાદ રાખવા માટે તે દહાડે જેટલાં પુત્ર સંતાનો જન્મ્યાં હતાં તેમનાં નામ યાહીયા રાખવામાં આવ્યાં હતાં. જે સમયમાં અબુમુસ્લિમે હજરત અલીના વંશજોની હત્યાનો બદલો લેવાની ઇચ્છાથી લડાઇનો વાવટો ઉભો કર્યો હતો તે સમયે પ્રજાવર્ગના લોકો પણ કાળાં વસ્ત્રો પહેરીને તેમાં શામીલ થયા હતા. એ સમયથીજ અબ્બાસી ખલીફાઓના લશ્કરીઓનો કાળો પોશાક રાખવામાં આવતો હતો. જે સઘળા ઉમ્મિયા લોકો માહાત્મા Yahya યાહીયાના વધ કાર્યમાં શામીલ હતા તેઓનાં નામોને રજીસ્ટર્ડ કરવામાં આવ્યાં હતાં અને આ વખતે તે રજીસ્ટર્ડ પ્રમાણે તે લોકોને ચુંટી ચુંટીને નિર્દયપણે મારી નાંખવામાં આવ્યા હતા.

---

## સ્પેનની હાલત.

વ્હાલા વાંચનારાઓ! દમાસ્કસની વાતને હમણાં આપણે બંધ રાખીને થોડીવાર સ્પેનની આ સમયની હાલતનું જરા અવલોકન કરીયે. સ્પેનનો શાસનકર્ત્તા થાલાબા ( Thalaba ) પૂર્વે અસ્થાઇ ભાવે નિયુકત થયો હતો. તેને પાછળથી ખલીફા હિશામે, સ્થાઈ ભાવે નિયુકત કર્યો હતો. તે ઇમિનાઇટવર્ગ ઉપર વધારે પ્રીતિ રાખતો હતો તેથી, મોધારાઇવર્ગના લોકોએ બાર્બર અને બીલાડીયન લોકોની સહાયથી વિદ્રોહ શરૂ કર્યો, પણ મેરીડા ( Merida ) પાસે વિદ્રોહીઓને તેણે હરાવ્યા. આ યુદ્ધમાં દસ હજાર લોકો ખલીફાના હાથમાં કેદ થયા હતા. બીજે દિવસે સવારે આ સઘળા માણસોને ગરદન મારવાનો તેનો વિચાર હતો. બીજે દિવસે સવારમાં સઘળા લોકો આ ભયંકર બનાવની રાહ જોતા હતા, તેવા સમયમાં ખલીફાનું નિશાન ( વાવટો ) દૂરથી આવતું જોઇને હાજર રહેલા સઘળા માણસો બ્હીવા લાગ્યા. ખલીફાઓની શકિત દુર્બળ થઇ ગયેલી હતી છતાં તેમનું નામ માત્ર સાંભળતાં લોકો ત્રાસિતમુગ્ધ અને વ્યાકૂળ થઈ જતા. જે વાવટાના દર્શનથી બાંધવાનોનો હત્યાકાંડ અટકી પડયો હતો. હમણાં તેજ વાવટાની

હાજરીથી, કાલ્બવંશના હાસામ ( Hasam ) અથવા અબુલખત્વાબ નામના નવા હાકેમને જાહેર કરવામાં આવ્યો હતો. આ નવો હાકેમ પણ ઇમિનાઇટ વંશનો હતો. અને ઇમીનાઇટ તથા મોધારાઇટિ વર્ગોમાં શાંતિ સ્થાપન કરવા માટે તથા સ્પેનમાં સુવ્યવસ્થા કરવા માટે ખલીફા હિશામના હુકમથી આફ્રિકાના પ્રતિનિધિ હંઝાલાએ તેને મોકલ્યો હતો. ખલિફા હિશામના મરણ પછી પાંચ મહિને હીજરી ૧૨૫ રજબ મહિનામાં આ નવો હાકેમ કાર્ડોવામાં આવ્યો હતો. ઇતિહાસ લખનારાઓ કહી ગયા છે કે, તે આવ્યો કે તરતજ લોકોએ હથિયારો મૂકી દીધાં હતાં. પ્રથમના શાસનકર્તા ખાલાબા તેની તાબેદારી સ્વિકારી સિરિયા પાછો ફર્યો હતો. (મે.૭૪૬).

નવા હાકેમ અબુલખત્વારની રાજ્ય વ્યવસ્થા, પ્રથમ અવસ્થામાં લોકોને રાજી કરે તેવી અને ન્યાયપરાયણ હતી; તોપણ તે અંદર અંદરના સામ્પ્રદાયિક પક્ષપાતથી મૂકત નહોતી. સ્પેનના ઇમિનાઇટવર્ગ ઉપર વિશેષ મહેરબાની રાખવાથી તથા એક મોધારાઇટ નેતાનું અપમાન કરવાથી વિદ્રોહ ફરીથી ઉત્પન્ન થયો હતો, તે સાથે અંતરવિદ્રોહ નવા તેજથી ફરીથી સળગી ઉઠીને પહેલાંના કરતાં ભયંકર કાર્ય કરતો હતો. કાર્ડોવાની પાસે એક ભિષણ નાશકારક યુદ્ધમાં ઇમિનાઇટવર્ગ હાર્યો અને નવો હાકેમ અબુલખત્વાર મરાયો. એ પછી, મોધારાઇટિવર્ગે, ઇમીનાઇટ વર્ગના સાવાબા ( Sawabah ) નામના એક પુરૂષને સ્પેનનો શાસન કરતા મુકરર કરીને મોધારાઇટ વર્ગના અજ-જામીલ નામના પુરૂષને તેનો સહાયક ઠરાવ્યો ( હીજરી ૧૨૭. ઇસ્વી ૭૪૫, ). સાવાબા માત્ર ૧૬ મહિના સ્પેનમાં સત્તા ચલાવીને મરણ પામ્યો તે પછી એક વરસે આફ્રિકા વિજયી મરહુમ સેનાપતિ ઓકબાના વંશના યુસુફ નામના પુરૂષને તે જગાએ મુકરર કર્યો. ( રબીયુસસાની ૧૨૯ હીજરી ડીસેમ્બર ૭૪૬ ઇસ્વી. ) અજ-જામીલના પ્રસ્તાવ અનુસારે યુસુફ શાસન કરતા મુકરર કર્યો હતો; અને તેનાજ પરિણામે થોડો સમય સ્પેનમાં શાંતી રહી હતી. બેઉ પક્ષના લોકોએ હથિયારો મૂકી દેવાથી, દમાસ્કસની મંજુરી સિવાય યુસુફે દશ વરસ સુધી સ્પેનમાં રાજ્યસત્તા ચલાવી હતી પણ તેની રાજસત્તા તદ્દન શાંતિમાં પસાર થઇ નહોતી. અબ્દરહેમાન નામનો નારબોનનો મદદગાર શાસન કરતા અસાધારણ શક્તિશાળી, શૌર્ય-વીર્ય-સંપન્ન વીરપુરૂષ હતો; અને તેણે અનેક સાહસીક કામો કર્યાં હતાં તેથી, આંદુલુશીયામાં તેને નાઇટનો ટાઇટલ મળ્યો હતો, ( અલ-ફારિસ-અલ-આંડાલુશ ) તેણે પોતાની શકિતના બળથી વીદ્રોહ ઉઠાવ્યો હતો, પણ તેના પોતાના

માણુસે તેને વિશ્વાસઘાતથી મારી નાંખ્યો હતો. એજ નગરમાં એક બીજો પુરૂષ વિદ્રોહી થયો હતો અને ત્રીજો એક પુરૂષ અલજીસીયાસમાં અને ચોથો સેબિલમાં રાજની સામે વિદ્રોહ કરવા ઉભો થયો હતો. પણુ શાસન કરતા યુસફે આ સઘળા વિદ્રોહીઓને હરાવ્યા. જો ખલીફા હિશામનો પૌત્ર અબ્દરહેમાન અબ્બાસવંશીયોની બીકથી ઈ. સ. ૭૫૫ ના જૂન મહિનામાં સ્પેનના કિનારા ઉપર પગલું ન મૂકત તો એવો સંભવ હતો કે યુસુફ ભવિષ્યમાં સ્પેનમાં પોતાનાજ વંશનું સ્થાપન કરી જાત. ઉમ્મિયા વંશના આ રાજકુમારના આવવાથી સ્પેનની અવસ્થાનું સંપૂર્ણ રીતે પરિ. વર્તન થયું હતું. આ ઉમ્મિયાવંશી કુમાર તેજસ્વિતા, કર્મકુશળતા, અને ઉત્તમ શાસનોપયોગી ગુણોએ કરીને વિભૂષિત હોવાથી અને તેનું નામ અબ્દ- રહેમાન હતું; એટલે સઘળા લોકો તેને (પહેલાંના અબ્દરહેમાનની માફક) યોગ્ય પુરૂષ સમજી સન્માન આપતા હતા. છેવટે તેણે સઘળાં અડચણો દૂર કરી, સ્પેનમાં એક નવા રાજવંશનું સ્થાપન કર્યું હતું. આ સમયથી સ્પેન અને પોર્તુગાલનો ઇતિહાસ અબ્બાસી ખલીફાઓના ઇતિહાસથી જૂદો થઇ પડયો હતો.

પીપીન ધી શોર્ટ ઘણા દિવસો થયાં એવા વિચારમાં નિમગ્ન હતો કે, મુસલમાનો પરસ્પરમાં વિવાદ કરીને દુર્બળ થઇ પડે કે તુરત તેના ઉપર આક્રમણ કરવું. આ વખતે શાસન કરતા યુસફ તેના વિરોધીઓ સાથે યુદ્ધમાં રોકાયેલો હોવાથી પીપીન ધી શોર્ટ, અસભ્ય લોકોનું અસંખ્ય લશ્કર લઇને લાંગોયેડક, સેપટેમેનીયા અને પશ્ચિમે સેબોયના ઉપર ચડાઇ કરી. આ સઘળાં સ્થળો અત્યાર સુધી આરબોનાં તાબામાં હતાં. સુંદર શહેરો, મસજીદો, હોસ્પીટલો અને સ્કુલોને આ જંગલી દુશ્મ- નોએ આગ લગાડી સળગાવી મુકયાં હતાં. સ્ત્રીઓ, પુરૂષો, અને બાળ વૃદ્ધ મળીને તમામ આરબોને તરવારથી કાપી નાંખી વર્તમાન સભ્યતા- ભિમાનીઓના પૂર્વજોએ કમકમાટ ઉપજે તેવો નાશ કર્યો હતો. ઉપર પ્રમાણે ફ્રાંસના લશ્કરે દેશનું સત્યાનાશ વાળેલું તેના પરિણામે ભયંકર દુકાળ આવી પડવાથી અસંખ્ય માણસો ભૂખમરાથી મરણુ પામ્યાં હતાં. દક્ષિણુ ફ્રાંસના આરબો અસહાય અવસ્થામાં આવી પડવા છતાં ત્રણુ વરસ સુધી અતીવ દ્રઢતા સહિત તેઓએ આત્મરક્ષણુ કર્યું હતું. ભયંકર લડાઇ વગર સોયની અણી જેટલી જમીન પણુ તેઓ મુકતા નહોતા. ઇ. સ. ૭૫૫માં એક માત્ર નારબોન આરબોના હાથમાં રહ્યું હતું. પીપને પોતાના સઘળા લશ્કરદ્વારા આ નગરને પણુ ઘેરી લીધું હતું. ચાર વરસ

સુધી ઘેરો ચાલુ રહ્યો હતો. એક દહાડો શહેરના ખ્રિસ્તિઓએ મુસલમાન પહેરેગીરને જરા બેદરકાર જોઇ કિલ્લાના દરવાજા ઉઘાડી નાંખ્યા. આ પ્રકારે ખ્રિસ્તિઓનું અસભ્ય લશ્કર શહેરમાં પ્રવેશ કરી શક્યું. શહેરમાં આવી સ્ત્રી, પુરૂષ, બાળ, વૃદ્ધ તમામ મુસલમાનોને કાપી નાંખી સભ્યતાની સઘળી નિશાનીઓનો લોપ કર્યો હતો. યુરોપનો બાકીનો વિભાગ જેવા પ્રકારની ઘોર વર્વરતા અને અજ્ઞાન અવસ્થામાં પડયો હતો લાંગોગેડક અને પ્રોવેન્સના પ્રદેશોને ફરીથી તેવી હાલતમાં આવવું પડયું હતું. જે સમયે પીપીન ધી કોર્ટ આરબોને ફ્રાન્સની સત્તામાંથી દૂર કરતો હતો તે સમયે તેઓ એવા પ્રકારની વિપત્તિમાં પડેલા હતા કે, બિસ્કેના ઉપસાગરના કિનારાના પર્વતમય પ્રદેશને હાથમાંથી મૂકી દેવાની તેમને ફરજ પડી હતી. એજ સ્થાને ભવિષ્યમાં વિશાળ સામ્રાજ્ય સ્થાપન કરવાનું બીજ રોપવાને વિદ્રોહીઓ શકિતવાન થયા હતા.

---

## આફ્રિકાની હાલત.

બાહાદુર સરદાર હાંજાલાએ રાજધાની કેરોવાન સન્મુખે બાર્બર લોકોને શોચનિય રૂપે પરાજિત કરવા પછી, વિશાળ આફ્રિકાનું સામ્રાજ્ય અતીવ દક્ષતા પૂર્વક ચલાવ્યું હતું. બાર્બર અને ખારજી બેઉ સપ્રદાયના લોકો તેના નિખાલસ અને પવિત્ર આચરણથી સંતુષ્ઠ થયા હતા. સમગ્ર રાજ્યમાં શાંતિ સ્થાપિત થવાથી વેપાર રોજગારની વૃદ્ધિ થઇ હતી. હબીબના પુત્ર અબ્દરહેમાનને દેશ નિકાલની સજા કરી અહિં રાખવામાં આવ્યો હતો. આ માણુસની વિશ્વાસઘાતકતાથી આફ્રિકામાં ફરીથી કલહ અને વિવાદ ઉત્પન્ન થયો હતો. હીજરી ૧૨૯ માં તેણે ટયુનિસમાં વિદ્રોહનો વાવટો ઉડાડયો હતો. આફ્રિકાના પ્રતીનીધી હાંજાલાએ તેને ઘોર વિશ્વાસઘાતકતામાથી નિવારિત કરવાના હેતૂથી કેટલાએક મૂખ્ય મૂખ્ય પુરૂષોને ટયુનીસ મોકલ્યા. અબ્દરહેમાને આ મુખ્ય પુરૂષોને કેદ કર્યા અને પોતે કેરોવાન તરફ આગળ વધ્યો અને ત્યાં જઇ એવી બીક દેખાડવા લાગ્યો કે જો હાંજાલા આક્રમણ કરશે તો પેલા મુખ્ય મુખ્ય માણુસો જેઓને કેદ કર્યા છે તેમને મારી નાંખવામાં આવશે. ધર્મપરાયણ હાંજાલા આવી રીતે નિરર્થક, મુસલમાનોનાં લોહીથી પૃથ્વિ અપવિત્ર કરવાનું યોગ્ય નહિ સમજી એશિયા ચાલ્યો ગયો અને ત્યાં બાકીનું જીવન ધર્મ વિચારમાં પૂરૂં કરવા લાગ્યો. કેરોવાન નગર વિદ્રોહીઓના હાથમાં આવ્યું અને અબ્દ-

રહેમાન આફ્રિકાનો પ્રતિનિધિ ગણાવા લાગ્યો, પણ વિશ્વાસઘાતથી આ પદ મેળવ્યું હતું માટે શાંતિથી આફ્રિકાનું શાસન કરી શકયો નહિ. તેના શાસનકાળમાં હમેશાં અશાંતિ ચાલુ હતી. ગમે તેમ હો પણ હીજરી ૧૩૭ સુધી રાજ ભોગવી આખરે પોતાના ભાઇના સાથેની લડાઇમાં મરાયો.

બરાબર આજ સમયમાં જૂદાં જૂદાં સ્થળોની ઘટનાના સમતોલપણાનું રક્ષણ કરવા માટે દમાસ્કસના ખલીફાઓના વિષયનું વર્ણન કરવા જતાં અમે પછવાડેનાં સઘળાં પૃષ્ટોમાં સ્પેન અને આફ્રિકાની અવસ્થાનું વર્ણન કર્યું છે. સ્પેનમાં અબ્દુલ ખત્તારના સમયથી માંડીને મુસલમાનોના હાથમાં દક્ષિણ ફ્રાંસનું નારબોન નગર ચાલ્યું જવાના સમયમાં એશિયામાંથી ઉમ્મિયાવંશનું નિકંદન નિકળી ગયું હતું અને તે જગોએ અબ્બાસી ખલીફાઓનું સ્થાપન થયું હતું. આ રાજનૈતિક વિપ્લવે ઉમ્મિયાવંશનો નાશ થયો હતો. તે વિષય આ નીચે સવિસ્તર લખીએ છીએ.

આટલા લાંબા સમય સુધી દમાસ્કસમાં ઉમ્મિયા ખલીફાઓ પ્રબળ પ્રતાપથી સત્તા ભોગવવા સમર્થ થયા હતા. એ લોકોનાં ચરિત્રો અને કાર્ય કુશળતા ગમે તે પ્રકારનાં હોય પણ તેમના વંશના સર્વ લોકોએ હમેશાં તેઓની તાબેદારી સ્વિકારેલી હતી. પરસ્પરમાં આત્મીયતાના અનુરોધથી અને સંપ્રદાયગત સ્વાર્થોદ્ધારના માટે તેઓ અતીવ રાજભક્તિ દર્શાવતા હતા. તેના પરિણામે ઉમ્મિયા વંશનું સન્માન અને નિર્ભયપણું વૃદ્ધિ પામ્યાં હતાં; પણ ખલીફા બીજા વાલીદના સમયમાં પહેલવહેલું આ નિયમનું ભયાનક પરિવર્તન થયું હતું. તે સંગીત અને ઘોડદોડ (ઘોડાની શરત) માં એટલો બધો આશકત થઇ પડયો હતો કે, રાજકાર્યમાં મુદ્દલ લક્ષ આપી શકતો નહોતો. એ કારણથી રાજધાનીના અનેક ધર્માશકત મુસલમાનોની તેનાપર મુદ્દલ શ્રદ્ધા નહોતી તેમ છતાં પણ તેના કુટુંબના મુખ્ય મુખ્ય પુરૂષોએ તેનો પક્ષ છોડયો નહોતો. ઇતિહાસ લખનારાઓ લખી ગયા છે કે, તેનું લંપટપણું અને અનીતિ આ બે કારણોને લીધે તેનો પક્ષ કરનારા ઉમ્મિયાવર્ગના પુરૂષોએ તેનો પરિત્યાગ કર્યો હતો. એરાકના શાસનકર્ત્તા ખાલેદને હીજરી ૧૨૬ મહોરમ મહિનામાં યુસુફના હાથે નિર્દય રીતે મારી નંખાવ્યો હતો, તેથી સિરીયાના યમીનાઇટ લોકો ક્રોધમાં ઉભરાઈ ગયા હતા. ખલીફાનો આ દુષ્કૃત્યમાં હાથ હતો એટલા માટે સીરીયાના લોકોએ હથિયાર ઉપાડયાં હતાં. ખલીફા અબદુલ માલેકનો પૌત્ર અને પ્રથમ વાલીદનો પુત્ર યજીદ વિદ્રોહી ટોળાંનો સરદાર હતો. દમા-

રકસના લોકો પણ વિદ્રોહીઓ સાથે મળી ગયા અને સઘળા વિદ્રોહીઓએ બીજા વાલીદની રાજધાની ઘેરી લીધી. ખલીફા બીજો વાલિદ એક કિલ્લામાં ભરાયો અને વિદ્રોહીઓ સાથે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો; પણ તેઓએ એટલા કારણથી સંધિ કરવાનો અસ્વિકાર કર્યો કે,–"ખલીફા અધામ અને અનીતિવાન છે તેટલાજ માટે પ્રજાવર્ગે તેની સામે બળવો કર્યો છે." તે પછી કિલ્લાના દરવાજા તોડી નાંખીને વિદ્રોહી ટોળું કિલ્લામાં પેઠું. બીજો વાલીદ ત્યાંથી નાસીને પોતાના મહેલમાં ભરાયો, પણ વિદ્રોહી ટોળાએ તેની પાછળ પડીને તેને મારી નાંખ્યો. તેનું માથું દેહથી છુટું કરીને દમાસ્કસના જાહેર રસ્તા ઉપર લટકાવી અનીતિવાન શાસનકર્ત્તાનું કેવું પરિણામ આવે છે તે પ્રજાવર્ગને દેખાડયું. (જમાદીઉસ્સાની ૧૨૬ હીજરી એપ્રીલ ૭૪૪ ઇસ્વી) ખલીફા બીજા વાલીદના આ પ્રકારના શોચનીય મરણથી તેમજ તેના મૃતદેહ પ્રતિ આ પ્રકારનું અપમાન કરવાથી ખલીફાને અતીવ ભકિતની દૃષ્ટીથી જોવામાં આવવાનો પ્રાચિન ભાવ તિરોહીત થવા પામ્યો હતો.

---

## ખલીફા ત્રીજા યજીદનો શાસનકાળ.

ખલીફા બીજા વાલીદના મરણ પછી વિદ્રોહી ટોળાનો સરદાર યજીદ દમાસ્કસની ગાદીએ બેઠો. એવું કહેવાય છે કે, તે એક ધાર્મિક પુરૂષ હતો. ધર્મના સઘળા નિયમોનું બહુ સખતાઇથી પ્રતિપાલન કરતો અને આપેલા વચનનું રક્ષણ કરવાનું તથા કર્તવ્ય કાર્ય સંપન્ન કરવાનું બહુ લક્ષ રાખતો હતો. દમાસ્કસના સિંહાસને બેસવા પછી પ્રજાવર્ગે તેની તાબેદારી સ્વિકારવાથી સૌને સંબોધીને તેણે પોતાના ભાઇની વિરૂદ્ધમાં હથિયાર ઉપાડવાનું કારણ વિસ્તારથી સમજાવ્યું હતું અને તેઓની સન્મુખે પ્રતિજ્ઞા કરેલી હતી કે, હું મુખ્ય મુખ્ય શહેરોનું કિલ્લાથી રક્ષણ કરીશ, પ્રજા ઉપરથી કરનો બોજો ઓછો કરીશ અને રૂશ્વતખોર ઓફીસરોને પદભ્રષ્ટ કરીશ. જો તે વધારે જીવ્યો હોત તો તે એક યોગ્ય ખલીફા તરીકે ખ્યાતિ મેળવી શકત; પણ તેનો શાસનકાળ એટલો થોડો અને અરાજકતા પૂર્ણ હતો કે તે પૂર્વવિધિના સંસ્કાર કે રાજ્યની ઉન્નતિ કરવાનો વખતજ મેળવી શકયો નહોતો. તેના શાસનકાળમાં હેમસ અને પાલેસ્ટાઇનના લોકોએ બળવો કર્યો હતો પણ તેઓ હારીને તાબે થયા હતા. આર્મીનિયાના શાસનકરતા મરવાને ખલીફા ત્રીજા યજીદની તાબેદારી

સ્વિકારવાનો અસ્વિકાર કર્યો હતો અને મરહુમ ખલીફા બીજા વાલીદના એક પુત્રને દમાસ્કસની ગાદી ઉપર બેસાડવા માટે લશ્કર સહિત સિરિયા તરફ આગળ વધ્યો હતો; પણ તેના પિતાના તાબાના પ્રદેશ તથા માન સન્માનો તેને આપવાનો સ્વિકાર કરવાથી તેણે માત્ર નામની તાબેદારી સ્વિકારી હતી. તેના પછી ખલીફા બીજા વાલિદના નાની ઉમ્મરના પુત્રને બંધીખાને નાખવામાં આવ્યો હતો. એરાકના પ્રથમ શાસનકરતા ખાલેદને મારી નાખનાર યુસુફ પદભ્રષ્ટ થઇને બીજા વાલિદના પુત્રો સાથે કેદખાને હતો અને તેની જગોએ બીજા ઉમ્મરના પુત્ર અબ્દુલાને એરાકની ગાદી ઉપર બેસાડયો હતો. ખોરાસાનના મદદગાર શાસનકરતા નસરે Nasr અબ્દુલાના હુકમનું પાલન કરવાનો અને ત્રીજા યજીદની તાબેદારી સ્વિકારવાનો અસ્વિકાર કર્યો. રાજધાની પાસેજ આ પ્રકારની નાફરમાની અને વિદ્રોહીનો ભાવ બતાવવાથી સામ્રાજ્યના દૂરના શાસનકરતાઓએ પણ તેનું અનુકરણ કર્યું હતું અને એટલાજ માટે આફ્રિકામાં શાસનકરતા હાંજાલાની વિરૂધ્ધે અબ્દરહેમાને હથિયાર ઉપાડેલાં: તેમ છતાં કોઇપણ પ્રકારની સજા તેને કરી શકાણી નહોતી. ખલીફા ત્રીજો યજીદ માત્ર એકજ સુધારો કરવા જતાં લશ્કરનાં માણસોની અપ્રિતિ મેળવી ગયો હતો. ખલીફા બીજા વાલીદે લશ્કરનાં માણસોના પગાર વધારી મૂકયા હતા, તેને ખલીફા ત્રીજા યજીદે ઘટાડીને ખલીફા હિશામના નક્કી કરેલા પગારો રાખ્યા તેટલા માટે લશ્કરી માણસો તેના ઉપર નારાજ થયા હતા. તે ફકત ૬ માસ રાજ્ય કરીને ૧૨૬ હીજરીમાં ગુજરી ગયો.

---

## ખલીફા ઇબ્રાહીમનો શાસનકાળ.

ખલીફા ત્રીજા યજીદના મરણ પછી તેનો ભાઇ ઇબ્રાહીમ દમાસ્કસની ગાદીએ બેઠો (જીલહજ ૧૨૬ હીજરી સપટેંબર ૭૪૪ ઇસ્વી). રાજધાની અને તેની આસપાસના રહેવાશીઓ સિવાય કોઇએ તેની ખિલાફતનો સ્વિકાર કર્યો નહોતો. તેણે ફકત બે માસ દશ દિવસ સત્તા ચલાવી હતી. ઇબ્રાહીમ દમાસ્કસના પ્રતાપી ખલીફાઓના લીસ્ટમાં પોતાનું નામ ઉમેરી શકયો નહોતો. આરમીનીયાના શાસન કરતા મરવાને પ્રથમના ખલીફા બીજા વાલીદના દીકરાને સિંહાસન અપાવવાનો બાહારનો હેતુ બતાવી, દમારકસ તરફ આગળ વધ્યો હતો. દમાસ્કસ અને બાલબેકની વચ્ચે રસ્તામાં લીબનાન અને એંટીલીબનાનની વચ્ચે આવેલા અન-અલ-જાર નામનું નાનું ગામ

આવેલું છે. આ જગાએ ખલીફા ઇબ્રાહીમે ઇમીનાઇટ વર્ગનું એક મોટું લશ્કર રાખેલું હતું, તેની સામે મરવાન લશ્કર સહીત આવી પહોંચ્યો. મરવાનનું લશ્કર અનુભવી અને શિક્ષણ પામેલું હતું, જ્યારે ઇમીનાઇટ લશ્કર સાધારણ લોકોમાંથી એકત્ર કરવામાં આવ્યું હતું એટલે મરવાન જીત્યો અને દમારકસનો રસ્તો પોતાના માટે ચોખ્ખો કર્યો. તે પછી મરવાન રાજધાની તરફ ગયો. ઇબ્રાહીમ તથા તેનું અસભ્ય લશ્કર વાલીદના પુત્રોને મારી નાંખીને નાસી ગયા. તેઓ એમ સમજતા હતા કે ખલીફાના પુત્રોને મારી નાંખવાથી મરવાન રાજધાની તરફ આવશે નહીં. ખોરાસાનના પ્રથમના શાસન કરતા ખાલેદને મારી નાંખનાર યુસફ વાલીદના પુત્રો સાથે બંધીખાને હતો. ખાલેદના પુત્ર તેને કેદખાનામાં મારી નાખી, બાપના ખુનનો યોગ્ય બદલો લીધો. આ બાજુએ વાલીદના બાકી રહેલા પરીવાર વર્ગે નાસી ગયેલા ખલીફા ઇબ્રાહીમ અને તેના અનુચર વર્ગની વિરૂદ્ધમાં હથીયાર ઉપાડીને તેઓ માંહેના ઘણાને મારી નાંખ્યા અને તેઓનાં ઘરબાર લૂટી લીધાં. એટલેથી તેમનો ક્રોધ શાંત ન થતાં તેઓએ ખલીફા ઇબ્રાહીમના ભાઈ જન્નત પ્રાપ્ત ખલીફા ત્રીજા યજીદનું શબ કબરમાંથી બાહાર કાહાડીને રાજ્યધાનીના દરવાજા ઉપર લટકાવ્યું. * રાજધાની દમારકસમાં સંપુર્ણ રીતે અંધકાર હતો એવા સમયમાં મરવાન લશ્કર સાથે આવ્યો. તેને શહેરના આબરૂદાર લોકોએ સન્માન પૂર્વક આવકાર આપ્યો. તે તરતજ ખલીફા તરીકે જાહેર થયો અને લોકોએ એવી ઇચ્છાથી તેની તાબેદારી કબુલ કરી કે મરવાનના જેવો બાહાદુર પુરૂષ અશાન્તી પૂર્ણ સજ્યમાં શાંતિ સ્થાપન કરવાને શકિતવાન થશે. ( સફર ૧૨૭ હીજરી નવેંબર ૭૪૪ ઇસ્વી ).

---

* મરણ પછી મૃત શરીરનું આવી રીતે અપમાન કરવું એ પ્રથા એકલા એશિયામાંજ નહોતી. પંદરમા સૈકામાં ચોથા હેનરીના હુકમથી Percy Hotspur નું મૃત શરીર કબરમાંથી બાહાર કહડાવી તેના બરાબર સરખા ચાર ભાગ કરાવી પછી ટુકડે ટુકડા કરી નાંખવામાં આવ્યા હતા.



# પ્રકરણ ૧૩ મું.

## ખલીફા બીજા મરવાનનો શાસનકાળ

### ( ઉમ્મિયા વંશ (હાકામના વંશજો )





૧૨૭–૧૩૨ હીજરી, ૬૪૪–૭૫૦

ખલીફા બીજો મરવાન, હાકમ વંશના સ્થાપન કરતા, પ્રથમ મરવાનનો પૌત્ર હતો. તે અતીવ દક્ષતા અને તેજસ્વિતાથી આરમિનીયામાં શાસન કરતો હતો. ઉત્તર પ્રદેશના જાનવર લોકોએ વારંવાર હુમલા કરેલા તેમ છતાં તેઓને પાછા હઠાવવામાં શકિતવાન જણાયો હતો. તે અસાધારણ ધીરજવાળો હતો. તેટલા માટે તેને અલ–હિમારના* નામથી ઓળખતા હતા. મશ્કરી કરવાના હેતુથી તેનું આ નામ રાખવામાં આવ્યું નહોતું: પણ તે અસાધારણ શારીરીક શકિતવાળો અને માનસીક બળવાળો હોવાથી તેનું આ નામ રાખવામાં આવ્યું હતું. તેના પૂર્વ પુરૂષો માંહેના ઘણા લોકો વિલાસી હતા તેમ તે નહોતો પણ સારી નીતિનો અને સરળ સ્વભાવનો હતો. છાવણીમાં કે મુસાફરી કરવાને વખતે તે એક સાધારણ લશ્કરી જેવો દેખાતો હતો. તેનો ખોરાક તદ્દન સામાન્ય હતો, અને લડાઇમાં સાધારણ સૈનિકના જેટલુંજ કષ્ટ ભોગવતો હતો. રાજધાનીમાં અવસાનકાળે ઉમ્મિયા વંશના અન્યાન્ય ખલીફાઓ જે જે પ્રકારના ભોગવિલાસો ભોગવતા તે માંહેનો કોઇપણ ભોગવિલાસ મરવાને ભોગવ્યોજ નથી. તે પ્રાચીન ઇતિહાસો વાંચવાનો શોખીન હતો અને પોતાના સેકરેટરી અને સહચરો સાથે એજ વિષયની વાતચીત કરતો. ગાદીપર બેસતી વખતે તેની ઉમ્મર સાઠ વરસ કરતા વધારે હતી પણ તેની મુસાફરી કરવામાં ઉત્સાહ પૂર્વક ત્વરા અને આક્રમણકારીઓનું દમન કરવામાં સંપુર્ણ તત્પરતા સામે જોતાં ઉમરના

* હિમારનો અર્થ ગધેડો થાય છે. વર્તમાન સમયમાં યુરોપ વગેરે દેશોમાં ગધેડા જેવા દુર્બળ જોવામાં આવે છે આરબોના ગધેડા તેવા નહોતા, પણ તેઓ અતીવ શકિતશાળી અને ધૈર્યવાન હતા.

લીધે તેના ઉત્સાહમાં કાંઇપણ ઘટાડો થયો નહોતો; પણ તે સમયમાં રાજ્યની જે પ્રકારની શોચનીય અવસ્થા થઇ પડી હતી, તેટલા માટે તેનું ધ્વંસ મુખમાંથી રક્ષણ કરવા સારૂ યુદ્ધ વિદ્યાની કુશળતા સિવાય ખલીફાને બીજા સદ્દગુણોની પણ આવશ્યકતા હતી. તેમાં વિશેષ કરીને સાંપ્રદાયીક વિદ્વેષ સમાવવાની શકિતની જરૂર હતી અને ઉમ્મિયા વંશના અન્યાન્ય ખલીફાઓના પ્રમાણે મરવાનમાં પણ આ ગુણની ખામી હતી. જો એક વિચિક્ષણ રાજનૈતિક પ્રમાણે તે દુરદર્શિ હોત, તેનામાં પ્રજાને રંજન કરવાની શકિત હોત, તો એશિયાનો ઇતિહાસ આજ બીજી રીતથી લખાત. અનુરંજન પ્રણાલીજ વિવાદ પરાયણ ભિન્ન ભિન્ન સંપ્રદાયના લોકોને એકતાના સુત્રે બાંધી લેવાનો એક માત્ર ઉપાય છે. ઉમ્મિયા વંશજો તેમની સખત પ્રકૃતિ, એકલ શુરાપણું અને કઠોરતાના માટે પ્રસિદ્ધ હતા તેટલા માટે તેમના અંદરના દોષો ત્વરાથી પ્રકાશીત થઇ જતા હતા.

આરબ જાતિના નાશ કરનાર સાંપ્રદાયિક વિવાદને ખલીફા મરવાન શાંત કરી શકયો નહિ, પણ ઉલટું પોતાના સંપ્રદાય-વર્ગ-નો પક્ષ કરીને વિવાદને વધાર્યો હતો. એજ હેતુથી તેણે ઇમીનાઇટ વર્ગના લોકો ઉપર જે જે સખતાઇઓ કરી હતી. તેના માટે તેઓ ખલીફા મરવાનને બહુ તિરસ્કારથી જોતા હતા. મરવાનના આવા ખરાબ આચરણથી તથા તે સમયના કવિઓની ઉશ્કેરણીથી પ્રાચિન વૈરભાવ ઉલટો વધ્યો હતો. કોમેટ ( Komait ) નામના એક મોધારાઇટ કવીએ એક લાંબી કવીતા રચી, પોતાના વંશનાં શોર્ય, વીર્ય અને બાહાદુરીનું રસ ભર્યું વર્ણન કર્યું હતું. અને હાશમી વંશની સાધુતા તથા સખત દુઃખ ભોગવવાનું વર્ણન ઘણીજ ઉશ્કેરણી ભરેલી ભાષામાં કર્યું હતું. ઇમિનાઇટ વર્ગના દીબલી, નામના કવિએ, મોધારાઇટ વર્ગ ઉપર આક્રમણ કરી, સખત ભાષામાં પેલી કવિતાનો જવાબ આપી, પોતાના ઇમીનાઇટ વર્ગના સદગુણોનું તીવ્ર ભાષામાં વર્ણન કર્યું હતું. આ સઘળી કવિતાઓ દરેક શહેરોમાં અને દરેક ગામોમાં મોકલવામાં આવી હતી. અને પરસ્પરના વેરભાવ અને વ્યંગદ્વારા શહેર ગામડું કે જંગલનાં દરેક માણસો ઉશ્કેરાઇ જતાં હતાં. એ સમયમાં ઇમિનાઇટ અને મોધારાઇટ બેઉ વર્ગ નહિ માની શકાય તેવી રીતે ઉશ્કેરાઈ જઇને પરસ્પરનો ધ્વંસ કરવા માટે તૈયાર થઇ ગયા હતા.

## દેશની અંદરની સ્થીતિ.

એ સમયમાં પશ્ચિમ એશિયાની હાલત અવ્યવસ્થિત થઇ પડવાથી તે અસ્ત થવા જેવું થઇ પડયું હતું. ધાર્મિક અને વિદ્વાન પુરૂષો રાજ્યદ્વારી ઝગડાથી દૂર જવા લાગ્યા હતા. અધર્મિક અને સ્વાર્થપરાયણ માણસોના હાથમાં રાજ્યની લગામ આવેલી હતી. સૌ કોઇ ભવિષ્યમાં મોટો બળવો સળગી ઉઠવાની રાહ જોતા હતા. ખલીફા મરવાનને ગાદી ઉપર બેસવાને વધારે દિવસો ન થયા તેટલામાંતો હેમસ અને પાલેસ્ટાઇનના લોકોએ તેના વિરૂદ્ધમાં હથિયારો ઉપાડયાં. બરાબર તેજ સમયમાં ધર્માભિમાની ખારજી લોકો પોતાના પર્વતમય કિલ્લામાંથી બહાર નીકળી, ઉમ્મિયા ખલીફાઓના અધર્મ અને હલકાં આચરણોની વાતો ફેલાવવા લાગ્યા અને પ્રજાવર્ગને સત્યના માર્ગ ઉપર બાહાર પાડવા આમંત્રણ કરતા હતા. આ સઘળા અંધ શ્રદ્ધાળુઓનો મત ગમે તેવો હોય પણ પોતાના સ્વિકારેલા ધર્મ ઉપર ગંભિર વિશ્વાસુ હતા અને સંપૂર્ણ સત્યતાથી તેની નીતિના કાયદા પાળતા અને પોતાનું કર્ત્તવ્ય કાર્ય સંપાદન કરવા માટે તેઓ એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે પોતાના વિચારમાં ધારેલું પરિણામ લાવવા માટે તેઓ સર્વ પ્રકારનાં સંકટો તુચ્છ સમજતા હતા. જો કે પ્રથમ તેઓ સંખ્યામાં બહુ કમ હતા, પણ પાછળથી તેઓની સંખ્યા બહુ વધી હતી અને તેઓ કેટલોક સમય સુધી યમન, હિજાજ અને આખો ઇરાક પોતાના તાબામાં રાખવાને શકિતવાન થયા હતા. આ સઘળો વિદ્રોહ દમન કરતી વખતે ખલીફા મરવાને આશ્ચર્યકારક કુશળતા અને અસાધારણ બહાદુરી બતાવી હતી. તેણે અનુક્રમે હેમસ અને પાલેસ્ટાઇન ઉપર આક્રમણ કરી, વિદ્રોહીઓને નિર્બળ કરી વીંખી નાખ્યા હતા અને તેમના સરદારોને શૂળીપર ચડાવ્યા હતા. તે પછી તેણે ઇરાક ઉપર ચડાઇ કરી, ભયંકર લડાઈ કરી સઘળા ખારજીઓને કહાડી મૂકયા હતા. હિજાજ પ્રદેશમાં અબુ હમજાની સરદારી નીચે વિદ્રોહી લોકોએ પવિત્ર મદિના નગરી ઉપર આક્રમણ કરીને ભયાનક લડાઇ કરવા પછી નગરને જીતી લીધું હતું; પણ મદીના જીતી લેવા પછી તે લોકો સાથે એવો સદ્‌વ્યવહાર ચલાવ્યો હતો કે એવો સદ્‌વ્યવહાર ઉમ્મિયા ખલીફાઓના વખતમાં કોઇ વખત બતાવવામાં આવ્યો નહોતો. યમન પ્રદેશ, દાઇ–અલ–હક નામના ટાઇટલવાળા એક પુરૂષના હાથમાં આવ્યો હતો. ખલીફા મરવાનનો એક સહાયક સેનાપતિ ઘણોજ દુષ્ટ અને ધર્મભય વગરનો

હતો. (આવા પ્રકારના લોકો, મધ્યયુગમાં, યુરોપમાં બહુ નજરે પડતા હતા) તે જાહેરમાં બોલતો હતો કે,–" પવિત્ર કુરાનેશરીફનાં ફરમાન પ્રમાણે ચાલવાને હું બંધાયેલો નથી " તેણે ખારજી લોકોને કેટલીએક સખત લડાઇઓમાં હરાવી, યમન અને હિજાજ પ્રદેશમાંથી તેઓને કહાડી મૂકયા હતા. એરાકમાંથી નાસી ગયેલા ખારજી લોકોએ ઇરાન દેશમાં આશ્રય લીધો હતો અને ત્યાં સઘળાઓ ફરીથી એકમત થઇ, પોતાની શકિતને વધારવા લાગ્યા. યમન અને હિજાજમાંથી નાસી ગયેલ ખારજી લોકોએ હાદ્રામત વિભાગમાં આશ્રય લીધો હતો. ખલીફા મરવાને આ પ્રકારે દેશમાં શાંતિ સ્થાપન કરી યજીદ નામના એક ઉમ્મિયાવંશના હિતચિંતક પુરૂષને પૂર્વ પ્રદેશોનો શાસનકર્ત્તા ઠરાવ્યો હતો. યજીદના પિતાનું નામ ઉમર હતું અને તેના પિતાનું નામ હોબેરા હતું. તે પછી મરવાન બે પુત્રો નામે અબ્દુલ માલેક અને અબદુલ્લાના હાથમાં રાજ્યની તમામ સત્તા આપી, પોતાના પ્રિય નિવાસ સ્થળ હરાણમાં પાછો ફર્યો. આ જગાએ તે, તે છેલ્લા મોટા બળવા સુધી રહ્યો હતો કે જે બળવાના પરિણામે પોતાનો તથા આખી ઉમ્મિયાવંશીઓની સત્તાનો નાશ થયો હતો.

---

## અબુ મુસલીમનું ચરીત્ર.

જે સમયમાં ખલીફા મરવાન સીરીયા, ઈરાક અને અરબસ્તાનના ખારજી લોકોના વિદ્રોહને સમાવવામાં રોકાયેલો હતો, તે સમય મોધારાઇટ અને ઇમિનાઇટ વર્ગોમાં ભયંકર વિવાદ સળગી ઉઠયો હતો. અને એજ કારણથી એશિયા ખડમાંથી ઉમ્મિયા વંશની સત્તા નાશ થવાનો રસ્તો વધારે પહોળો થયો હતો. ખોરાસાનનો શાસન કરતા નસર મોધારાઇટ વર્ગના લોકો તેના વિરૂદ્ધમાં ઉશ્કેરાઇ ગયા હતા. બેઉ વર્ગના જેજે આરબ અધિકારીઓના હાથમાં સ્થાનિક શાંતિ રક્ષણનો ભાર અર્પણ કરવામાં આવ્યો હતો. તેઓ આ ભયાનક ગૃહ વિવાદમાં લપટાઇ પડ્યા હતા. અબ્બાસ વંશનું સ્થાપન કરનારા સરદારો ઘણા યત્નપુર્વક બહુ સમયથી ઉછેરેલી આશા લતાનું રક્ષણ કરવાના નિમિત્તે આ સાંપ્રદાયિક વિવાદ અગ્નિમાં ઇંધણાં નાંખવાનો પ્રયોગ કરતા હતા. ( ૧૨૯ હીજરી, ૭૪૭ ઇસ્વી ) અબ્બાસ વંશીય ઇમામોએ ઉમ્મિયા વંશનો નાશ કરવાના કામની સરદારીનો ભાર અબુ મુસ્લીમના હાથમાં આપ્યો હતો અને તે આ કામમાં સંપૂર્ણ કુશળ હતો. તેના મુખ ઉપરથી તે તદન નિર્માલ્ય

જેવો હતો પણ અંદરખાને મહા પક્કો અને પોતાના કાર્યમાં બાહોશ હતો. પોતાના અંદર ખાનેના નિર્દય અને ઘાતકી વિચારો જાણી શકવાને કોઇ સમર્થ નહોતું. વર્તમાન સમયમાં જેને પોલીટીકલ ચતુરાઈ કહેવામાં આવે છે તેમાં તે સંપુર્ણ કુશળ હતો.

એક પ્રાચિન ગ્રંથકાર લખી ગયો છે કે–" ગમે તેવા શોકજનક બનાવથી તેના મુખના ચહેરાની શાંતિમાં ફેરફાર થતો નહોતો, ભયંકર લડાઇમાં વિજય મળવાના સમાચારથી પણ તેના મુખના ચહેરાને આનંદમય બનાવતો નહોતો. તેમજ ગમે તેવી વિપત્તિ આવી પડે તોપણ તે પોતાની શાંતિને સંપુર્ણ સાચવી શકતો હતો. આ પ્રમાણેની તેની કૃત્રિમ ભદ્રતા અને શિષ્ટતાના ગુણોએ, મુગ્ધ થઇને શતરૂઓનાં ટોળાં વશીભુત થઇ જતાં હતાં. તેમજ ષડયંત્રના સહાયકારીની સંખ્યા પણ વધતી જતી હતી. નવું લશ્કર વધારવામાં અને શાસન શકિતમાં તેનું અત્યંત ડહાપણ હોવાથી તે સઘળાઓની પ્રીતિ સંપાદન કરવામાં સમર્થ થઇ શકયો હતો. મોધારાઇટ અને ઇમીનાઇટિ વર્ગો રાજનૈતિક ચતુરાઇથી ઠગાયા હતા તેથી તેમજ અંદર અંદરના કલેશથી દુર્બળ થઇ ગયા હતા. તેથી તે પોતાનો હેતુ પાર પાડવામાં વિશેષ સુયોગ મેળવવા શકિતવાન થયો હતો. આ પ્રણાલીથી કાર્ય કરવા જતાં તેના ગુપ્ત ઉદ્દેશને કોઇપણ જાણી શકયું નહતું.

---

## ઉમ્મિયા વંશના પતનનું કારણ.

અબ્બાસ વંશના સ્થાપનનો પ્રયત્ન કેવા પ્રકારે થતો હતો, તથા તેના પરિચારકો કેવી રીતે શકિત વધારતા હતા તેનું સંક્ષેપમાં વર્ણન કરી ગયા છીએ. ઇસ્લામ જગતના ઇમામો ( ધર્માચાર્યો ) પોતાના અનુવર્તિઓને રાજ્યસત્તાથી બાંધી રાખવાનું તદ્દન નિંદનીય સમજતા હતા. તેટલાજ માટે તેઓના કેટલાએક અત્યાચાર પ્રિય મદદગારોએ આ વૈરાગ્ય સુત્રનું અવલંબન કરી, ઉમ્મિયાવંશનો ધ્વંશ કરવા માટે પોતેજ લોકવર્ગની સરદારી લેવાનો પ્રયત્ન કરતા હતા. અબ્બાસવંશીયો આ પ્રકારે એકદમ સિંહાસન મેળવી શકયા તેનું આ એકજ કારણ નહોતું; તેમજ તેઓ પોતે મરવાન જેવા બહાદુર પુરૂષને પરાજીત કરીને ઉમ્મિયાવંશનો ધ્વંસ કરવાને સમર્થ નહોતા. એરાકના શાસનકર્ત્તા હાજ્જાજની જુલમી શાસન પ્રણાલીથીજ અબ્બાસવંશીયો પોતાના કાર્યમાં ફતેહમંદ થયા હતા. જો

કે ખલીફા બીજા ઉમ્મરે આ કઠોર શાસનપ્રણાલીનું પરિવર્તન કરવા બહુ પ્રયત્ન કરેલો હતો પણ તેની પછીના ખલીફાઓએ પાછી તેની તેજ રીતિ ચલાવેલી. સ્થાનિક અમલદારો પ્રજાવર્ગના સંસર્ગમાંજ નહોતા આવતા, તેમજ પ્રજાવર્ગમાં તેમના માટે મુદ્દલ સદ્ભાવ નહોતો. આરબો પોતાને સર્વથી શ્રેષ્ટ સમજી, તેઓ પ્રજાવર્ગ સાથે હળતા મળતા થતા નહિ અને ઇસ્લામની સમાન ભાવે વર્તવાની રીતિ હોવા છતાં સ્થાનિક આરબ અમલદારો પ્રજાવર્ગને તદ્દન નિકૃષ્ટ જીવ સમજતા હતા. સ્મોલકોઝ કોર્ટના ન્યાયાધિશો અને રેવન્યુખાતાના લગભગ તમામ ઓફીસરો ઇરાનીઓ હતા. સેનાપતિ કે તેના જેવા ઉંચ્ચા ઓહ્દાઓ તેઓને આપવામાં આવતા નહોતા. સમભાવના મિત્રતા અને સ્વાધિનતા જેવાં પવિત્ર કુરાનેશરીફનાં ઉમદાં ફરમાનોની દરકાર રાખવામાં આવતી નહોતી.

જ્યારે આ સઘળી અસમાનતા અને પક્ષપાતને દૂર કરવા માટે પોકાર ઉઠાવવામાં આવતો ત્યારે તિરસ્કાર સાથે તેની ઉપેક્ષા કરવામાં આવતી અથવા ચતુરાઇ ભરેલા વાક્યોદ્વારા તેનું આચ્છાદન કરવામાં આવતું. 'ઉદાર ચરિત્રશાળી ખલીફા બીજા ઉમ્મરે પોતાના સમયમાં જે જે નામો રજીસ્ટર્ડ કર્યાં હતા તેઓ અથવા જેઓએ કોઇ વિશેષ કાર્ય સંપાદનદ્વારા પોતાને પ્રખ્યાત કરી મૂક્યા હતા, તેઓ સિવાય પ્રજાવર્ગમાંહેનો કોઈ પણ પુરૂષ, રાજ્યકર્મચારી પુરૂષોની કોઇપણ જાહેર સભામાં કે શાસનકરતાના કોઇપણ આનંદજનક મેળાવડામાં દાખલ થઇ શકતો નહોતો. પ્રજાવર્ગના આવા પુરૂષો પોતાના ગૌરવનું રક્ષણ કરવા માટે અત્યંત ક્રોધ અને તિરસ્કાર વિમિશ્રિત ઉદ્વેગ ભરેલા ચિત્તે યોગ્ય સમયની વાટ જોતા હતા, પણ મોધારાઇટિ અને ઇમીનાઇટ વર્ગોના સિરિયાવાસી આરબો ભવિષ્યના ભયંકર રાષ્ટ્ર વિપ્લવને તુચ્છ સમજી, આમોદ પ્રમોદ કે અંદર અંદરના વિવાદમાં લીપ્ત થઇ ગયા હતા. રાજનૈતિક પક્ષપાત અને દ્વેષપ્રવર્તક જાતિગત પાર્થક્યને લીધે ઇરાની (પારસી) જાતી ભયંકર રીતે ઉશ્કેરાઇ ગઇ હતી. આ સમયમાં જાતીય ઉન્માદરૂપ અગ્નિને પ્રજ્વલિત કરવાને કોઇ એક પ્રકારના સંકેતિક વાક્યની જરૂર હતી; પણ ન્યાયાધિકારી હજરત પેગંબર ( સ. અ. વ. ) ના વંશજોને ઇસ્લામ જગતના સિંહાસને બેસાડવાના પ્રયત્નેજ આ સાંકેતિક વાક્યનું કાર્ય કર્યું હતું અને એજ ઉદ્દેશે સામ્રાજ્યના પુર્વ પ્રદેશની પ્રજા ફરીથી એકઠી મળી હતી. ઇમીનાઇટવર્ગ અને ખોરાસાનના લોકો તથા એરાક અને હિજાજના અધિકાંશ આરબ લોકો પણ બીજા લોકો પ્રમાણે

રાજશક્તિ ઉપર નારાજ થયા હતા. ઉમ્મિયા રાજશક્તિ એ સર્વ પ્રકારનું સનમાન અને સત્તા પોતાના હસ્તગે રાખવા માટે અને કાર્યમાં બીજા કોઇ પણ અટકાવ કરી ન શકે તે માટે પ્રાણપણે પ્રયત્ન કરતી હતી. આના પરિણામે રાજ્યમાં ભીષણ વિદ્રેષ અને વિવાદ ઉત્પન્ન થયો હતો. આ પ્રકારના અસંતોષ અને અવ્યવસ્થાની અંદર ભવિષ્યના રાષ્ટ્ર વિપ્લવને ઉત્પન્ન કરવા માટે અબુમુસ્લીમને આવશ્યક સાધનો મળી ચુક્યાં હતાં અને ખોરાસાન પ્રદેશ, હજરત અબ્બાસના વંશજોને સાહાય કરનારાઓનું કેન્દ્રસ્થળ થઇ પડ્યું હતું.

## શાસનકર્તા નસરનું ચરિત્ર.

ખોરાસાનનો શાસનકર્તા નસર ડાહ્યો પુરૂષ હતો. તે શાસન સત્તા દ્રઢતાથી ચલાવતો હતો. તેણે ઘણા દિવસો સુધી સુખે શાસન કાર્ય ચલાવ્યું હતું અને એ પણ સંભવીત હતું કે તે જીવનની છેલી ઘડી સુધી ખ્યાતી મેળવી શકત. જ્યારે ખલીફા મરવાન પશ્ચિમના વિદ્રોહીઓ સાથે યુધ્ધમાં રોકાયેલો હતો તે સમયે, નસર કેરમાની નામના પુરૂષની સરદારી નીચે એકઠા થયેલા યમનના વિદ્રોહીઓનું દમન કરવામાં રોકાયો હતો. આ પ્રમાણે આરબોના કિલ્લાઓ રક્ષણ શૂન્ય જોઇને અબુમુસ્લિમે પોતાનો બહુ દિવસોથી કલ્પી રાખેલો વિદ્રોહ વાવટો ઉડાડવાનું પ્રસિદ્ધ કર્યું. મુસ્લીમ સિંહાસનોના અન્યાન્ય અધિકારીઓ ઉમ્મિયા વંશજોની રાજ્ય સત્તા રદ કરીને તે સ્થળે હજરત પેગંબર (સ. અ. વ.) ના વંશજોનું સ્થાપન કરવાનો પ્રયત્ન કરે છે. આ વિદ્રોહનો હેતુ જાહેર કર્યો હતો. હાશમના વંશજને સિંહાસન આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આવો દ્વીઅર્થી*શબ્દ પ્રચાર થવાથી હજરત ફાતમાંના અનુવર્તિઓ પણ વિદ્રોહીઓ સાથે મળી ગયા હતા અને અબુમુસ્લિમે પોતાને હાશમ વંશના રક્ષક તરીકે જાહેર કર્યો હતો. ૧૨૯ હીજરીના રમજાનની ૨૫ મી તારીખે અસંખ્ય માણસો એકઠા થઇ, પર્વત ઉપર સાંકેતિક અગ્નિ સળગાવી અન્યાન્ય લોકોને આમંત્રણ કરતા હતા. આથી આંસખ્ય લોકો કાળો પોશાક પહેરીને વીર પુરૂષોના પ્રમાણે સિંહ ગર્જના કરતા કરતા

*હાશમના વંશજો કહેતાં સાધારણ લોકો હજરત પેગંબર (સ. અ. વ.)નાં વંશને સમજતા, પણ અબુમુસ્લિમ હજરત અબ્બાસના વંશધરને સિંહાસન આપવાનું ગુપ્ત ચક્ર રચતો હતો.

નકકી કરેલા સ્થળે એકઠા થયા. કેટલાંક અઠવાડીયાં પસાર ન થયાં તેટલામાંતો અબ્બાસી વાવટો:સામ્રાજયની પશ્ચિમે આવેલા નગરોમાં ઉડતો ઉડતો અનુક્રમે પશ્ચિમ તરફ ઉડવા લાગ્યો. રાજયના પુર્વ વિભાગમાં આવેલા હીરાત અને અન્યાન્ય કિલ્લાઓમાંથી રક્ષકોને કાહાડી મુકયા હતા. વિદ્રોહીનેતા કેરમાનીને મોધારાઇટવાળાઓએ મારી નાંખવા પછી તેનો પુત્ર અબુમુસ્લિમ સાથે મળી ગયો હતો અને તેમની એકત્ર થયેલી શકિતએ શાસનકરતા નસરને, મેર્વ નગરમાંથી કાહાડી મુકયો હતો. હાશમ વંશનો અમંગળ સૂચક કાળો વાવટો જોઇને, વિખરાઇ ગયેલા સિરિયાવાસીઓનાં જ્ઞાનચક્ષુ ઉધડયાં હતાં. તેઓ વિપત્તિની મોટાઇને સમજીને જાગ્રત થઈ ગયા હતા અને કોઇ પણ પ્રકારે સમસ્ત પ્રજાને એકતાએ બાંધી લેવાનો પ્રયત્ન કરતા હતા, પણ અફસોસ કે તે સમય હાથમાંથી નિકળી ગયો હતો. ઉત્તેજના આ વખતે વિદ્રોહમાં બદલાઈ ગઇ હતી. એરાક અને હિજાજના અનેક સામંતો વિદ્રોહિઓ સાથે મળી ગયા હતા. બીજી બાજુએ અબુ મુસ્લિમના લસ્કરની સંખ્યામાં દિવસે દિવસે અસંખ્ય વધારો થતો હતો. કમભાગ્ય શાસન કરતા નસરે, વિદ્રોહીઓની સામે ટકી શકવાને અસમર્થ ખલીફા મરવાનની મદદ માગી, પણ કાંઇપણ ઉત્તર મળયો નહિ. કારણ કે મરવાન આ સમયે મેસેપેટામીયાના વિદ્રોહીઓ સાથે યુદ્ધ કરવામાં રોકાયો હતો. નસરે, મેર્વનો પરિત્યાગ કરવા પહેલાં મદદ મેળવવા માટે ખલિફા મરવાનને એક કરૂણંજનક પત્ર લખ્યો હતો. તેણે પત્રમાં આ પણ જણાવેલું કે વિદ્રોહની અગ્નિ ગમે તેવી જોરાવર હોવા. છતાં હજુ પણ ઓલવી શકાય તેવી છે. દેશમાં પ્રચલીત રીતી અનુસારે દેશના લોકો પાસે કરૂણાજનક સ્વરે સહાય માટે પ્રાર્થના કરવાથી ઉદ્દેશ સિદ્ધ થવાનો સંભવ છે. અફસોસ ! હું નથી સમજી શકતો કે ઉમ્મિયાનાં સંતાનો જાગ્રત અવસ્થામાં છે કે હજુ પણ ધોર નિદ્રામાં સૂતાં છે. જો તેઓ આવા સંકટના સમયે અહીના લોકો માફક ધોર નિદ્રામાં સૂતાં હોય તો તેઓને આંખો ઉઘાડવાની સૂચના કરો ! વિપત્તિ અતિ નિકટ છે ! આ આક્ષેપસૂચક પત્ર વાંચી, ખલીફા મરવાને શાસનકર્ત્તા નસરની મદદે, એરાકના પ્રતિનિધીને લસ્કર સાથે જવાનો હુકમ કર્યો. ( ૧૩૦ હીજરી ) પણ તે આવી પહોંચે તે પહેલાં ફારગામા અને ખોરાસાન પ્રદેશ અબુમુસ્લીમના હસ્તગે જવાથી તેની શક્તિ વધારે વૃદ્ધિ પામી હતી. આ પ્રખ્યાત પુરૂષને એવું અનુભવ સિદ્ધ જ્ઞાન હતું કે તેણે તે સમયનાં સર્વોત્તમ માણસોને ચુંટી ચુંટીને કામે ગોઠવ્યા હતા. હિજાજના આરબ સામંત શબીબના પુત્ર ખાતવારને

ફરેસ પ્રદેશમાં નિયુક્ત કર્યો હતો. તેણે શાસન કરતા નસરને સારાખ સુધી પાછો હઠાવી એવી શોચનિય રીતે હરાવ્યો કે સિરીયાનું આખું લશ્કર છિન્ન ભિન્ન થઇ ગયું હતું. આ સમયે નસરની ઉમ્મર ૮૫ વરસની હતી. તે જુરજાન તરફ પાછો ફર્યો હતો તે સ્થળે તે ફરીથી હાર્યો અને ફારસ ( Fars ) તરફ પલાયન કરતાં રસ્તામાં મરણ પામ્યો હતો.

---

## અબ્બાસીઓની કૃત કાર્યતા.

જ્યારે પૂર્વ તરફ આ પ્રકારની ઘટના ચાલતી હતી, તે સમયે હાશમ વંશની અંદર જેને ગાદી આપવાને માટે આ દેશમય વિદ્રોહની સૂચના થઇ હતી, તેના અનુસંધાન માટે ખલીફા મરવાન વિશેષ પ્રયત્ન કરતો હતો. એ સમયમાં હજરત અબ્બાસના વંશજો દક્ષિણ પાલેસ્ટાઇન માંહેના, હુમેઇમા નામના ગામમાં નિવાસ કરીને રહયા હતા. અબ્બાસવંશીય મહાત્મા ઇબ્રાહીમને તેઓના અનુવર્ત્તિઓએ ઇસ્લામ જગતના ઇમામ ( આચાર્ય ) તરીકે સ્વિકારી જાહેર કર્યા હતા અને તેઓજ આ વિદ્રોહનું મુળ કારણ છે. એવું મરવાને તેના ગુપ્તચર–છુપા જાસુસથી જાણીને તત્ક્ષણાત તેને બંધીવાન રૂપે હરાણમાં લાવવાનો હુકમ કર્યો હતો. એ ઠેકાણે ઇમામ ઇબ્રાહીમ, હાશમ અને ઉમ્મિયાવંશના બીજા પણ કેટલાએક બંધીવાનો સાથે કેદમાં રહ્યા. તેઓમાં ઉમ્મીયા વંશના ખલીફા બીજા ઉમ્મરનો પુત્ર અબ્દુલ્લા અને ખલીફા પ્રથમ વાલીદનો પુત્ર અબ્બાસ પણ હતો. એઓ પણ વિદ્રોહીઓ સાથે મળી જવાને તૈયાર હતા, એવો પણ શક મરવાનને ઉત્પન્ન થયો હતો. અબુમુસ્લિમનું લશ્કર તરતજ રાજ્યની પશ્ચિમે આવી પહોંચવાથી, મહાત્મા ઇબ્રાહીમને કેદ કરવાથી કાંઇપણ લાભ થયો નહીં. સેનાપતિ કાહતાબા, જુરજાન નામની જગાએ હરાવી તુરતાતુરત પશ્ચિમ તરફ અગ્રેસર થયો હતો, અને ઇરાની ઓલાદના બારમેકનો પુત્ર, ખાલેદ તેનો મદદગાર હતો, આ બારમેકના પુત્રોએ ભવિષ્યમાં આરબી ઇતિહાસ અને સાહિત્યમાં અત્યંત પ્રસિદ્ધિ મેળવેલી હતી. રાજની ચારે બાજુએ અંધકાર વ્યાપીને અવ્યવસ્થા ફેલાઇ ગઇ હતી. કાહતાબાએ રાય પ્રદેશમાં આવી ત્યાં શાંતિ સ્થાપન કીધી. બીજી બાજુએ તેના પુત્ર હસને અને તેના સહાયકારી અબુ આઇયાને પોતાની સામે આવી પહોંચેલા ઉમ્મિયા અને ખારજીઓને હઠાવી, પાછા કહાડ્યા હતા. નેહાયાન્દના જે પ્રસિદ્ધ યુદ્ધમાં ઇરાન, મુસલમાનોના હાથમાં આવ્યું હતું, તેજ ઠેકાણે સીરીયાવાસીઓનો એક મજબુત કિલ્લો

હતો. હસને આ કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને તેના પિતા કાહતાબાએ આ કિલ્લાવાસીઓની મદદે આવેલા મરવાનના એક મોટા લશ્કરનો અટકાવ કરી, તેમને હરાવીને નસાડી મૂક્યા. ખલીફા મરવાનના પુત્ર અબ્દુલ્લાની સરદારી તળે ઉચ્ચ મિસરમાંથી એક લશ્કર તથા એરાકના પ્રતિનિધિ યજીદની સરદારી નીચે એક લશ્કર એમ લશ્કરનાં બે ટોળાં નેહાયાંદના ઉદ્ધાર માટે અગ્રેસર થતાં હતાં. આ સંવાદ સાંભળીને અબ્બાસી સેનાપતિ કાહતાબાએ એવી બહાદુરીથી નેહાયાંદના કીલ્લાને ઘેરી લીધો કે સહાય કરનારૂં લશ્કર આવી પહોંચવા પહેલાં કિલ્લાના લોકોએ આત્મ સમર્પણ કરી કિલ્લો સોંપી દીધો. કાહતાબાએ મરવાનના પુત્રને આવતો અટકાવવા સારૂ આબુઆઇયાનની સરદારી નીચે એક દળ-સૈન્ય આપી મોકલ્યો અને પોતે મુળ સૈન્ય લઇને જેલોલા માંહેના યજીદના લશ્કરને હરાવી એરાકની રાજધાની તરફ જવાનો વિચાર કરતો હતો. યજીદ આ હકીકતથી વાકેફ થતાં વાંતજ દુશ્મનોના લશ્કર અને કુફાની મધ્યમાં જઇ પહોંચવા માટે રવાના થયો. કાહાતાબા પણ યજીદની પાછળ પાછળ યુફ્રેતિસ નદિના કિનારે ચાલવા લાગ્યો અને જે જગાએથી શત્રુઓનું લશ્કર નદી ઓળંગી જવાનો સંભવ હતો તેનાથી કેટલાક માઇલ ઉપરની તરફ તેઓએ નદી પાર કરી. જે કરબલાના મેદાનમાં મહાત્મા ઇમામ હુસેને જીવન વિસર્જન કર્યું હતું એ ભયંકર જગોએ બેઉના લશ્કરો સામસામે આવી પહોંચ્યાં. ઘણાં લોકો મરાયા પછી ઉમ્મિયા લોકો હાર્યા પણ સેનાપતિ કાહતાબા નદિના નદીના જળમાં ડુબી ગયો કે દુશ્મનોને હાથે માર્યો ગયો તે જણાયું નહિ. તે પછી તેના પુત્ર હાસાને સેનાપતિ બની, યજીદને છાવણીમાંથી નસાડી, વાસીટ * પાછો ફરવાની ફરજ પાડી. આ રીતે કુફા રક્ષણ સુન્ય થવાથી સહેલાઇથી હાસાનના હાથમાં આવ્યું.

આ માઠા સમાચારથી ખલીફા મરવાનનો ક્રોધ બહુ ઉછળી નિકળ્યો અને તેના બદલા સ્વરૂપ બહુ ઘાતકી કામ કરવા લાગ્યો. તે અનુસંધાનથી જાણી શક્યો હતો કે અબુમુસ્લીમના લશ્કર સાથે મહાત્મા ઇબ્રાહીમનો પત્ર વ્યવહાર ચાલે છે એટલા માટે તેણે માહાત્મા ઇબરાહીમનુ માથું કપાવી નાંખી, તે માથું કળીચુનાની ભરેલી ગુણમાં નંખાવ્યું અને એવીજ રીતે, તે સમયના સઘળા બંધિવાનોનાં માથાં કપાવી નાંખ્યાં હતાં. માહાત્મા ઇબરાહીમના મરણ પહેલાં તે

* Wasit વાસીટ, મજબુત કીલ્લાવાળું શહેર એરાકના શાસન કરતા હાઝાજે વસાવ્યું હતું. કુફા અને બસરાની બરાબર વચ્ચે હોવાથી તેને વાસીત (મધ્ય સ્થળે આવેલું) કહેતા હતા.

પોતે પોતાના ભાઇ અબુલ અબ્બાસ અબ્દુલ્લાને અબ્બાસીય વંશના ખલીફા તરીકે સ્વિકારવાની કબુલત આપી ગયા હતા. અબુલ અબ્બાસે, પોતાના ભાઇના ખુનનો બદલો લેવાને સખત પ્રતિજ્ઞા કરી હતી અને તે પ્રતિજ્ઞાનું તેણે એવી પુર્ણ રીતથી પ્રતિપાલન કર્યું હતું કે, આરબોના ઇતિહાસમાં, અસ-સફા ( લોહીનો તરસ્યો ) તરીકે ઓળખાઇ ગયો છે. માહાત્મા ઇબ્રાહીમના મરણ પછી તેનો ભાઈ કુફામાં નાશી ગયો હતો અને જ્યાં સુધી કાહતાબાના પુત્ર હસાને કુફા તાબામાં નહોતું લીધું ત્યાં સુધી પોતે કુફામાં છાની રીતે રહ્યો હતો. ઇરાન ઉમ્મિયાઓના હાથમાંથી તરવારના બળે કરીને લઇ લેવા છતાં આ રાષ્ટ્ર વિપ્લવનો મુખ્ય હેતુ શું છે તે પ્રજાવર્ગને અત્યાર સુધી જણાવવામાં આવ્યું નહોતું. વિદ્રોહના સંકેત સ્વરૂપ અબ્બાસવંશના કાળા વાવટાથી પ્રથમ ભિન્ન ભિન્ન શ્રેણીના માણસો એકઠાં થયાં હતાં તે પછી તેઓને શિયા સંપ્રદાયવાળાઓએ વધારે સહાય આપી હતી. કાહાતાબાના પુત્ર સેનાપતિ હાસાને કુફામાં પ્રવેશ કરવા પછી અબુ-સલ્મા-અલ-ખાલ્લાલની સાથે મળી ગયો, તે પછી તેમને શિયાઓની મદદ મળી. રઉજાત-અસ-સફાનો લખનાર લખે છે કે પ્રજાવર્ગ, આ પુરૂષને હજરત પેગંબર ( સ.અ.વ. ) ના વંશજોને સલાહ આપનારા પુરૂષ તરીકે ગણતા હતા. બાહારના આડંબરથી આ પુરૂષ પ્રતિનિધિ સ્વરૂપે કામ કરતો હતો છતાં, એ કાર્ય માટે તેઓના પરિવાર વર્ગના કોઇપણ મુખ્ય પુરૂષ તરફથી, તેને કોઇપણ જાતની સત્તા આપવામાં આવી નહોતી. અબ્બાસી લશ્કરના સેનાપતિઓ તેને આદરપુર્વક આવકાર આપતા હતા. તે સઘળાઓ તેનો ( અબુ સલમાનો) હાથ ચુમી, તેને સન્માન પુર્વક અગ્રસ્થાને બેસાડતા અને તેને એમ પણ કહેતા હતા કે તમારા દરેક હુકમનું પાલન કરવા માટેજ અમને અબુમુસ્લિમે નિયુકત કર્યા છે. આ સઘળા વ્યહવારથી અબુસલમા, અહંકારમાં છકી ગયો હતો. એ પછી અબુસલમા અને હાસાનના એકઠા નામથી એવી મતલબનું એક જાહેરનામું કાઢવામાં આવ્યું કે સઘળા કુફાવાસીઓ આવતી કાલે જુમામસજીદમાં નવા ખલીફાની નિમણુંક કરશે. આ સિલેકશન કરવાના દિવસે કુફા નગરીએ એક અભૂત પુર્વ દ્રશ્ય ધારણ કરેલું હતું. અબ્બાસ વંશીય પક્ષની નીશાની સ્વરૂપ કાળો પોશાક પહેરેલા અનેક માણસો જાહેરનામાની મતલબ પ્રમાણે ચુંટણીનું પરિણામ જાણવાની ઇચ્છાએ નગરની દરેક દિશા તરફથી ટોળાબંધ થઇ, જુમામસજીદ તરફ આવતા હતા. યુકત સમયે અબુસલમા પણ કાળો પોશાક પહેરી તે સ્થળે આવી પહોંચ્યો.

કેટલાક પુરૂષો સિવાય અબુલ અબ્બાસનો પક્ષ કરનારા બાકીના સઘળા માણસો જાણતા હતા કે, અબુસલમા, હજરત પેગંબર (સ અ.વ) નો પ્રતિનિધિ બનીને કઇ રીતે અબ્બાસવંશના માટે પોતાનું વેચાણ કરવા જાય છે. તેના માલિકના મંગળને માટે તેણે પોતાનું જીવન અર્પણ કરવાનુંજ શ્રેષ્ઠ વિચાર્યું હતું. ઉપાસનામાં ઇમામનું કાર્ય સંપાદન કરવા પછી, તેણે હાજર રહેલા પુરૂષોને સભાનો હેતુ સમજાવ્યો. તેણે ખૂલ્લી રીતે કહ્યું કે—" અબુ મુસ્લિમ, ઇસ્લામ ધર્મ અને હજરત પેગમ્બર (સ. અ. વ.) ના વંશનો રક્ષક છે. તેણે ઉમ્મિયા વંશજને રાજપદ ઉપરથી ખસેડી મૂકી, તેમના જુલમ અને પાપના પ્રવાહને અટકાવ્યો છે. હવે ઇસ્લામ જગતનો નવો ઇમામ અને ખલીફા નિયુક્ત કરવાની સૌની ફરજ છે. વર્તમાનમાં ખલીફા થવાને ઉપયુક્ત, અબુલ અબ્બાસ અબદુલ્લાના યોગ્ય મુસલમાનોમાં કોઇપણ સત્યવાદી, ધર્મપરાયણ અને દક્ષ પુરૂષ બીજો નથી. તેમનામાં ખલીફાના સર્વગુણો સ્વભાવતઃ છે; તેટલા માટે હું પોતે (અબુ મુસ્લીમ) તો તેમનેજ ખલીફાપદે નિયુક્ત કરવાનો પ્રસ્તાવ કરૂં છું. બીજાઓ આ મતને અનુમોદન આપશે કે કેમ ? તેના માટે અબુ સલમા અને અબ્બાસ વંશીઓ સંદેહયુક્ત ચિત્તે પરિણામની રાહ જોતા હતા એટલુંજ નહિ પણ તેઓ ધારતીમંદ હતા કે—હજરત અલીની સાથેની વિશ્વાસઘાતકતાના લીધે કુફાવાસીઓ આ કાર્યનું અનુમોદન આપશે નહિં. પણ ઇરાક વાસીઓનું એ ચિંતામય ચાંચલ્ય જાહેર થઇ ગયું હતું. તેઓએ ફાતમત જોહેરાના વંશજોનું રક્ષણ કરવા સારૂ વારંવાર હથિયાર ઉપાડ્યાં હતાં. અને અનેકવાર આશ્રિત માણસોને અથવા જેના માટે આશ્રયની અરજ કરેલી તે માણસોને શત્રુના સ્વાધિને કર્યા હતા. તે સમયની ઉશ્કેરણીથી બેભાન થઇ, તેઓએ, ઇસ્લામ ધર્મના રક્ષક અને ઘોર વિશ્વાસઘાતક, એ રીતે બેઉ પ્રકારે પોતાને ઓળખાવ્યા હતા. "અબુલ અબ્બાસને ખલીફાપદે નિયુક્ત કરવા" આ વાક્ય અબુસલમાના મુખમાંથી બાહાર પડવા સાથેજ તેઓ સઘળાએ, અલ્લાહો અકબરના જયધ્વની સાથે પોતાની અનુમતિ આપી. એ પછી અબુલ અબ્બાસને પોતે જ્યાં સંતાયા હતા, ત્યાંથી બોલાવવા માટે માણસ મોકલ્યો, અને તેઓ મસ્જીદમાં આવતાં વાંતજ તેમનો હાથ ચુમીને તેમની તાબેદારી સ્વિકારવાના સોગન લેવા માટે લોકોની મેદની મળી હતી. આ રીતે ખલીફા મુકરર કરવાનું કાર્ય નિર્વિઘ્ને પૂરૂં થવા પછી પોતે મીંબર ઉપર ચડીને ખોતબો પડ્યા અને તે દિવસથી પૃથ્વીના સઘળા મુસલમાનોના ઇમામ અને ખલીફાપદે પોતે બેઠા (તારીખ ૧૭

રબિયુસ્સાની ૧૩૨ હીજરી, ૨૫ નવેંબર ૭૪૯ ઇસ્વી ) અફસોસ છે કે, અબ્બાસી વંશજોએ, આ પ્રકારે પ્રાતમત જોહરાના વંશજોની સહાયથી શક્તિવાન થઇ ભવિસ્યમાં તેઓનેજ વિપરીત બદલો આપ્યો હતો.

---

## ઝાબ (Zab) નું યુદ્ધ અને મરવાનનું મરણ.

જે વખતે કુફામાં ખલીફા મુકરર કરવાનું કામ ચાલતું હતું, એ સમય અબુમુસ્લીમનું લસ્કર ઉત્તરના પ્રદેશો જલદીથી તાબે કરતું હતું. સેનાપતિ, આબુ આહીયાન, છોટા ઝાબ (The little zab)ની પુર્વ તરફ શાહારજુર નામની જગાએ ખલીફા મરવાનના પુત્ર ઉપર આક્રમણ કરી તેને હરાવ્યો. આથી ઘણાં માણસો મરાયાં હતાં. પુત્રના પરાજયથી ખલીફાની પુર્વ દક્ષતા ફરીથી સજીવન થઇ હતી. તે ૧ લાખ ૨૦ હજાર માણસોનું લસ્કર લઇ તાઇગ્રીસ નદિ ઓળંગી, ગ્રેટર જાબ તરફ આગળ વધ્યો હતો. એ સમયમાં સેનાપતિ અબુ આહીયાનને કુફાથી આવેલા નવા લસ્કરની મદદ મળી હતી. ખલીફા સાફાનો પિતૃવ્ય અલીનો ધાતકી પુત્ર અબદુલા આ નવા લસ્કરનો પરિચાલક હતો. તે આ વખતે સઘળા લસ્કરનો સેનાપતિ થયો અને સેનાપતિ અબુ આહિયાન મદદનીશ સેનાપતિ થયો. ‘જાબ’ નદિના કિનારે કુશાફ નામના ગામ પાસે યુધ્ધ થયું. સઘળાઓની સલાહ વિરૂદ્ધ ખલીફા મરવાને નદિ ઉપર પુલ બંધાવી, પોતાની સ્વભાવિક શકિતથી યુદ્ધમાં અગ્રેસર થયો. ખલીફા સાફાના લસ્કરે પગથી માથા સુધી કાળાં વસ્ત્રો પહેરેલાં હતાં એટલુંજ નહિ પણ નિશાન વાવટા, તથા ઘોડા અને ઉંટોને પણ કાળા પોશાકથી આચ્છાદિત કર્યાં હતાં. તેઓ એ પ્રમાણે સજ થઇને શાંતભાવે આગળ વધતા હતા. આ ભયાનક દ્રસ્ય જોઇને સિરિયાવાસી લસ્કર ભયભીત થઇ પડ્યું હતું, તેનું એક કારણ હતુ. એ સમયમાં એવો એક અસ્વાભાવિક બનાવ બન્યો હતો કે તે બનાવથી ઉમ્મિયા સૈન્યે પોતાના માટે અપશુકનની નિશાની ગણી હતી. એક કાગડો સિરિયા લસ્કરના માથા ઉપરથી ઉડી, કાળા પોષાકવાળા અબ્બાસી લસ્કરના કાળા વાવટા ઉપર જઇને બેઠો. મરવાને પોતે આ બનાવ ઉપર વધારે લક્ષ નહોતું આપ્યું પણ આ બનાવે પોતાના લસ્કરીઓના મનમાં જે ગંભીર ફેરફાર કર્યો હતો તેના ઉપર તેનું પણ લક્ષ ગયું હતું. પ્રથમવાર તો તે પોતે દુસ્મનોના લસ્કરને પાછું હઠાવવાને શકિતવાન થયો હતો, પણ મદદનીશ સેનાપતિ આબુ આહીયાને પોતા-

ના લશ્કરને ઘોડા ઉપરથી નીચે ઉતરી પોતાની બરછીઓ જમીનમાં ખોડવાનો હુકમ ફરમાવ્યો અને મુખ્ય સેનાપતિ અબ્દુલ્લા બીન અલી, તેઓને એ પ્રમાણે ઉશ્કેરવા લાગ્યો કે,–"હે, ખોરાસાનવાસી યશસ્વી ઘોડેસ્વારો ! માહરા ભાણેજ ઇબ્રાહીમના મરણનો બદલો લેવાનો આ યોગ્ય વખત છે." એટલું કહીને તેણે "યામોહમ્મદ" (સ.અ.વ.) કરીને એક મોટી બુમ પાડી, આ અવાજ સાંભળતાં વાંતજ સઘળા લશ્કરે સામા અવાજથી આ પવિત્ર શબ્દને વધાવી લીધો અને પૂર આવેશમાં આવી ગયા. સામી બાજુએ મરવાન પણ પોતાના લશ્કરીયોને, પોતાના કુળના ગૌરવની યાદ આપી, ઉત્તેજીત કરતો હતો, પણ તેનો સઘળો પ્રયત્ન અફળ થયો. આ વખતે અબ્બાસી લશ્કરે, પ્રચંડ વેગથી આક્રમણ કરવાથી, ઉમ્મિયા સૈન્ય પાછું હઠયું. એવામાં વળી એક કમનસીબ બનાવ બન્યો. મરવાનને ચડવાનો ઘોડો પોતાના સહીસ–(ઘોડાનો રક્ષક) ના હાથમાંથી છૂટી જઇને યુદ્ધ સ્થળે આમ તેમ દોડાદોડી કરવા લાગ્યો. લશ્કરીઓ ખલીફાના ઘોડાની આવી હાલત જોઇને એવું વિચારવા લાગ્યા કે, નિશ્ચય પોતાનો સેનાપતિ મરાયો. તેટલા માટે ધાસ્તી ખાઇ, નિરૂત્સાહી થઇ ગયા અને પરિણામે લડાઇમાં પરાજય થયો. આ યાદ રાખવા યોગ્ય લડાઇમાં ઉમ્મિયાવંશનો સૌભાગ્ય સૂર્ય અસ્ત થઇ ગયો (તા. ૧૧મી જમાદિયુસ્સાની ૧૩૨ હીજરી ૨૫ જાનેવારી ૭૫૦ ઇસ્વી ). એ પછી ખલીફા મરવાન મોઝેલ તરફ નાઠો પણ કોઇએ તેને આશ્રય આપ્યો નહિ, તે પછી તે હરાણ તરફ નાસી જઇને ફરીથી લશ્કર એકઠું કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરવા લાગ્યો. બીજી બાજુએ અબ્બાસીઓ તેની પાછળ પડવાથી, તે હરાણમાંથી હેમસ અને ત્યાંથી દમાસ્કસ નાસી ગયો; પણ ત્યાંપણ કોઇએ તેને આશ્રય આપ્યો નહિં એટલે પાલેસ્ટાઇન તરફ ગયો, ત્યાં પણ અબ્બાસીઓએ તેની પૂંઠ છોડી નહિ. અબ્દુલ્લા બીન અલી, રકતપીપાસુ શીકારીની માફક અસાધારણ ધૈર્ય સાથે દ્રુતગતિથી તેની પાછળ પડ્યો હતો. મોઝેલ, હરાન અને હેમસના લોકોએ કાંઇપણ શરત વગર ખલીફા સાફાની વશ્યતા સ્વિકારી હતી. ફકત દમાસ્કસમાં ઉમ્મિયા લોકોએ કાંઇક અટકાવ કર્યો હતો પણ આબ્બાસી લોકોએ શહેરને પાયમાલ કરી શાસનકરતા મરવાનના જમાઇને મારી નાંખ્યો અને એજ પ્રમાણે ઇસ્લામના સમગ્ર રાજ્યની રાજધાનીને હાથમાં લઇ લીધી. કુફા જીતવા પછી પાંચ મહિને અને જાબની લડાઇ પછી ૩ માસ પછી ૧૩૨ હીજરી તા. ૫મી રમઝાને (માર્ચ ૭૫૦ ઇસ્વી) અબ્બાસી કાળો વાવટો ઉમ્મિયા રાજધાનીમાં સગર્વે ઉડવા

લાગ્યો. અબ્દુલ્લા બીન અલી દમાસ્કસના ઉમ્મિયા રાજવંશના જીવીત માણસોને મારી નાંખીનેજ શાંત ન થયો પણ તેનાં હુકમથી પૂર્વ ખલીફાઓનાં મુડદાંઓને છેવટના આરામગાહમાંથી બાહાર કહડાવ્યાં હતાં અને તેમનાં જીર્ણ હાડકાંને સળગાવી મૂકી તેની રાખ હવામાં ઉડાડી મૂકી હતી. મહાત્મા જયેદ અને તેના પુત્ર પ્રતિ ઉમ્મિયાઓએ જે પાશવિક આચરણ વાપર્યાં હતાં તેનો આ વખતે પ્રતિશોધ લેવાયો હતો. ખલીફા મરવાન, અબ્દુલ્લા કર્તૃક આશ્રય શૂન્ય થવાથી, પાલેસ્ટાઇનનો પરિત્યાગ કરવા પહેલાં, રોમના રાજ્યમાં પ્રવેશ કરી સમ્રાટ કન્સ્ટાઇનટાનના ઉત્તરાધિકારીની સહાય મેળવવાનો વિચાર કર્યો હતો. તે એવું સમજતો હતો કે જેવી રીતે ઇરાનનો રાજા ખુશરૂપરવેજ, રોમના સમ્રાટ, Maurice ની સહાયથી પોતાના રાજને પાછું મેળવી શક્યો હતો તેમ હું પણ માહારી આશા પરીપુર્ણ કરી શકું. પણ તેના કેટલાક બાહાદુર સહચરો જેઓ હજુ સુધી મરવાનની સાથેજ હતા તેઓએ મરવાનને સમજાવ્યો કે હવે આવા હવાઇ વિચારો તેણે મુકી દેવા અને મિસર કે ઇફ્રિકીયામાં જવાને સમજાવ્યો કે ત્યાં જઇ સૈન્ય એકઠું કરી પોતાનું સામ્રાજ્ય પાછું મેળવવાનો પ્રયત્ન કરે, અથવા તે જગાના એક વિશાળ રાજ્યનો સમ્રાટ બની શકે. તેમની સલાહ પ્રમાણે ખલીફા મરવાન ઉચ્ચ મિસરમાં આવેલા ફાઇયુમ તરફ ગયો. આ બાજુએ અબ્દુલ્લાએ પોતાના ભાઇ સાલેહ અને અબુ આહીયાનને નાસી ગયેલા ખલીફા મરવાનની પછવાડે મોકલ્યા. ફોસ્ટાહામાં આવી પહોંચતાં આબુ આહિયાનને મરવાનનો પતો લાગ્યો એટલે તે તેની પાછળ પડ્યો. નીલ નદીની પશ્ચિમના કિનારે બુસીર નામની જગાએ એક નાહાના સરખા ખ્રિસ્તિ ગીરજામાં મરવાન આરામ ભોગવતો સૂતો હતો. પોતાના દુશ્મનને સામે આવી ઉભેલા જોઇ, પોતે સમજ્યો કે હવે બચાવ નથી એટલે કાયર પુરૂષ પ્રમાણે મરવાનું યોગ્ય નહિ સમજી, બાહાદુરી સાથે હાથમાં તલવાર પકડી ગીરજાની બાહાર નિકળ્યો. આખરે સામા વાળાની બરછીના ઘાથી મરાયો. (તા. ૨૬ જીલ્હજ ૧૩૨ હીજરી તા. ૫ ઓગષ્ટ ૭૫૦ ઇસ્વી ) આ પ્રમાણે ઉમ્મિયા વંશનો શ્રેષ્ટ વીર પુરૂષ અને ઉપયુક્ત ખલીફાનું મરણ થતાં તેના મરણની સાથેજ ઉમ્મિયાવંશની રાજ્ય સત્તાનો સૂર્ય હમેશના માટે અસ્ત થઇ ગયો. ખલિફા સાફા, હાશમી વંશના વેરનો બદલો લેનારો ગણાયો હતો. તેના હુકમથી પતિત ઉમ્મિયા વંશનો ઉતરાધિકારી વર્ગ ઘણી ઘાતકી રીતે મરાયો હતો. પૈશાચિક પ્રતિ હિંસાની પરિતૃપ્તિ મેળવવા માટે સર્વ પ્રકારની માણસાઇને

મૂકી દિધી હતી. જે ઠેકાણે જે કોઇ મળતો તેને તેજ ઠેકાણે મારી નાખતા હતા. ઘણુંજ દૂરનાં ઠેકાણાં, ભાંગી ગયેલી હવેલીયો, ખંડેરો, છુપી ગુફાઓ કે પર્વતની ગુફાઓ, પ્રત્યેક સ્થાને અનુસંધાન કરી જે કોઇ મળ્યા તેને ઘણીજ ઘાતકી રીતે મારી નાંખ્યા હતા. પાછળના સમયમાં ઇંગ્લાંડમાં જે લાંબો સમય સુધી વોર ઓફ રોઝેજનાં યુધ્ધો ચાલ્યાં હતાં તેમાં જે રાજ પરિવારનાં અધિકાંશ માણુસોને મારી નાંખવામાં આવ્યાં હતાં જો આપણે આ ઘાતકી હત્યા કાંડ તરફ દ્રષ્ટિપાત કરીએ તો આપણને મુસલમાનોના આ ઘાતકી હત્યાકાંડની વધારે સમજણ પડશે. સૌને માફ કરવામાં આવશે, આવાં વચનોથી લોભમાં નાંખી મરવાનનાં ૮૦ આત્મીય અને કુટુંબનાં માણુસોને અબ્દુલ્લા, પાલેસ્ટાઇનમાં આવેલી, અબુફ્ટ્રાસ નદીના કિનારે પોતાની છાવણીમાં લાવ્યો અને તેમને ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યાં હતાં. ઉમ્મિયાવંશજોને મારી નાંખવા સંબંધે આ સમયમાં આવી ઘાતકી રીતીનું અવલંબન કરવા છતાં તેઓ માંહેનાં ઘણાં માણુસો બદલો લેનારાઓની તલવારમાંથી બચવા પામ્યા હતા. અને તે પછીના સમયમાં ખલીફા સાફાના ઉત્તરાધિકારીઓની ઉદારતાના પરિણામે તેઓ સઘળાને આશ્રય પૂર્વક સહાય કરવામાં આવી હતી. મારી નાંખવાના હેતુથી જેઓની પાછળ પડવામાં આવ્યું હતું તેમાં ફકત ખલીફા હિશામનો પૌત્ર અબ્દરહેમાન સ્પેનમાં નાસી જઇને પ્રાણુ રક્ષા કરવાને સમર્થ થયો હતો. એ સમયમાં ખલીફા મરવાનની એક દીકરી તેની સાથે હતી. તેને બીજા પરિવારો સાથે તેણે હરાણુમાં મોકલી આપી હતી. અબ્બાસી ખલીફા માહાદીના રાજત્વકાળ સુધી તેઓ એજ સ્થળે ઘણીજ ખરાબ હાલતે રહેતાં હતાં તે ગાદી ઉપર આવ્યો ત્યારે તેઓને માસીક વૃત્તિઓ બાંધી આપી સન્માન પૂર્વક રાખ્યાં હતાં.

ખલીફા મરવાનના મરણુની સાથે સાથે પશ્ચિમ દેશમાંથી ઉમ્મીયા વંશની પ્રબળ સત્તાનો લોપ થયો હતો. એ વંશમાં કેટલાએક અતીવ શક્તિશાળી હતા એવું વગર શકે કહી શકાય છે. ઉમ્મિયા વંશમાં ખલીફા બીજો ઉમ્મર એવો યશસ્વી હતો કે તેને આરબોમાં માર્કસ એયુરીલીયસ (Marcus Aurelius) કહી શકાય. ખલીફા પ્રથમ વાલીદ અને ખલિફા હિશામ ખલીફા ઉમ્મરની બરાબરી કરી શકે તેવા તો નહોતા તોપણ તેઓ ડાહ્યા, સત્વાદી અને પ્રજાવર્ગનું હિત કરનારા હતા. દુર્ભાગ્યક્રમે જો ખલીફા મરવાનનું મરણુ ન થાત તો, પૃથ્વિના યાવતીય ખલીફાઓ અને સમ્રાટોમાં તે સૌથી પહેલે નંબરે ગણી શકાત. તે એક સાથે બેઉ સદ્-

ગુણો, જ્ઞાન અને શૌર્યનો અધિકારી હતો. ઐતિહાસિક ઇબ્ને-અલ-આસિર દુઃખી થઇને કહી ગયો છે કે 'જ્યારે અદૃષ્ટજ પ્રતિકુળ થઈ પડે છે ત્યારે જ્ઞાન કે શૌર્ય કોઈ કામમાં આવી શકતું નથી.'

આ પ્રકારના ફેરફાર પછી પતિત ઉમ્મિયા વંશના અનેક પુરૂષો પોતાની ભૂલને સમજી શક્યા હતા. ખલીફા મરવાનના કુટુંબનો એક પુરૂષ તેના સમયમાં ઉંચા હોદ્દા ઉપર હતો. પાછળના સમયમાં જ્યારે ઇસ્લામની શાસનસત્તા અબ્બાસિ વંશજોમાં આવી ત્યારે તેણે ઉમ્મિયા વંશની પડતીનાં નિચે લખેલાં કારણો નક્કી કર્યાં હતાં-"અમે કર્ત્તવ્ય કાર્યના સમયને વૃથા આમોદ પ્રમોદ અને મોજમજામાં ગુમાવતા અને લોકોને ભારે કરના બોજાથી કચરી નાંખવાથી તેઓએ રાજ્ય સત્તાને ચુંથી નાંખી હતી. નાના પ્રકારના કાર્યભારે વિરક્ત અને જુલમથી નિરાશ થઇ તેઓ અમારા હાથમાંથી છૂટકારો મેળવવા ખુદા પાસે પ્રાર્થના કરતા હતા. અમારૂં સામ્રાજ્ય ખેતીની દુર્દશાના પરિણામે નાણાં સંબંધી ઘણીજ ખરાબ સ્થીતિમાં આવી પડ્યું હતું. અમે અમારા મંત્રીવર્ગ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખતા હતા. તેઓ પોતાના સ્વાર્થના માટે અમારા સ્વાર્થને ભૂલી જતા હતા અને અમારી અનુમતિ વગર રાજકાર્ય સંપાદન કરતા હતા. લસ્કરીઓનો પગાર હમેશાં બાકી રહેતો હતો તેથી તેઓ વિપતિના વખતે શત્રુઓ સાથે મળી જતા હતા. જરૂર પડતાં મદદગારોની મદદ મળી શક્તિ નહોતી. રાજકીય કાર્યમાં અને ચારે બાજુએ જે ગુપ્ત ષડયંત્રો રચાતાં હતાં તેના તરફ નજર સરખી પણ કરી નહિ એજ અમારા સત્યાનાશનાં ખરાં કારણો હતાં.

ખલીફા હજરત અલીની શહાદત પછીથી લઇને ખલીફા મરવાનના મરણ કાળ સુધીના આશરે ૯૧ વરસના સમયને ઉમ્મિયા વંશના શાસન કાળ તરીકે કહી શકાય; પણ ઐતિહાસિક મસુદી એમાંથી ઇમામ હસન અને પવિત્ર મક્કા નગરીના ખલીફા જોબાયેરના પુત્ર અબ્દુલ્લાના શાસનકાળને બાદ કરી માત્ર એક હજાર મહિના એટલે ૮૩ વરસ અને આઠ માસ ઉમ્મીયા વંશનો શાસનકાળ નક્કી કરે છે. અબ્બાસી અને ઉમ્મિયા વંશીઓની વચ્ચે જે પ્રકારની સ્વાર્થયુક્ત અને જંગલી લડાઇઓ ભલે ગમે તેટલી થઇ હોય પણ તેના પરિણામે આખી આરબ જાતિની અંદર સર્વ પ્રકારની વિદ્યા ચર્ચાનો એક નવયુગ ઉપસ્થિત થયો હતો અને નાના પ્રકારે વિદ્યાનાં અવલોકનથી બહુ સંખ્યાના પંડિત અને જ્ઞાની પુરૂષોનો પ્રાદુર્ભાવ થયો હતો.

---

# પ્રકરણ ૧૪ મું.

## ઉમ્મિયા ખલીફાઓની શાસનનીતિ.





( ૪૦-૧૩૨ હીજરી; ૬૬૧-૭૫૦ ઇસ્વી. )

પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિના સમયમાં ફક્ત મદિનાના લોકોનોજ મત લઇને ખલીફાની ચુંટણી થતી અને બહારના આરબ લોકો વગર તકરારે તે કબુલ રાખતા હતા. સાર્વજનિક જુમામસજીદમાં સૌ એકઠા થઇ ચુંટણીનું કામ પૂરૂ કરી કબુલતની પ્રતિજ્ઞા કરતા હતા. ખલીફા પોતાની હયાતીમાં પોતેજ પોતાના ઉત્તરાધીકારીને મુકરર કરીને, રાજધાનીના તમામ લોકો પાસે તેની કબુલાત કરાવી તથા તમામ સેનાપતિઓ પાસે પોતે મુકરર કરેલા ઉત્તરાધિકારીનો સ્વિકાર કરાવવાની પ્રતિજ્ઞા કરાવવી અને પ્રાદેશિક શાસન કરતાઓને આ કામને મંજુર રાખવાની ફરજ પાડવી આવો નિયમ પ્રથમ માવિયાના વખતથીજ ચાલુ થયો હતો. આ નિયમથી પ્રજાસત્તાક અને રાજયસત્તાની પદ્ધતિનો સાથે સમાવેશ થવાથી ઉભય પ્રકારની શાસન નીતીમાં અવ્યવસ્થા, ઉપસ્થિત થઇ હતી. રાજયધાનીના મુખ્ય પુરૂષો અને પ્રાદેશિક શાસનકર્ત્તાઓ પ્રથમ તાબેદારીના સોગન લેતા એટલે બળપ્રયોગ, ઠગાઇ, ખુશામત કે પૈસા વડે વશીભૂત કરી સાધારણ લોકવર્ગ પાસે તાબેદારીનો સ્વિકાર કરાવવામાં આવતો અને એ પ્રમાણે સમસ્ત પ્રજાને એવું બતાવવામાં આવતું કે, ખલીફાની ચુંટણી સમગ્ર દેશના લોકોના મત પ્રમાણે કરવામાં આવે છે.

ખલીફા હજરત અબુબકર, હજરત ઉમ્મર અને હજરત અલીના વખતમાં રાજ્યની તીજોરી, પ્રજાવર્ગની સંપત્તિ તરીકે ગણાતી (બયતુલમાલ-અલ-મોસ્લેમીના) અને પ્રત્યેક, માણુસને જરૂર પડતાં તેમાંથી નિશ્ચય કરેલ રકમ વૃત્તિ તરીકે મળી શકતી. પણ માવીયાના સમયમાં સ્વેચ્છાચાર, શાસનરીતિ સ્થાપિત થવાથી સામ્રાજ્યની દોલત ફક્ત ખલીફા અને રાજ્યના મુખ્ય મુખ્ય પુરૂષોની પોતાની મિલ્કત તરીકે ગણાવા લાગી. અલઆસના પુત્ર આમરે તેને હજરત અલીની સામે લડવામાં સહાય કરેલી એટલે મિસરની તમામ સરકારી આવક તેને મળતી હતી અને તે જરા

પણ કમ લેવાને ચાહતો નહોતો. કાંઇ પણ ઓછું દેવા જતાં બહુ ગુસ્સે થઇને કહેતો કે-ગાય બીજો દોશે, ને હું શીંગડું પકડી રાખીશ ! આવું કદિ બની શકશે નહિ.

---

## રાજ્યની વસુલાત.

પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિના સમયમાં જે જે નિયમો પ્રમાણે રાજ્યની વસુલાત લેવામાં આવતી, ઉમ્મિયા ખલિફાઓના વખતમાં તેજ નિયમ પ્રમાણે લેવામાં આવતી હતી. નીચે લખેલા ૭ પ્રકારે રાજ્ય કર નક્કી કરવામાં આવ્યો હતો.

(૧) જમીનનો કર (૨) પરધર્મીઓ ઉપરનો વ્યક્તિ ગત કર જેને જજીયા કહેતા હતા (૩) જકાત, (૪) આમદાની અને રફતાની ( માલની આવક જાવક ) અને દેશનાં ઉપયોગી પદાર્થો ઉપરની જકાત (૫) સધિના કરારોથી બંધાએલાં રાજ્યો સાથે નક્કી કરેલો કર (૬) લડાઇમાંથી લુટાયેલી મિલ્કતનો પાંચમો ભાગ. એ પ્રમાણે કર લેવામાં આવતો હતો. રાજ્યનાં પ્રત્યેક પ્રગણાં કે જીલ્લાની એકઠી થયેલી વસુલાત તે વિભાગની તીજોરીમાં જમા રાખવામાં આવતી અને તેમાંથી તે વિભાગના લશ્કરનો પગાર, સાધારણ પ્રજા વર્ગને આપવામાં આવતાં પેન્શનો, અને રાજ્ય કાર્યનો બીજો ખર્ચ તેમાંથી કરવામાં આવતો હતો. નહેરો ખોદાવવી, સ્કૂલો સ્થાપન કરવી, રસ્તા અને મસજીદો બંધાવવી વગેરે હિતકાર કાર્યોની જેજે પ્રદેશોમાં જરૂરીયાત હતી, તે સઘળું તે પ્રદેશની આવકમાંથી ખર્ચવામાં આવતું. ઉપરના સઘળા ખરચો જતાં જે કાંઇ પ્રગણાની તિજોરીમાં બાકી રહેતું તે દમાસ્કસની તીજોરીમાં લઇ જવામાં આવતું વસુલાત એકઠી કરવાનું કાર્ય એકજ પુરૂષના હાથમાં સોંપવામાં આવતું હતું તેને આમીલ ( amil ) કહેતા હતા. તેને શાસન સંબંધી પણ કેટલુંએક કાર્ય જોવું પડતું હતું એટલે તેની સત્તા હિંદુસ્તાનના જીલ્લાના કલેકટર જેવી હતી. જ્યારે જીલ્લાના શાસનકર્ત્તાને પોતાના કામની સાથે સાહેબ-અલ-ખેરાજ ( ખજાનો ઉઘરાવવાનું ) નું કામ પણ કરવું પડતું ત્યારે તે સાધારણ નિયમનો ભંગ કરીને, કાતેબ અથવા સેક્રેટરીના હાથમાં રાજ્ય કર ઉઘરાવવાનો ભાર અર્પણ કરતો. એનાથી અનેક સમય રાજની તીજોરીના પૈસાનો ગેરઉપયોગ થતો. એવી રીતે સરકારી પૈસાનો ગેરઉપયોગ કરનારની મિલ્કત જપ્ત કરી તેને સખત સજા કરવામાં આવતી હતી.

આ પ્રકારની ઘટના ખલીફા બીજા ઉમ્મરની પછી વારંવાર જોવામાં આવતી હતી.

ખલીફા અને રાજકુંવરોના પોતાના નામ ઉપર અનેક ભૂસંપત્તિ (જમીન) હતી. ખલીફા બીજા વાલીદના સમય સુધી આ સઘળી જમીન ખેતીના માટે બહુ ફળદ્રુપ જણાયેલી હતી. બીજા ખલીફા હજરત ઉમ્મરે કાલદીયા પ્રદેશમાં કૃષિકાર્યની ઉન્નતિ માટે જે સઘળી પાણીની નહેરો ખોદાવી પાણીની આવક જાવક માટે બંદોબસ્ત કર્યો હતો, ખલીફા અબ્દુલ માલેકના શાસન કાળના પ્રારંભે દેશમય વિદ્રોહના સમયે એ નહેરોનો સંસ્કાર ન થવાથી, એ સઘળી નેહેરો નિરૂપયોગી થઇ પડી હતી. એ પ્રકારે વિશાળ જમીન જળમય જમીનમાં બદલાઇ ગઈ હતી. ખલીફા હિશામના ભાઇ માસલામાએ યુફ્રેતીસ નદીના નિચાણની જમીન જેને સઉવાદ (Sawad) કહે છે તેના પાણીના નિકાસનો બંદોબસ્ત કરી આસપાસની રેતાળ જમીન ખેતીના ઉપયોગની કરી હતી.

સઘળે ઠેકાણે એકજ નિયમથી રાજયકર સંગ્રહ કરવામાં આવતો નહોતો. દેશની અવસ્થા અને પુર્વ ખલીફાએ ઠરાવેલા નિયમાનુસારે તેનો નિશ્ચય થતો. વિભાગોના શાસનકરનારાઓ અનેક સમય આ નિયમોનો ભંગ કરવા જતાં વિદ્રોહનું કારણુ થઇ પડતા હતા.

---

## સામ્રાજયના વિભાગ.

શાસનકાર્ય પ્રમાણે આખું સામ્રાજય પાંચ ભાગમાં વહેંચી નાંખવામા આવ્યું હતું.

(૧) હિજાજ, યમન અને અરબસ્તાનનો મધ્યભાગ એટલા વિભાગોને એક કરીને તેના ઉપર એકજ શાસનકર્ત્તા ઠરાવ્યો હતો.

(૨) અપર અને લોઅર મિસરનો એક વિભાગ ઠરાવી તેના ઉપર એક શાસનકરતા ઠરાવ્યો હતો.

(૩) એરાકે આરબ (પ્રાચિન બાબીલોનીયા અને કાલદીયા) અને એરાકે આજમ (ઇરાનનું રાજય), ઓમાન, કેરમાન, અલબહેરાન, સિસ્તાન, કાબુલ, ખોરાસાન, સિંધ, આખો ટ્રાન્સેકસીયાના અને પંજાબનો કેટલોક વિભાગ, આ સઘળા વિભાગોનો એક ભાગ ઠરાવી તેનો શાસનકરતા એરાકનો રાજપ્રતિનીધી કહેવાતો. તેની રાજધાની કુફામાં હતી.

તેમાં ખોરાસાન અને ટ્રાન્સેકસીયાના, એ બે પ્રદેશો માટે ડેપ્યુટી શાસનકર્ત્તા ઠરાવ્યો હતો, તેની રાજધાની મેર્વ Merv માં હતી. અલબહેરન, અને ઓમાનના માટે બીજો ડેપ્યુટી શાસનકરતા ઠરાવ્યો હતો અને તેની રાજધાની બસરામાં હતી. સિંધુ અને પંજાબ પ્રદેશ એ બે વિભાગના ઉપર ત્રીજો ડેપ્યુટી શાસનકરતા ઠરાવ્યો હતો.

(૪) મેસેપેટામીયા પ્રદેશ-આર્મિનીયા, આજર વિજાન, અને એશિયા માઇનરનો કેટલોક વિભાગ, એ ભાગોનો એક વિભાગ ઠરાવવામાં આવ્યો હતો.

(૫) ઇફ્રિકિયા પ્રદેશ આવકમાં અત્યંત વિસ્તૃત હતો. મિસરની પશ્ચિમનો સઘળો ઉત્તર આફ્રિકા, સ્પેન, દક્ષિણ ફ્રાન્સ, સિસિલી, સાર્દિનીયા, અને બલીયારીના સઘળા બેટો એનામાં સમાયા હતા. એની રાજધાની કેરોવાન હતું. તે સિવાય ટાન્જીયાર, ભૂમધ્ય સમુદ્રના સઘળા બેટો અને સ્પેનમાં એક ડેપ્યુટી શાસનકરતા ઠરાવ્યો હતો. કાર્ડોવા સ્પેનના પ્રતિનીધીની રાજધાની હતું.

## રાજનૈતિક અને લશ્કરી વિભાગ.

પ્રત્યેક પ્રદેશનો રાજનૈતિક અને સૈનિક વિભાગ તે પ્રદેશના શાસનકર્તાના સ્વાધિને હતો; પણ રાજ્યની વસુલાત એકઠી કરવાની સત્તા બીજા અધિકારીના તાબામાં સોંપવામાં આવતી અને તેને સાહેબ-અલ-ખેરાજ કહેતા હતા. આ અધિકારીની નીમનોક ખલીફા તરફથી થતી. તે અધિકારી પ્રાદેશિક શાસનકર્તાના તાબામાં ગણાતો નહોતો; પણ સંપૂર્ણ રીતે સ્વતંત્ર હતો. મુખ્ય નગરના ન્યાયાધિશોને એવી સત્તા આપવામાં આવી હતી કે જરૂર પડતાં તેઓ વસુલાત એકઠી કરનારા અધિકારીને મદદગાર ડેપ્યુટી આપી શકે. ભિન્ન ધર્માવલંબીઓનો ઇન્સાફ કરવા માટે તેઓનો સ્વધર્મી ન્યાયાધિશ મુકરર કરી તેઓનો ઇન્સાફ કરવાનું કામ તેમને સોંપવામાં આવતું હતું. પ્રાદેશિક શાસનકરતા અથવા મુખ્ય કાજી ઉપાસનાના સમયે ઇમામનું કાર્ય કરતા. પોલીસ વિભાગનો મુખ્ય અમલદાર (સાહેબ-અશ્શરતા) પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ પ્રાદેશિક શાસનકર્ત્તાના તાબાનો અમલદાર ગણતો. ખલીફા હીશામના સમયની શરૂઆતમાં 'આહદાસ' (Ahdas) નામના એક સૈનિક વિભાગની નવી જગો કાહાડવામાં આવી હતી. જરૂર પડતાં તેઓ દેશનું રક્ષણ કરવાના કાર્યમાં જોડાતા અને શાંતિના વખતે પોતપોતાને સોંપેલાં કામો કરતા. તેઓના હોદ્દા પોલીસ અને નિયમીત પગારદાર સૈન્યોની અંદર ગણવામાં આવતા.

## ખલીફા માવીયાએ સ્થાપેલો ચાન્સીરી વિભાગ.

Chanciry Department.

વિશાળ સામ્રાજ્યમાં ખલીફા અને પ્રાદેશિક શાસનકર્ત્તાઓની વચ્ચે સારા બંદોબરતથી રાજયના કામના કાગળો આવજા કરી શકે તથા રાજયના હુકમો જાહેરમાં પ્રકાશિત ન થવા પામે તેટલા માટે ખલીફા માવીયાએ એક ચાન્સીરી ડીપાર્ટમેન્ટ સ્થાપ્યું હતું આ વિભાગને દિવાન-અલ-ખાતિમ ( The Board of signet ) અર્થાત શીલ મોહોરની સભા કહેતા હતા. ખલીફાના પ્રત્યેક હુકમો, પ્રથમ એક રેજીસ્ટર્ડમાં અક્ષરે અક્ષર નકલ કરી લઇ અસલ હુકમ જ્યાં મોકલવાનો હોય ત્યાં મોકલવામાં આવતો. એ સિવાય તેણે પોસ્ટલ ડીપાર્ટમેન્ટ ઉઘાડયું હતું અને અબ્બાસી ખલીફાઓના વખતમાં આ ડીપાર્ટમેન્ટની વધારે ઉન્નતિ થઇ હતી. ગમે તેમ હોય પણ પૂર્વના સઘળા પ્રદેશોમાં રાજ નૈતિક વિધિ ખલીફા માવીયાના સમયમાં એટલી પ્રવર્તિત થઈ નહોતી. ખલીફા અબ્દુલ માલેકના સમયમાંજ ઘટતો સુધારો થયો હતો. રાજકાર્યમાંથી વિદેશીક સન્માન દૂર કરવાની ઇચ્છાથી તેણે ફક્ત આરબોનેજ એ કાર્યે નિયુક્ત કરવાનો હુકમ ફરમાવ્યો હતો અને ઐરાકના શાસનકર્ત્તા હાજાજે આ હુકમ બારીકીથી અમલમાં મૂકયો હતો. તે ફક્ત પરધર્મિઓનેજ રાજય કાર્યમાંથી દૂર કરી શાંત થયો નહોતો; પણ ચોખ્ખા આરબ વંશના પુરૂષ સિવાય બીજા મુસલમાનને પણ રાજયકાર્યમાંથી દૂર કરતો હતો; એટલુંજ નહિ પણ જીમીયો (પરધર્મિઓ)ના પ્રમાણે બીજા મુસલમાનો ઉપર પણ જજીયા ચાલુ કર્યો હતો. આવો કઠોર ને સખ્ત નિયમ હોવા છતાં એ રીતિ લાંબો સમય ચાલી શકી નહોતી. કારણ બહુ દિવસો પસાર ન થયા એટલામાં અસંખ્ય પારસી ( ઇરાનીઓ ) અને ખ્રિસ્તિઓ, ન્યાય અને જનરલ ખાતામાં દાખલ થઇ ગયા હતા; પણ આ જાતિય ગત પક્ષપાતથી એવડો મોટો અસંતોષ ફેલાયો હતો કે જેનું વિષમય ફળ ખલીફા બીજા મરવાનના સમયમાં સંપૂર્ણ રીતથી પરિપકવ થયું હતું.

---

## ખલીફા અબ્દુલ માલીકે સ્થાપેલી ટંકશાળ અને રાજય-કાર્યમાં આરબી ભાષાનો પ્રચાર.

એ સિવાય ખલીફા અબ્દુલમાલેકે, બીજા પણ બે મોટા વિષયોમાં સુધારા કર્યા હતા. પ્રથમ-ટંકશાળનું સ્થાપન અને બીજું-રાજય કાર્યમાં આરબી ભાષાનો પ્રચાર. આ બે વિષયોથી તેણે દેશના હિત તરફ કેટલું

લક્ષ આપેલું તથા તેનું જ્ઞાન કેટલું બોહોળું હતું તેની આપણને ખાત્રી થઇ શકે છે. આ સમય સુધી ઇસ્લામ સામ્રાજ્યમાં કોઇ પણ પ્રકારનો નિયમિત કે પરિમિત મૂલ્યનો સિક્કો પ્રચલિત નહોતો.

પ્રાદેશિક શાસનકર્ત્તાઓની સ્વાધીન ટંકશાળો હતી, તેમાં તેજ પ્રદેશના માટે આવશ્યક સિક્કાઓ તૈયાર થતા હતા. સિક્કાનું કાંઇ ચોક્કસ ચિન્હ કે તેની કિમ્મતનો નિશ્ચય કરેલો નિયમ નહોતો, અને ઠેકાણે ઠેકાણે બનાવટી સિક્કાઓ અને ઠગાઇ ચાલી રહી હતી. સાધારણ કાર્યમાં રોમન લોકોના અને પ્રાચિન ઇરાનના સિક્કાઓ વપરાતા હતા. સામ્રાજ્યના બહોળા વિસ્તારથી અને વેપાર રોજગારની ઉન્નતિ માટે, સ્થાઇ અને નિશ્ચય કરેલી કિમ્મતનો સિક્કો ચાલુ કરવાની સંપુર્ણ આવશ્યકતા થઇ પડી હતી. ખલીફા અબ્દુલ માલેકે એક રાજ્યની ટંકશાળ સ્થાપી, તેમાં દેશના તમામ જૂદી જૂદી જાતના સિક્કાઓ એકઠા કરાવી તેનો નાશ કરાવ્યો અને તેના બદલામાં પોતાના નામના સોનાના અને ચાંદીના નવા સિક્કા ચાલતા કર્યા હતા. (૭૭ હિજરી ૬૯૬ ઇસ્વી) * તેની ટંકશાળ તથા સિક્કાનું બંધારણ રોમ અને ઇરાનની નકલથી કરવામાં આવ્યું હતું. રોમમાં જે સોલીડી ( solidi ) નામનો સોનાનો સિક્કો ચાલતો હતો તેના અનુકરણ પ્રમાણે સોનાનો સિક્કો બનાવ્યો હતો. ખલીફા હજરત ઉમ્મર ફારૂકના સમયમાં ચાલુ કરેલો ચાંદીનો સિક્કો જેને દેરહેમ કહેતા હતા તેને અનુસરતો ચાંદીનો સિક્કો તૈયાર કરવામાં આવ્યો હતો. બનાવટી સિક્કાઓ વહેવારમાં ન આવી શકે, તે માટે બહુ ચોકશી રાખવામાં આવતી, અને આવા પ્રકારનો ગુનેહગાર પકડાય તો તેને સખ્ત સજા કરવામાં આવતી હતી. ખલીફા અબ્દુલ માલીકે કરેલો બીજો સુધારો ઘણોજ પ્રયોજનીય અને સ્થાઇ હતો. તેના સમયના પહેલાંનો રાજ્ય કાર્યનો હિસાબ ઇરાની ગ્રીક, અને સિરિયન, ભાષામાં રાખવામાં આવતો હતો. એટલે કર્મકારીયો મારફતે સરકારી નાણાંનું અપહરણ થવાનો સંપૂર્ણ સંભવ રાખી શકાતો હતો. તેણે ખલીફા થતાં વાંતજ હુકમ કર્યો કે અત્યારથી સર્વ ઠેકાણે રાજ્ય કાર્યનો હિસાબ આરબી ભાષામાં લખવો.

* આરબોએ પહેલાં જે સોનાનો સિક્કો ચાલુ કર્યો તેની કીંમતની યથાર્થતા તરફ જોતાં, આશ્ચર્યતા ઉત્પન્ન થાય છે, પ્રત્યેક સોનાના સિક્કાનું વજન ૪૫ ગ્રેન હતું. સાધારણ રીતે સોનાના અને રૂપાના સિક્કાનું પ્રમાણ ૧૦.૭ હતું પણ રૂપાનો સિક્કો તે સમયમાં વપરાતો હતો, જેને દેરહેમ કહેતા હતા. તેનું ખરૂં વજન ૨.૯૭ ગ્રેન હતું.

## ખલીફાઓની શાસન પ્રણાલી.

મુખ્ય કરી ખલીફા બીજો યજીદ ગાદી ઉપર આવવા પહેલા, રાજનીતિ અને શાસન કાર્યની લાયકાત ઉપર દ્રષ્ટિ રાખીનેજ પ્રાદેશિક કર્મચારીઓને નિયુક્ત કરવામાં આવતા હતા. રાજપ્રતિનિધિ અને તેના મદદનીશ શાસન કરતાઓ, તેઓના હોદ્દાને લાયકનાં કામકાજો કરવામાં લાયક છે કે નહિ, અથવા તેઓ એવું કાંઇ વિશેષ કામ કરી કીર્તિવંત થયા છે? અથવા તેઓ ખલીફા અને તેઓના વંશજો પ્રતિ બરાબર વફાદાર છે કે નહિ? આ સઘળા વિષયો પ્રતિ લક્ષ રાખીનેજ તેઓની નિમનોક કરવામાં આવતી હતી. ખલીફા બીજા યજીદના સમયમાં તેના સગાવહાલાનેજ આ સઘળી જગાઓ આપવાથી તેઓ સઘળા કર્તા હરતા થઇ પડયા હતા. પાર્થીવ યોગ્યતા તરફ લક્ષ રાખ્યા વિના પોતાનાં પ્રિય પાત્રોનેજ સઘળા મોટા હોદ્દાઓ આપેલા તે એટલે સુધી કે ખલીફા હિશામના સમય સુધી આ સઘળા મોટા હોદ્દાઓ તેઓના પ્રિય પાત્રોના હાથમાં હતા. એ સમયમાં શાસન વિભાગમાં એક ગંભિર દોષ પ્રવેશ થવાથી ભવિષ્યમાં તેને ગંભીર નુકશાન થયું હતું. એ દોષ એ હતો કે,—અત્યાર સુધી દૂરના પ્રદેશોના પ્રતિનિધિઓ તે પ્રદેશોમાંજ નિવાસ કરીને રહે એવો નિયમ હતો, પણ હવેથી રાજવંશના આવા પ્રતિનિધિઓ પોતાની તે પ્રદેશો ઉપરની શાસનસત્તા તાબાના મદદનીશ શાસનકરતાઓના હાથમાં સોંપી પોતે ખલિફાની સાથે રાજધાનીમાં નિવાસ કરવા લાગ્યા. આ કારણથી મદદગાર શાસન કરતાઓ પ્રદેશોની રાજની આવકમાંથી ઘણું નાણું પોતાના ગજવામાં નાંખી સરકારી આવકને મોટું નુકશાન કરતા હતા.

મુખ્ય કરી ઉમ્મિયા ખલીફાઓની શાસન નીતિ પ્રાચિન રીતિ પ્રમાણે ચાલતી હતી. અબ્બાસી ખલીફાઓ પ્રમાણે શાસનનીતિ ઉન્નત અવસ્થાએ પહોંચી નહોતી. અથવા શાસન નીતિના એવા કોઇ કાર્ય વિભાગ નહોતા કે જે દ્વારાએ શાસન પદ્ધતિ સૂચારૂરૂપે સંપાદિત થઇ શકે. શાસન વિભાગ મૂખ્ય કરી ચાર વિભાગમાં વહેંચાયેલો હતો (૧) દીવાન–અલ–ખેરાજ (The Board of Land Tax) અર્થાત જમીનનો કર સંગ્રહ કરવાનો વિભાગ. એ હાલમાં ચાલતા (Department of Finance) ના જેવો હતો.

(૨) દિવાન–અલ–ખાતેમ. (The Board of Signet) અર્થાત શિલ, મોહોર વિભાગ. આ જગાએ રાજવિધીઓને લખીને પછી તેના યોગ્યા યોગ્યનો વિચાર કરી તે ઉપર શીલ કરવામાં આવતો.

( ૩ ) દિવાન-અર-રસુલ ( The Board of Correspondence ) અર્થાત લિપિ વિભાગ. પ્રાદેશિક શાસન કરતાઓ અને ખલિફાઓની વચ્ચેનો લખાણુ વ્યહવાર આ વિભાગમાં સમાતો.

( ૪ ) દિવાન-અલ મુસ્તા ધિલાત ( The Board of Miscellaneous Revenue) અર્થાત સર્વ પ્રકારના રાજકર સંગ્રહ કરવાનો વિભાગ.

એ સિવાય રાજસ્વ વિભાગના તાબામાં બીજા પણુ બે વિભાગો હતા, જેના ઉપર પોલીસ અને લશ્કરીઓના પગાર આપવાનો બોજો હતો.

## લશ્કરી વિભાગ.

આરબ વંશની અંદરના પ્રત્યેક પુરૂષો સૈનિક વિભાગમાં દાખલ થવાને ફરજીયાત બંધાયેલા હતા. યુદ્ધ વિદ્યાનું શિક્ષણુ લેવા માટે નક્કી કરેલા સમય સુધી તેઓને તેઓના સાંપ્રદાયિક સૈન્ય દળે પ્રવેશ કરવો પડતો હતો. લશ્કરીઓને યુદ્ધના સમયમાં હમેશ કરતાં વધારે પગાર આપવામાં આવતો હતો, પણ યુદ્ધ કાર્યના ઉપયોગી પ્રત્યેક પુરૂષોને રાજ સરકારમાંથી માસિક વૃત્તિ આપવામાં આવતી હતી. અબ્બાસિ ખલીફાઓનો ઇતિહાસ લખતી વખતે સૈન્ય વિભાગ સંબંધી વિશેષ વર્ણન કરવામાં આવશે. એ સમય શાંતિ અને યુદ્ધના પ્રત્યેક સમયમાં શાસનકાર્ય ઉન્નત અવસ્થાને પ્રાપ્ત થયું હતું. અમીર-અલ-બહર ( Commander of the Sea ) ના ઉપર નવીન યુદ્ધના વિભાગનો ભાર અર્પણુ કરવામાં આવતો હતો.

## નગરોની અવસ્થા.

આત્મરક્ષાના ઉદ્દેશથી સઘળાં નગરોના ફરતો મજબુત કિલ્લો કરી લેવામાં આવતો હતો. નાના પ્રકારના રોજગારો અને સંપ્રદાયોનાં નામ પ્રમાણે શહેરોના મુખ્ય રસ્તા અને મોહોલ્લાઓનાં નામો રાખવામાં આવતાં હતાં, પણુ અમુક રોજગાર કરનારાઓ શહેરના અમુક ભાગમાંજ રહેતા હતા તેમ નહોતું, આરબો પોતપોતાના કુટુંબના કે એક ઓલાદના કે એક વર્ગના એકજ મોહોલ્લામાં રહેતા હતા. પ્રત્યેક વર્ગની પૃથક્ વાસભૂમિ, પૃથક્ ઘર, જુદિ મસજીદ, પૃથક્ બજાર અને કબરસ્થાન પણુ પોતપોતાના વર્ગનાં પૃથક્ પૃથક્ હતાં. આ પ્રમાણે દળબદ્ધ નિવાસ કરવાની પ્રથા રાજશક્તિની વિરૂદ્ધમાં ઉત્તેજન કરવામાં તથા વિદ્રોહમાં સહાયભૂત થતી હતી. જૂદાં જૂદાં દળો ( ટોળાંઓ ) એકસાથે મળીને કાંઇપણુ પ્રકારનું ષડયંત્ર

ન કરી શકે, તેટલા માટે બેઉ વર્ગના નિવાસ સ્થળની વચ્ચે રાજ્ય તરફથી મજબુત ગેટ રાખવામાં આવી હતી અને ત્યાં (હારીસ) પ્રહરી-ચોકીદાર રાખવામાં આવતો હતો. આ પહેરેગીરનું મુખ્ય કામ એજ હતું કે રાતના વખતે માણસોની આવજા ઉપર સતર્ક ભાવે લક્ષ રાખવું. કોઇપણ પ્રકારના વિદ્રોહના સમયમાં ગેટને બંધ કરી નગરના જુદા જુદા વર્ગોમાં સર્વ પ્રકારના ખબર અંતર ફેલાવવાનો વહેવાર તદ્દન બંધ કરી દેવામાં આવતો.

## રાજધાની દમારકસ.

જે સમયમાં મુસલમાનોએ દમારકસ જીતી લીધું હતું તે સમયમાં આ શહેર, અત્યંત સમૃદ્ધિશાળી અને રોમન ગવર્નરની રાજધાની હતું. ઉમ્મિયા ખલિફાના શાસનકાળમાં એ મુસલમાન સામ્રાજ્યની રાજ્યધાની હર્યું હતું. એ સમયમાં પૃથ્વિમાં એના જેવું કોઇ પણ સુંદર શહેર વિદ્યમાન નહોતું. ખલીશઓએ એ શહેરમાં સુંદર હવેલીઓ બંધાવીને તથા ફુઆરા અને સુંદર રસ્તાઓ નિર્માણ કરી શહેરની સુંદરતામાં વધારો કર્યો હતો. ખલીફા માવીઆએ એક ગ્રીન પેલેસ બંધાવી તેમાં આમોદ પ્રમોદનાં સુંદર સાધનો તૈયાર કરાવ્યાં હતાં. લીલો રંગ અને આશ્ચર્યકારક કારીગરીના માટે લોકો તેને કાસર-અલ-ખાજરા (ગ્રીન પેલેસ) કહેતા હતા. તેના પછીના ખલીશઓના સમયમાં એ નગરીમાં શ્વેત પથ્થરથી નિર્મિત, સુંદર કારીગીરીવાળી અસંખ્ય ગુંબજવાળી હવેલીઓ, કિલ્લાઓ અને મસજીદો શોભી રહી હતી. ખરી રીતે તો ખલીફા વાલીદના સમયમાંજ દમારકસ નગરીમાં અને તેના મુખ્ય મુખ્ય વિભાગમાં અનેક પ્રકારની સુંદર હવેલીઓ, જુમામરજીદ અને પોતાના માટે એક મજબુત કીર્તિસ્તંભ નિર્માણ કરી તેની સૌંદર્યતામાં વૃદ્ધિ કરી હતી.

## મોજેલ.

સુંદર વિશાળ હવેલીઓ બંધાવવાનું માત્ર ખલીશઓજ પસંદ કરતા તેમ નહોતું. તેમના શ્રીમંત સગાંઓ અને પ્રજાવર્ગના ધનવાન માણસો પોત પોતામાં સ્પર્ધા કરીને દમારકસ અને બીજાં શહેરોમાં સુંદર હવેલીઓ બંધાવી શહેરની શોભામાં વધારો કરતા હતા. ખલીશ હિશામના સમયમાં હાર ( Harr ) નામનો એક પુરૂષ ૧૧ વરસ સુધી ( હીજરી ૧૦૬-૧૧૭ ) સુધી મોજેલનો શાસનકરતા હતો, તેણે તે જગોએ કોલેજ, ધર્મ-

શાળા અને પોતાના માટે એક સુંદર મહેલ બંધાવ્યો હતો. આ મહેલ સુંદર સફેદ પથરથી બાંધેલો હતો, તેની દરેક દિવાલોમાં કોતરકામ કરેલા પથરા વાપરવામાં આવ્યા હતા. તેમાં કાષ્ટ કામમાં લાકડું સેગુટીક વાપરવામાં આવ્યું હતું. મંડપની છત સુવર્ણમય ચિત્રોથી ચિતરેલી હતી, એટલા માટે લોકો તેને માનકુશા કહેતા હતા. મોઝેલના લોકોને પીવાના પાણીની અગવડો હોવાથી, શાસનકરતા હારે, એક નહેર ખોદાવી હતી, જે બહુ વર્ષોની ઠંડી ગરમી જોઇને અત્યારે પણ તેજ અવસ્થામાં છે. એ નહેરની પાસે તેણે એક સુંદર રસ્તો બંધાવ્યો છે જેની બેઉ બાજુએ સુંદર વૃક્ષો રોપાવ્યાં હતાં. વાંચનાર ! સંસારમાં સઘળું પરિવર્તનશીલ છે ! પ્રતિનિધિ હારની બંધાવેલી હવેલી ભગ્નાવસ્થામાં હમણાં પણ મુસાફરો જોઇ શકે છે.

---

## દમાસ્કસનું વૉટર વર્ક્સ.

દમાસ્કસમાં જે ઢબથી પાણીનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તેવો હમણાં પણ કોઈ પશ્ચિમનાં રાજ્યોમાં મળી શકતો નથી; એટલુંજ નહિ પણ સેંકડો વર્ષ વિતી જવા છતાં જેવી ને તેવીજ હાલતમાં ઉમ્મિયા ખલીફાઓના કિર્તિસ્તંભ રૂપે રહેલ છે. ગ્રીકલોકોના સમયમાં The Barada & The Chryssorhoas નામની બે નહેર ખોદાવી તે દ્વારએ શહેરમાં પાણી પહોંચાડવાનો બંદોબસ્ત હતો પણ ઉમ્મિયા ખલીફાઓએ, એ પ્રકારની ઉન્નત કુશળતાથી પાણીનો બંદોબસ્ત કર્યો છે કે અત્યાર સુધી દમાસ્કસના અત્યંત ગરીબ માણસના ઘરમાં પણ એક પાણીનો ફુઆરો વિધમાન છે ! શહેરની મધ્યમાં ૭ મૂખ્ય નહેરો ખોદેલી છે, અને એમાંથી અસંખ્ય જળ પ્રણાલી બાહાર કહાડી દરેક ઘરમાં જોડવામાં આવેલી છે.

---

## ખલીફા અને પ્રખ્યાત પુરૂષોનો રાજવૈભવ.

દમાસ્કસના ખલિફાઓએ નગરીની બજારને એવા પ્રકારના સૌંદર્યથી આનંદમય બનાવી હતી કે, તે સ્વર્ગભૂમિના અલંકારિક વર્ણન જેવી દેખાતી. ખલીફાના મહેલોના ગુંબજો ઉપર સોનેરી રંગ ચડાવેલો હતો, મહેલની સ્ફાટીક મણિ જેવી ઉજ્જવળતા, બહુ દૂરથી દર્શકોના મનનું આકર્ષણ કરતી હતી. તેની દીવાલો ઉપર તરેહવાર દેખાવોનાં ચિત્રો કાહાડેલાં હતાં. દરબારગઢની ચારે બાજુએ સુંદર ફુઆરાઓ અને જળ

પ્રપાત વિદ્યમાન હોવાથી. શીતળતાથી હૃદય અને મન પ્રફુલ્લ થતું હતું. બગીચાઓમાં નહિ મળી શકે તેવાં અને મૂલ્યવાન વૃક્ષો રોપેલાં હતાં. તેમાં જ્યારે અસંખ્ય પક્ષીઓ બેસીને સુસ્વરથી ગાન કરતાં ત્યારે દેખાવ બહુ રમણિય થઇ પડતો હતો. મહેલોના દીવાનખાનાની ઉપરની સપાટી સ્વર્ણ અને સફેદ પહેલ પાડેલા મણિથી શોભાયમાન કરેલી હતી. ચાકર લોકો તે સમયે દમાસ્કસમાં તૈયાર થતાં જૂદા જૂદા રંગનાં રેષાવાળાં ઉજ્જવળ બહુમુલ્ય રેશમી પોશાકથી સજ્જ થઇ દરબારગૃહમાં આવતા હતા. ખલીફા હિશામ માર્બલ પત્થરના બનાવેલા એક વિશાળ દિવાનખાનામાં લોકોની ખાનગી મુલાકાત લેતા. તે સમયમાં ખલીફા અલ-હરીરિ કસ્તુરીથી સુવાસિત લાલ પોશાક પહેરી સ્વર્ણખચિત લાલ રંગના ગાલીચા ઉપર બેસતા. છ મોટી ગેટમાં થઇ નગરમાં પ્રવેશ કરી શકાતો, જે ગેટના ઉંચા ગુંબજો બહુ દૂરથી નજરે પડતા હતા. જે સમયમાં આરબોએ પ્રથમ સિરિયા જીતી લીધું તે સમયમાં શિલ્પ વિદ્યા સંબંધી જ્ઞાન મેળવવાનો તેમને વખતજ મળ્યો નહોતો; પણ પાછળથી થોડા સમયમાં તેઓએ એ વિદ્યાની એટલી બધી ઉન્નતિ કરી હતી કે તેઓના બનાવેલા મહેલો, રોમન અને ઇરાની કારીગરીની હદને કૂદી ગયા હતા. કોઇ પણ જાતીનું શિલ્પ વિદ્યા સંબંધી જ્ઞાન તે લોકોનાં પ્રાથમિક વાસસ્થાન અને આદિમ નિવાસ રીતિ ઉપર વધારે વળગી રહે છે, તેટલાજ માટે તેઓ જેમ મરૂવાસી, કષ્ટ સહન કરવાવાળા અને મજબુત બાંધાના હતા, તેવીજ રીતે તેમના બાંધેલા મહેલો પણ મજબુત અને દેશીય આદર્શે નિર્મિત હતા.

પ્રથમ આરબોની હવેલીઓ રોમન લોકોના આધુનિક આદર્શ પ્રમાણે થતી પણ એરાક નગરીમાં તેણે ઇરાનના નકશા પ્રમાણે પ્રાસાદો બાંધ્યા હતા.

કાળનો ફેરફાર થવા છતાં અટ્ટાલિકાનો પૂર્વ આદર્શ અને પારિવારિક રીતિ નીતિનું કાંઇપણ પરિવર્તન થયું નહોતું. હમણાંના પ્રમાણે દરેક ધનવાન માણસોને દરવાજે એક એક દ્વાર રક્ષક રાખવામાં આવતો હતો. તેઓ દરવાજા પાસે લાકડાની બેંચ ઉપર બેસીને મુલાકાત લેવા ઇચ્છા રાખનારા ગૃહસ્થના આગમન સમાચાર ઘરના ધણીને જણાવતા. ગરીબના ઘરના દરવાજા પાસે લોઢાનો કે એવી કોઇ ધાતુનો ઘંટ લટકાવવામાં આવતો, તેનો અવાજ કરતાં વાંતજ ઘર ધણી દરવાજે આવી પહોંચતો. મુખ્ય દરવાજાથી થોડોક દુર અંદર જતાંજ એક ખેતરના આકારનું આંગણું નજરે પડતું. આ આંગણાની ચારે બાજુએ પથરના થાંભલા ઉપર ગેલેરી કરેલી જણાતી હતી. નીચેના ભાગમાં આંગણાની ચારે બાજુએ નાના

પ્રકારના સાધારણ પથર, મારબલ પથર અને ગોળાકૃતિ નાહના નાહાના પથરા બેસવા માટે ગોઠવતા. પ્રાંગણુની મધ્યસ્થળે ફુઆરાની ચારે બાજુએ નાનો સરખો બગીચો વિદ્યમાન હતો. આ બગીચામાં કેટલાંક ફળદ્રુપ વૃક્ષો હતાં. પ્રાંગણુની એક બાજુએ એક હોલ રાખતા તેના ભોયતળીયામાં મારબલ પથર બીછાવી તેને નવા આવનારાઓની મુલાકાત માટે ઉપયોગમાં લેતા. શ્રીમંત માણુસોના મકાનો બે માળનાં હતાં અને તેમાં દરેક માળના ઓરડાઓ જુદી જુદી રીતથી સજતા હતા. ઠંડીના સમયમાં મોટા ઓરડામાં એક પાત્રમાં અંગારા સળગાવી તે હોલને ગરમ રાખતા એ પાત્રને મનહાલ ( Brazier ) કહેતા.

---

## ઉમ્મિયા ખલિફાઓનાં ચરિત્ર-ચિત્ર

દરરોજની અને જુમ્માની નમાજમાં ખલીફા ઇમામતું કાર્ય કરે એ પ્રમાણે પ્રજા વર્ગની ઇચ્છા હતી. આ બેઉ કાર્ય ખલીફા માવીયા, અબ્દુલ માલેક અને બીજા ઉમ્મરે વિશ્વસ્તતાથી કર્યાં હતાં; પણુ અન્યાન્ય ખલિફાઓ જુમ્માની નમાજ સિવાય દરરોજની નમાજમાં કોઇ કોઇ વાર આવતા, જુમ્માની નમાજ વખતે હાજર થયેલા લોકોને ઉપદેશ આપવામાં આવતો એટલે તે દિવસે ખલીફાની હાજરીની પૂરી જરૂર પડતી. એ દિવસે ખલીફાઓ સફેદ પોશાક પહેરી, માથા ઉપર ફકત એક ટોપી પહેરી મસજીદમાં આવતા હતા. કોઇ કોઇ સમયે આ ટોપીમાં કિમ્મતી જવાહીરો જડેલાં જણુાતાં. હજરત પેગંબર ( સ. અ. વ ) ની શીલ મોહોરવાળી અંગુઠી, અને એક સોટી એ તેઓની ખીલાફતનાં ચિન્હ સ્વરૂપ હતાં. ઉપાસના ( નમાજ ) પછી તેઓ મીમ્બર ઉપર ચડીને હાજર રહેલા લોકોને ધર્મોપદેશ આપતા હતા, એટલુજ નહિ પણુ ઉમ્મિયાવંશ માંહેના કેટલાએક આમોદ પ્રિય ખલીફાઓ જુમ્માના દિવસે પણુ મસજીદમાં આવવાને નાખુશ થતા હતા. ખલીફા બીજો યજીદ જુમ્માના દિવસે પોતાના બોડીગાર્ડોના મુખ્ય પુરૂષને પ્રતિનિધિ સ્વરૂપ રાખતા હતા. એક દિવસ ખલીફા બીજો વાલીદ જનાનખાનાની મોજ મજામાં પડી જતાં, જુમ્માની નમાજમાં હાજર થઇ શકયો નહીં, પણુ પોતાના બદલામાં પોતે જે સુંદરી સાથે ક્રીડા કરવામાં રોકાયેલો, તેજ રમણીને પોતાનો પોષાક પહેરાવી ઇમામતું કાર્ય કરવા મોકલી. જે સમય આ પ્રતિનિધિ સ્ત્રીએ મસજીદમાં પ્રવેશ કર્યો તે સમયનો તેણીનો હાવ ભાવ જોઇને એવું જણુાતું હતું કે તેણી આમોદ

પ્રમોદમાંથી હમણાંજ જાગ્રત થઇને આવેલી છે. ખલીફાના આ કાર્યથી રાજધાનીના ધર્મપરાયણ લોકો ક્રોધે ભરાયા હતા.

આ સઘળાં ધર્મ કાર્ય સિવાય ખલીફાને સઘળા પ્રકારની અપીલોનો ફેંસલો આપવો પડતો અને રાજ્યના મોટા હોદ્દાના લોકોને અને પાસેના રાજ્યોના એલચીઓને આગમનનો આવકાર આપી તેમની મુલાકાત લેવી પડતી હતી. એ પ્રકારની મુલાકાત ખાનગી અને જાહેર એમ બે પ્રકારની હતી. જાહેર મુલાકાતના વખતે ખલીફા રાજમહેલના મોટા દિવાનખાનામાં મોટો દરબાર ભરતા; તેમાં રાજવંશીયોને જમણી બાજુએ બેસાડવામાં આવતા અને સભાસદો તથા મોલવી અને બીજા પરિજનવર્ગને ડાબી બાજુએ બેસાડી પોતે, મધ્યસ્થળે સિંહાસન ઉપર બેસતા હતા. રાજધાનીના પ્રસિદ્ધ પુરૂષો, મુખ્ય વેપારીઓ, કારીગરો, કુટુંબના વડાઓ, કવિઓ, અને વકીલો આ લોકોને જાહેર દરબારમાં દાખલ કરવામાં આવતા હતા અને ખલીફાને સલામ કરવાની રીતિ હતી માટે તે લોકોને સન્મુખે બેઠક આપવામાં આવતી હતી. કોઇપણ ખલીફાના વંશનો પ્રસિદ્ધ પુરૂષ, રાજ્યનો મુખ્ય મોલવી એ લોકોને વિશેષ પ્રિયપાત્ર ગણીને તેઓના માટે ખાનગી મુલાકાત નક્કી થતી હતી. એ સમયમાં ખલીફાઓ મુલ્યવાન વિચિત્ર પોશાક પહેરતા. ઉમ્મિયા ખલીફાઓની અંદર આ સીરીયાના છેલ્લા રાજા Saradana Palus ના જેવો બીજો વાલીદ, સોનેરી બુટા ભરેલો એક પ્રકારનો રેશમી જામો પહેરતો અને બુટાદાર લાલ રંગનો પાયજામો પહેરતો હતો. તેનો પિતૃવ્ય ખલીફા સુલેમાન આ બુટાદાર લાલ પોશાક સિવાય બીજું કાંઇ પહેરતો નહોતો અને એજ પોશાકથી તેને દફન કરવામાં આવ્યો હતો.

આરબ લોકો ઇસ્લામ ધર્મ ગ્રહણ કરવા પહેલાં કેવા બાહાદૂર અને વીર પુરૂષો હતા અને તેમણે કેવાં કેવાં ભારે યુદ્ધો કરેલાં હતાં આ સઘળા વિષયોની વાતો સાંભળી ઉમ્મિયા વંશના પ્રથમના ખલિફાઓ પોતાના વિશ્રામ કાળનો ઘણો ભાગ પસાર કરતા હતા. ખલીફા પ્રથમ યજીદના શાસન કાળના સમયમાં પ્રથમ દારૂ પીવાની પ્રથા શરૂ થઇ. તે પોતેજ હદ વગરનો શરાબ પીતો. ખલીફા બીજો યજીદ તથા બીજો વાલીદ શરાબ પીઇને મોજ મજાહ ભોગવતા હતા પણ પેહેલા યજીદના મિત્ર, દોસ્તો શરાબ પીઇને નાના પ્રકારનો વ્યભિચાર કરી, રાત્રીના સમયે બીભીત્સ આમોદમાં મચ્યા રહેતા હતા. ગાયનનો પ્રચાર એ સમયમાં શરૂ થયો હતો; પણ તેના પહેલાં કવિતાઓ સંગીતનું કામ કરતી. તે સમયમાં સંગીતનું મુખ્ય સ્થળ મક્કા અને મદીનામાંથી પ્રખ્યાત ગાયકો દમાસ્કસમાં આવતા હતા. આ સમય પર્યંત

શેતરંજ અને પોલો રમવાની રીતો નીકળી નહોતી. પણ અનેક લોકો જાહેરમાં ગંજીફા અને પાસાની રમત રમતા. ખલીફા પ્રથમ વાલીદ અને બીજા ઉમ્મરના વખતમાં મોરગેનાં યુદ્ધો નિર્દિષ્ટ થવા છતાં અંગ્રેજોની માફક ઘણા યુદ્ધમાં આમોદ પ્રમોદ ભોગવતા હતા. બાહારની રમત ગમતમાં લોકોની પ્રીતિ ઘોડ દોડ ઉપર વધારે હતી. ઘોડાની ઉન્નતિના માટે ખલીફા હિશામેજ પ્રથમ દમારકસમાં ઘોડાની સરત દાખલ કરી હતી. તેની પોતાની અશ્વશાળામાંથી અને બહારથી મળીને ચાર હજાર ઘોડા એકજ દિવસે શ્રેણી બંધ થઇ દોડતા હતા. આ સઘળો બંદોબસ્ત ખલીફા પોતેજ કરતા. ઐતિહાસીક મસુદી લેખી ગયો છે કે જે સમયમાં ઘોડાઓ પવન વેગે દોડતા તે સમયે કેવું આશ્ચર્યજનક દૃશ્ય થતું તેનું વર્ણન કરી શકવું કઠણ છે. એટલે સુધી કે શાહજાદીઓ પર્યંત ઘોડે ચડવાનું શીખતી અને સરતના મેદાનમાં ઘોડા દોડાવતી.



## સંગીત અને તેનો અટકાવ.

ખલીફા બીજો વાલીદ પણ ખલીફા હિશામની પ્રમાણે ઘોડદોડની રમતનો અત્યંત શોખીન હતો અને બેઉની વચ્ચે આ વિષયને લઇ ભીષણ પ્રતિયોગીતા ચાલતી હતી. ઉમ્મિયા ખલીફાઓના સમયમાં સંગીતનો પ્રભાવ એટલો બધો વધી ગયો હતો કે, ઘણું કરી સૌ કોઇ સંગીતમાં મચ્યા રહેતા હતા. પ્રસિદ્ધ ગાયન કરનારાઓ અને સંગીત વિદ્યાના પંડિતો જુદા જુદા દેશમાંથી દમારકસમાં આવતા હતા, અને તે વિષયમાં બહુ નાણું ખરચવામાં આવતું. નાચવાનો અને ગાવાનો ધંધો કરનારા હલકા વર્ગનાં લોકોનાં ટોળે ટોળાં દમાસ્કસમાં આવતાં હતાં અને તેઓનાથી ઇસ્લામ સમાજ સ્વભાવતઃ નીતિભ્રષ્ટ થવા માંડ્યો હતો અને પુરૂષોની સાથે સ્ત્રીઓ પણ ગાવા નાચવાનો ધંધો કરતી; એટલે ઇસ્લામ સમાજની સ્ત્રીઓમાં પણ આ સડો પેસવા માંડ્યો હતો. પ્રસિદ્ધ ઇતિહાસ લેખક વોન ક્રીમર ( Von Kremer ) લખી ગયેલ છે કે— “ખરી રીતે ખલીફા બીજા વાલીદના સમયમાં ગાયનનો પ્રથમ અટકાવ કરવામા આવ્યો હતો. તેના સમયમાં રોમન લોકોની રીતી અનુસારે અંતઃપુરમાં ખોજા (નપુશક)× ચાકરો રાખવાની પ્રથા ચાલુ હતી. આ સમયથી એ પછીના સઘળા વખ-

× અંતઃપુરમાં ચાકરો મુકરર કરવા માટે કેટલાએક પુરૂષોના અંડકોષ કપાવી નાંખી તેઓનું પુરૂષત્વ નષ્ટ કરવામાં આવતું હતું.

તમાં એ કમનશીબ ચાકરો-ખોજાઓ પશ્ચિમ દેશના દરબારોમાં વિશ્વાસુ નોકરનું કામ કરતા અને જનાનખાનામાં સ્ત્રીઓની સંભાળ રાખતા. પુરૂષોના અંડકોષ કાપી નંખાવવાનું તિરસ્કારયુક્ત કાર્ય પ્રથમ ગ્રીકલોકોના વખતમાં ચાલુ થયું હતું અને પાછળથી નફો મળવાની આશાએ ખોજાઓ વેચવાનો રોજગાર કરતા હતા." હીજરી ત્રીજા સૈકામાં અલ-જાહિજ નામના પ્રખ્યાત હેતુવાદી ( Rationalist ) વિદ્વાન આરબે બહુ સખત ભાષામાં અંડકોષ કાપવાની પ્રથાનો તિરસ્કાર કર્યો હતો. જોકે મુસલમાન વિદ્વાનો અને મોલવીઓ આ કાર્યનો તિરસ્કાર કરી જાહેરમાં તેની નિંદા કરતા હતા તોપણ ઉમ્મિયા ખલીફાઓના સમયમાં આ રીવાજ તદ્દન બંધ થયો નહોતો.

---

## પરદેશી રીવાજોની નકલ.

ઉમ્મિયા ખલીફાએ જે પ્રમાણે જનાનખાનામાં કામ કરવા સારૂં ખોજા નોકરો રાખવાનું તિરસ્કાર કરવા યોગ્ય કાર્ય રોમનલોકો પાસેથી શીખ્યા હતા તે પ્રમાણે તેઓએ પ્રાચિન ઇરાનના રાજાઓમાં ચાલતા નાના પ્રકારના આચાર, વ્યહવાર અને રીત રીવાજોનું અનુસરણ કર્યું હતું. ખલીફાઓની પ્રથાનું અવલંબન કરી ઘણું કરી સમસ્ત પ્રજાએ મદ્ય-પાન કરવાનો આરંભ કર્યો હતો. એટલુંજ નહિ પણ સારાં સારાં ઘરોની સ્ત્રીઓ પણ એક પ્રકારનો શરાબ ( Beverage ) પીવાની અભ્યાસી થઇ પડી હતી. એ તે સમયમાં પણ દમાસ્કસ અને બૈરૂતની બજારમાં " રોઝ સુગર શરબત " ના નામથી વેચાતો હતો. ખાંડમાં પાણી નાંખી તેમાં કાંઇક સુગંધી નાખવાથીજ " રોઝ સુગર શરબત " તૈયાર થતું હતું અને ગરમીની રૂતુમાં થોડોક બરફ નાંખી આ શરબતને શીતળ કરવામાં આવતું. બહુ કરીને રાજવર્ગની સ્ત્રીઓજ આ શરબત પીવાની અભ્યાસી થઇ પડી હતી. પાછળના સમયમાં બગદાદ નગરીના ધનાગારમાં અસંખ્ય સોના ચાંદીનાં પાનપાત્રો ( પ્યાલાઓ ) નજરે પડતાં હતાં. ખલીફા હિશામની રાણી ઉમ્મે હાલીમ, આવાં પાત્રોમાં શરબત પીતી હતી. ઉમ્મિયા વંશનો બીજો ખલીફા યજીદ પેહેલો પ્રાચીન ઇરાનના રાજાની નકલ કરી દરરોજ મદ્યપાન કરી બેભાન થઇ જતો હતો. કોઇકજ દિવસે તે માપમાં મદ્યપાન કરતો હતો. એવું કહેવાય છે કે ખલીફા અબ્દુલ માલેક મહિનામાં એકજવાર જાહેરમાં મદ્ય પીતો, પણ રોમન બાદશાહની

માફક તે એક પ્રકારનું ઔષધ પીતો હતો. જેના પરીણામે બીજા દિવસની સવારે રાત્રીની મોજમજાહને સંભારતો શુદ્ધીમાં આવતો હતો. ખલીફા પ્રથમ વાલીદ એક દિવસના આંતરાથી શરાબ પીતો અને તેનો ભાઇ બીજો યજીદ અને તેનો ભાણેજ બીજો વાલીદ હમેશાં મધપાન કરતા હતા. ઉમ્મિયા ખલીફાઓમાં ફકત ત્રણ જણ શરાબ પીતા નહોતા. ધર્મશ્રેષ્ટ બીજો ઉમ્મર, હિશામ અને ત્રીજો યજીદ. રાજમહેલમાં અને શ્રીમંતોના વિલાસ ગ્રહોમાં મધપાનના વખતે ગાયન ચાલતાં હતાં, એ સમય ખલીફા અને તેના સંગીઓ જે સ્થળે શરાબ પીતા હતા તેઓને બીજા લોકોથી અલગ બતાવવા સારૂ હોલમાં એક પાતળો પડદો બાંધવામાં આવતો હતો.

---

## સ્ત્રીઓની હાલત.

ઇરાનીઓમાં ઘણા પૂર્વ કાળથી પડદાનો રીવાજ ચાલુ હતો. પહેલાં વર્ણન થઈ ગયું છે કે ખલીફા બીજા વાલીદે તેઓનાજ પગલે ચાલીને ઇસ્લામ સમાજમાં પણ એ પ્રથા ચાલુ કરી હતી. ખલીફાના રાજ્યોચિત ચરિત્રથી અને અબ્બાસ પ્રમાણે ઇરાનમાંથી સિરીયાને માફક આવે તેવી માટીની અતિ આશ્ચર્યજનક ઉન્નતિ થઇ હતી. તે સામાજીક આચાર વ્યહવારનું પ્રતિપાલન કરવામાં જે પ્રકારની ઉદાસીનતા બતાવતો તથા જે પ્રકારે સાહસ અને ધીરજથી તેણે સ્ત્રીઓને નિર્જને—એકાંતમાં રાખવાનો બંદોબસ્ત કર્યો હતો; તેનાથી જનાનખાનામાં બાહારનો અનાહુત પ્રવેશ અટકાવવાની સૌને ફરજ પડી હતી. આ પડદા સિસ્ટમ એકવાર દાખલ થતાં વાંતજ તે ઘણી પવિત્ર અને જરૂરની છે એવું જ્ઞાન સૌ કોઇને થતાં સૌ પ્રજાએ તેનો આનંદ સાથે સ્વિકાર કર્યો હતો. અશિક્ષિત સ્ત્રીઓ માટે બહારની હવા ઝેરી સમજી તેઓના માટે પડદા સિસ્ટમ બહુજ ફાયદાકારક છે એવું સૌ કોઇ કબુલ કરતા હતા.

પડદા સિસ્ટમ ચાલુ થવા માટે આ પ્રકારની અનુકુળ ઘટના સંઘટીત થવા છતાં અબ્બાસ વંશીય દશમા ખલીફા મુતાવાકીલના સમય સુધી સ્ત્રીઓ જોઇએ તે કરતાં વધારે સ્વાધિનતા ભોગવતી હતી. પુરૂષ વર્ગની અંદર પ્રાચીન વીરત્વ અત્યારે પણ જાગ્રત હતું. રોમન લોકોની સ્વેચ્છાચારિતા અને ઇરાનીઓની વિલાસિતા તેણીઓની મરૂભૂમિજનિત સ્વાધીનતા અને સરળતાને તે સમય પર્યંત નષ્ટ કરી શકી નહોતી. પિતા પોતાની વિદૂષી અને સુંદર પુત્રીઓનાં નામો, પોતાજ નામે રાખવામાં હજુ પણ

ગૌરવ સમજતા હતા અને ભાઇ બહેનના અને સ્વામી તેની સ્ત્રીના વીરત્વ સ્મરણે ઉત્તેજીત થઇ તે સમયમાં પણ બાહદૂરીથી યુદ્ધમાં પ્રવેશ કરતા હતા. ઉંચાવંશની કુમારીકાઓ, કોઇ પણ પ્રકારના અસદ્આચરણનું પોપણ કર્યા વગર પુરૂષો સહિત પ્રકાસ્યભાવે વાતચીત કરતી. મહા કવિ ફિરદોસી તે સંબંધી બે લીટીઓ લખી ગયો છે તે નીચે લખીએ છીએઃ-

"દોલાબ પોરઝે ખાન્દા દોરોખ પોરઝે શરમ,
બ રફતાર નેકો, બાગોફ્તાર ગેરમ.

"Lips Full of smiles, Countenance Full of modesty
Conduct Virtuous, Conversation Lively ,,

અધરે મધુર હાસ્ય, મુખડે નમ્રતાઃ
સુપવિત્ર આચરણ, વચને, તેજસ્વિતા.

કોઇપણ પ્રકારની લજ્જા સિવાય આ કુમારિકાઓ, અતિથિનો સતકાર કરતી અને તેણીઓ પોતે સર્વગુણસંપન્ન હોવાથી સઘળાઓ તેમનું સન્માન કરતા હતા. એક પ્રખ્યાત ગ્રંથકાર લખી ગયો છે કેઃ- તે પોતે એક સમયે પવિત્ર મક્કા નગરીથી પાછા વળતી વખતે, મદિનાથી કેટલેક દૂર એક જગાએ પાણી પીવા માટે ઉતર્યો. માથા ઉપર સખત તાપ પડવાથી પાસેના એક ઘરમાં તેને રાહત લેવાની જરૂર પડી. ઉંટ ઉપરથી નીચે ઉતરૂં કે નહિ તેની રજા લેવા માટે તેણે આંગણામાં પ્રવેશ કરી, ઘરની શેઠાણીની રજા માંગતાં એક મહિલાના કંઠસ્વરથી તેને ઉંટ ઉપરથી નીચે ઉતરવાની રજા મળી. તેણે ઘરમાં પ્રવેશ કરતાં જોયું કે, એક સૂર્ય સમાન તેજસ્વી કુમારીકા ઘરના કામમાં જોડાયેલી છે. તે કુમારીકાએ તેને બેસવાનું કહી ખબર અંતર પૂછવાનો આરંભ કર્યો. આ સમયે તેણીના મુખમાંથી વાત કરતાં કરતાં મોતી ખરતાં હોય તેવુ તેનું મુખમંડળ હતું. જે સમયે તે કુમારિકા, ઓળખાણ પૂછતી હતી તે સમય બાલિકાની માએ ઘરમાં આવીને પરોણાની પાસે બેઠક લીધી અને હાસ્યપૂર્વક પરોણાને સાવધ રહેવાનું કહીને કહ્યું કે, મ્હારી સુંદર બાલિકાના સૌંદર્યે મુગ્ધ થઇ જતા નહિ. !

ઉપરના ગ્રંથકારનો પિતા એ પ્રકારની બીજી ઘટનાનું વર્ણન કરી ગયો છે જેનાથી તે સમયની સ્ત્રીઓનો આચાર વહેવાર અને રીતિનીતિ આપણે જાણી શકીયે છીએ. તે પોતે મક્કાની હજકરવા જતાં રસ્તામાં પોતાના એક ભાઇના ઘરમાં ઉતર્યો હતો. તે રમણીકુળરત્ન ખારકા (Kharka)ની સાથે

મુલાકાત કરવાને ચાહેછે કે નહિ તે વિષે ઉપર જણાવેલા ભાઇએ તેને પૂછ્યું હતું. ઉમ્મિયા શાસનકાળના પ્રખ્યાત કવિઓ આ સર્વગુણસંપન્ન મહિલાની બહુ પ્રશંશા કરી ગયા છે. અતૂલનીય સ્વરૂપશાલીની રમણીનું દર્શન કરવાને પેલા મુસાફરે ઇચ્છા કરવાથી તેનો ભાઇ તેને તેણીના ઘરમાં લઇ ગયો. ત્યાં તેને એક દીર્ઘાકૃતિ અતીવ સૌંદર્યશાલીની પ્રૌઢા સ્ત્રીએ આવકાર આપ્યો હતો. તેણે એ લલનાને સલામ કરવાથી તેણીએ તેને બેસવાની વિનંતી કરી. ગ્રંથકાર ફરીથી વર્ણન કરી ગયો છે કે, કેટલીકવાર વાતચિત થવા પછી એ ખુબસુરત સ્ત્રીએ પેલા મુસાફરને પૂછ્યું કેઃ–તમે કેટલીવાર હજ કરી આવ્યા છો ? તેના ઉત્તરમાં જવાબ આપ્યો કે, એક કરતાં વધારેવાર. તે પછી તેણીએ કહ્યું કેઃ–મારી સાથે મુલાકાત કરવાની તમને કોણે સલાહ આપેલી ? તમે શું એટલું નથી જાણુતા કે મક્કાના હજના વખતે હાજીઓને દર્શન કરવા યોગ્ય સામગ્રીમાં હું પણ છું ! આ સાંભળીને મુસાફરે પૂછ્યું કે, આનો અર્થ શું ? તેના જવાબમાં પેલીએ કહ્યું કેઃ–શું તમે તમારા પિતૃવ્ય, જુરરામા (Zur Ramma) પાસે એવું નથી સાંભળ્યું કેઃ–મક્કાની હજનું કામ સંપૂર્ણ કરવા જતાં કઠોર પર્દા સિસ્ટમની વિરોધીણી ખારકાના ઘરની મુલાકાત કરવાનું દરેક હાજીઓના માટે ઉચિત છે ?

કરબલાના મેદાનમાં ધર્મ અર્થે જીવન અર્પણ કરનાર હજરત ઇમામ હુસેનની દીકરી સકીનાં, હાકામવંશના પ્રથમ ભાગમાં હયાત હતાં * તે સમયની સ્ત્રીઓમાં તેઓ વંશમર્યાદા, સૌંદર્ય, જ્ઞાન, બુદ્ધિ અને પવિત્રતામાં આદર્શનીય હતાં, કવિઓ, ફકિહ, વિદ્વાન અને સઘળા વર્ગના ધાર્મિક પુરૂષો હમેશાં તેમની મુલાકાત કરતા. આ સઘળા લોકોના

---

* સૈયદાં સકીનાનું ખરૂં નામ ઉમેમાં (Omaima) હતું. તેમનાં માતા તેમને સકીનાં નામથી બોલાવતાં હતાં. તેઓ ખલીફા હિશામના સમયમાં હીજરી ૧૧૭ ઈસ્વી ૭૩૫ માં રબીયુલ અવલ મહિનામાં મહિનામાં વફાત પામ્યાં હતાં. તેમનો પ્રથમ સ્વામિ ખલીફા અબ્દુલાના ભાઈ જોબાયેરનો પુત્ર મોસાબ હતો. તે ખલીફા અબ્દુલ માલેકના લશ્કર સહિત યુધ્ધમાં મરાતાં, તેવણ નાની ઉમ્મરમા વિધવા થયાં હતાં. તે પછી તેઓ અબ્દુલ્લા હિઝામીની સાથે પરણ્યાં હતાં. ત્યાં તેમને કુરેઇન નામનો એક પુત્ર જન્મ્યો હતો. અબ્દુલા હિઝામી મરણ પામ્યા પછી ખલીફા બીજા ઉમરના ભાઇએ તેની સાથે પરણવાની હીલચાલ કરેલી; પણ ખલીફા પ્રથમ વાલીદે આ વાતમાં અટકાવ નાંખ્યો હતો. તે પછી ખલીફા ઓસમાનના એક પુત્ર સાથે પરણ્યાં હતાં પણ ખલીફા સુલેમાને આ લગન કોઈપણ કારણને લઈ તોડાવી નાંખ્યાં હતાં.

સમાગમે તેમના ઘરમાં સર્વદા પવિત્ર આનંદ અને પ્રફુલ્લતાનો ભાવ વિરાજમાન થતો હતો. દરેક પ્રશ્નોના યુક્તિ પૂર્ણ ઉત્તરથી વિદ્વાન લોકો વધારે ખુશી થતા હતા.

ખલીફા બીજા ઉમ્મરની બહેન, તે પ્રથમ વાલીદનાં પત્નિ જેનું નામ ઉમ્મે-અલ-બાનીન ( Umin-ul-Banin ) એ સમયમાં એક પ્રખ્યાત બાનું હતાં. પોતાના સ્વામી પ્રતિ તેમની અસાધારણ ભક્તિ હતી, અને તેઓ હમેશાં પ્રજાવર્ગના કલ્યાણનો પ્રયત્ન કરતાં. એરાકના શાસનકરતા હાજ્જાજનો તિરસ્કાર કરી તેને જે ઉપદેશ આપ્યો હતો તે ઇતિહાસોના પાનામાં તેજસ્વી અક્ષરે કોતરાઇ રહેલો છે. હાજ્જાજ વારંવાર ખલીફ પ્રથમ વાલીદની મુલાકાતે આવતો હતો અને વારંવાર રાણીનું સન્માન ખલીફા પાસે ઓછું થાય તેવો પ્રયત્ન કરતો. રાણી ઉમ્મે-અલ-બાનીન આ વિષયથી જાણીતાં થઇને હાજ્જાજને પોતાની પાસે મોકલવાની ખલીફાને વિનંતિ કરી. તે ઉપરથી હાજ્જાજ રાણીના જાહેર દિવાનખાનામાં હાજર થયો. ત્યાં તેને બહુજ તિરસ્કારક આવકાર મલ્યો. ઘણો વખત સુધી રાણીની મુલાકાતની રજાજ ન મળી પછી ઘણી દાસીઓ સાથે રાણી મુલાકાત લેવાના દિવાનખાનામાં આવ્યાં. હાજ્જાજે નમિને સલામ કરી પણ તેઓએ તેની સલામ સ્વિકારી નહિ. રાણી રાજ્યકાર્યમાં હાથ ન ઘાલે તે માટે હાજ્જાજ ખલીફને હમેશાં સલાહ આપતો. તેના માટે તેમણે હાજ્જાજને કેટલાએક પ્રશ્નો પૂછ્યા. હાજ્જાજે આ સઘળા ઉત્તરમાં સત્યનો દેખાવ કરવા જતાં રાણીએ ઉપદેશ સ્વરૂપ એવું એક લાંબુ ભાષણ કર્યું તે હમણાં પણ તેમના જીવનની સ્મૃતિ સ્વરૂપ રહેલું છે. તેમણે તેની સન્મુખે એક એક કરીને તેનાં સમસ્ત દુષ્કાર્યના વિષયો ઉઘાડા કર્યા. કેવી કેવી ચતુરાઇએ હાજ્જાજે ખલીફાને નિર્દય હત્યાકાંડે ઉશ્કેરી રાજ્યનાં મુખ્ય મુખ્ય વિશ્વાસુ મુસલમાનોનાં જીવનનો વિનાશ કરાવ્યો અને આ નિર્દય કર્મોથી ખલીફ, એક દુરાચારી શાસન કરતા તરીકે ગણાયો છે તે તેમણે સ્પષ્ટ રીતે દેખાડી આપ્યું હતું. તે પછી તેના દુશ્ચરિત્રના માટે યથોચિત તિરસ્કાર કરી તેને ધક્કો મારી બહાર કાહાડવા માટે પોતાની દાસીને હુકમ કર્યો.

આરબ મહિલાઓ કવિતા લખવામાં અને તેને સુકંઠે ગાવામાં બહુ આનંદ માનતી અને તેઓ માંહેની કેટલીએક ઉંચ પંક્તિનાં કાવ્યો લખી પોતાની અસાધારણ બુદ્ધિની ઓળખાણ આપી ગઇ છે.

દેશ પ્રસિદ્ધ મહા તપસ્વિની રાબિયા* ઉમ્મિયા વંશના શાસન કાળમાં જાહેર થયાં હતાં. એવું કહેવાય છે કેઃ—તે સમયમાં જેટલા પુરૂષો પ્રખ્યાત ગણાતા હતા, તેઓમાં આ પણ એક હતાં.

## પોશાકની સ્થીતિ.

પ્રાથમિક સમયથી માંડીને અત્યાર સુધી પુરૂષોના પોશાકમાં વધારે ફેરફાર થયો નથી. ફક્ત એક પ્રકારના ટાઇટ આબા પહેરવાનો પ્રચાર ચાલુ થયો છે. ફક્ત અવસ્થા ભેદે કરીને પોશાકનું મુલ્ય અને સંખ્યાનું તારતમ્ય હતું અને ધંધા રોજગારને લઇને એની કિમ્મત અને ફીટનેસનું તારતમ્ય હતું. ધર્કિહ લોકો અને રાજકર્મચારીઓના પોશાક કરતાં લશ્કરીઓના પોશાક તદ્દન જુદી ઢબના હતા. જુદી જુદી જાતનો ધંધો કરનારાઓ જુદી જુદી જાતનો પોશાક પહેરતા હતા. સાધારણ રીતે ઘરમાં ઢીલો જામો અને ઢીલું પાટલુન-પાયજામો-અને ઘોડે ચડતી વખતે ટાઇટ જામો અને ટાઇટ ઇજાર પહેરતા હતા.

ઉમ્મિયા ખલીફાઓની આ શ્રેષ્ટ ઉન્નતિના જમાનામાં દમાસ્કસ નગરી કેવા સૌંદર્યથી, સમૃદ્ધિવાન હતી અને કેવા કેવા મજબુત કિલ્લાઓથી તેનું રક્ષણ કરવામાં આવ્યું હતું તેનું વર્ણન કરવા માટે અમારા પાસે ભાષામાં શબ્દો નથી. તે સમયમાં તે નગરી મોજ શોખ અને વેપાર રોજગારનું મધ્ય બિંદુ સ્વરૂપ હતી. શ્રીમંત માણસો મૂલ્યવાન પોશાક પહેરીને ઘોડા ઉપર સ્વાર થઇ ચારે તરફથી ઘેરાએલા અનુચર વર્ગોની મધ્યમાં પોતાના મહેલ તરફ જતા હતા. બેદુઇન આરબ દળપતિઓ પોતાના વિભિન્ન વર્ણના પોશાકો પહેરીને ઘોડેસ્વાર થઇ સગર્વે રસ્તામાં પરીભ્રમણ કરતા હતા. મરૂભૂમિનિવાસી આરબો ઉંટના વાળથી બનાવેલા સફેદ અને પીળા રંગનો ઢીલો જામો લાલ અને પીળી લીટીયો વાળા વસ્ત્રની કુફીયા પહેરીને નગરીના માણસોની જમાવટ તરફ વિસ્મયપૂર્વક એક દૃષ્ટિથી જોઇ રહેતા હતા. સીરીયા દેશના માણસોના પ્રદર્શન સ્વરૂપ જનતામાં સાધારણ લોકો સફેદ રંગનો લાંબો ઢીલો જામો, ઢીલો પાયજામો અને ચોખા માથાવાળા લાલ જોડા અને સફેદ કે કાળા રંગની મોટી પાઘડી પહેરીને પોતાના દેશની

---

* તેવણ ઉમ્મે-અલ-ખેએરના નામથી ઓળખાતાં હતાં. હીજરી ૧૩૫ માં જન્નતનશીન થયાં. તેમની કબર જેરૂસાલેમની પૂર્વમાં 'તીર' પર્વત ઉપર તીર્થની જગા તરીકે પ્રસિધ્ધ છે.

વેપારની સામગ્રીઓ ગધેડા, ઘોડા કે ઉંટ ઉપર લાદી જાનવરોને પુરતી ત્વરાથી હાંકી જતા દેખાતા હતા; તે સમયે તેઓ પાતળા વસ્ત્રોના લાંબા જામા પેહેરેલા ધૈર્યવાન કુલીન હાશમી વંશજો પ્રતિ ઇર્ષાની દૃષ્ટીથી દૃષ્ટીપાત કરતા જતા હતા. કુળવાન સ્ત્રીઓ પોતાની દાસીઓ સાથે પોતાના મોભાને છાજે તેવી રીતે વાયુ સેવન કરવા જતી. આ સઘળું દૃશ્ય અત્યંત નયન તૃપ્તીકર જણાતું હતું.

## જમવાની રૂબ-છબ.

એ સમયે આપણને રૂમાલ અને ચમચાનો વ્યવહાર જોવામાં આવે છે. રૂમાલ ગળાની આસપાસ બાંધી રાખવામાં આવતો અથવા ખાફતાનની* સાથે જોડેલો રાખતા. યુરોપ માંહેના કોઇ કોઇ દેશમાં હમણાં પણ તેનો વ્યવહાર છે. ચમચા બે પ્રકારના હતા. એક પ્રકારનો ઉંડી પ્યાલી જેવો લાકડાનો ચમચો વપરાતો તેનાથી શરબત પીવામાં આવતું હતું અને બીજો, એક પ્રકારની ચીનાઇ માટીનો ચીનમાંથી આવતો. શ્રીમંત પુરૂષો સવારના પહોરમાં ઉઠીને મધ કે સાકર મેળવેલું દૂધ પીતા. (તે સમયમાં લીપટનની ચાએ જીવનનો ઇજારો લીધેલો નહોતો!) અને સૂર્ય ઉદય થયા પછી થોડાક સમયે અંદર મહેલમાં સમસ્ત પરિવારવર્ગની સાથે મળી સવારનું જમણ લેતા. એ પછી ઘરનો માલિક પોતાના કામમાં જોડાતો. તે પછી મુલાકાત લેવાના દીવાનખાનામાં બપોરના જમણની તૈયારી થતી હતી. એ જમણમાં હમેશાં મહેમાન-પરોણાઓ જોવામાં આવતા હતા. અસરની નમાજ પછી સૌ એકઠા મળી રાત્રી ભોજનનું કાર્ય આટોપી લેતા. ખોરાકના વખતે તેઓ સઘળા ખુરસી ઉપર બેસતા ને વચમાં સફેદ કાપડથી આચ્છાદિત એક ટેબલ રાખવામાં આવતું હતું. તેઓ સૌથી પહેલાં મધ મેળવેલું દૂધ અને તે પછી તરેહવાર જાતના માંસના ખોરાકો જમતા. રાતના જમણની પછી ઘરના માણસો મેમાન-પરોણાઓ સૌ એક જુદા દીવાનખાનામાં બેસી ગપસપમાં સમય પસાર કરતા. તે પછી તેઓ ઇશાની નમાજ અદા કરતા હતા. આરબ સમાજમાં જેમ જેમ રોમન લોકો અને ઇરાનીઓના રીત રીવાજ દાખલ થતા ગયા તેમ તેમ અપરિચિત સ્ત્રી પુરૂષો સાથેનો વાત કરવાનો વ્યવહાર ઓછો થતો ગયો હતો.

* ખાફતાન, યુદ્ધના સમયમાં વપરાતો એક પ્રકારનો જમો.

## નોકર ચાકરો.

પરધર્મિ પાડોસીઓ જે પ્રકારે દાસ-દાસીઓનો અનાદર કરી તેઓના પ્રતિનિષ્ઠુર વ્યવહાર રાખતા તેની તૂલના કરતાં મુસલમાનોના ગુલામોને ગુલામના નામથી ઓળખાવી શકાય નહિ. હજરત રસુલેખુદા (સ. અ. વ.) ગુલામોના ધંધાનો નિષેધ ફરમાવી ગયા છે અને તેઓ (સ. અ. વ.) ફરમાન કરી ગયા છે કે સંતાનને તેનાં માબાપથી અને એક આત્મીયને બીજાથી જૂદા પાડી શકાશે નહિ. વળી તેઓ એવું પણ ફરમાવી ગયા છે કે ઘરનો શેઠ શેઠાણી જે પ્રકારનો ખોરાક ખાય, નોકર વર્ગને તેજ પ્રકારનો ખોરાક અને પોશાક આપવો. તેઓની સાથે તેઓને કોઇપણ પ્રકારનો દુર્વ્યહવાર ન ચલાવવો. ગુલામો પોતાની કિમ્મત આપે કે તરત તેમને સ્વતંત્રતા આપવી; અથવા ઘરના શેઠની ખુશી હોય તો તેઓ ગમે ત્યારે સ્વતંત્રતા આપી શકે છે. ગુલામોને સ્વતંત્રતા આપવાના કાર્યને ઉચ્ચ પંક્તિનો ધર્મ તેઓ (સ. અ. વ.) કહી ગયા છે. આ ઉપરથી નોકરોને પોતાના પરિવારના માણુસો તરીકે ગણુવામાં આવતા. નોકરો પોતાના મુસલમાન શેઠો તરફથી બહુ સગવડો મેળવતા છતાં તેઓની સંખ્યામાં વધારો થતાં મુસલમાન સમાજનું અનિષ્ટ થયેલું છે. તેઓના દ્વારા નીતિના નિયમો શીથળ થઇ જતા. એ સમયમાં અમુક પ્રકારના એક કાર્યથી વધારે ખરાબી થવા પામી હતી.

બીજા દેશોમાં જઇ વસેલા આરબ ખેડુતો પ્રજાવર્ગની દીકરીઓ સાથે વિવાહ કરતા હતા એનું જે શેષ પરિણામ આવ્યું તેની ઇતિહાસ હમણાં પણ સાક્ષી આપે છે. તેઓ જેની સાથે વિવાહ કરતા હતા, તેણીઓ જો ગથ, ફ્રેન્ચ ઇરાનીના જેવા ઉંચ વંશમાં જન્મેલી હોય તો તેમનાં સંતાનો મહત ચરિત્રનાં થતાં અને જો તેણીઓ ઇથોપીયન જેવી નીચ ઓલાદમાં ઉત્પન્ન થયેલી હોય તો તેમના સંતાનો નીચ આશયવાળાં થતાં.

---

## સાહિત્ય.

ઉમ્મિયા શાસન કાળમાં સંગીત, શિલ્પ અને કાવ્યના સાહિત્યો ઉન્નતીની ટોંચે પહોંચેલાં હતાં. ખલીફા બીજા ઉમ્મરના શાસન કાળમાં શાસ્ત્રજ્ઞ અને વિદ્વાન પુરૂષોનું રાજ્ય-સરકાર તરફથી પ્રતિપાલન થતું હતું અને ખલીફા પોતે તેઓને બહુ સન્માનની નજરથી જોતા; પણ અન્યાન્ય ખલીફાઓના લક્ષ આ તરફ આકર્ષાયાં નહોતાં. ઉમ્મિયા ખલીફાઓની અંદર

ફક્ત ખલીફા પ્રથમ યજીદનો પુત્ર ખાલેદ વિદ્વાન પુરૂષ હતો. વિજ્ઞાન અને સાહિત્યમાં તેનું જ્ઞાન બહોળું હતું. ફકત રાજદરબારથી દૂર વસનારા પુરૂષો અને આરબોના આશ્રિત પુરૂષોએજ સાહિત્ય અને વેપાર રોજગારમાં કાંઇક લક્ષ આપ્યું હતું.

---

## ધર્મ વિભાગ.

અબ્બાસી ખલીફાઓના સમયમાં જેમ સમગ્ર ઇસ્લામ સામ્રાજ્ય એક ધર્મ વિભાગના તાબામાં હતું; આ સમયમાં તે પ્રકાર નહોતો. જે સઘળા વ્યવહાર શાસ્ત્રકુશળ પુરૂષોને રાજ દરબારમાંથી પેનશન મળતા, તેઓની અંદર પણ એક મત ન હોવાથી એક ધર્મવિભાગનું બંધારણ થઇ શક્યું નહોતું. અર્ધ રાજ્યનૈતિક અને સામ્પ્રદાયિક હિસાબે ધર્મ વિભાગનું બંધારણ કરવામાં આવ્યું હતું. મુખ્ય કરી ઇમામના પદને લઇનેજ પ્રત્યેક સમ્પ્રદાયોમાં ધર્મમતનું પાર્થક્ય સંઘટીત થતું હતું. ઉમ્મિયા વંશીઓ અંદરખાનેથી વિશ્વાસ નહિ કરીને પણ જાહેરમાં એવું કહેતા કે, ઇમામતનો અધિકાર અમારોજ છે. હજરત પેગમ્બર ( સ. અ. વ. ) ના વંશના અને અબ્બાસીવંશજો પોતપોતાના સંપ્રદાય માટે આ પદનો દાવો કરતા હતા. બીજી બાજુએ ખારજીઓ એવો દાવો કરતા હતા કે વંશ, જાતિ, કે સંપ્રદાય સંબંધે પ્રજાવર્ગની ચુંટણી પ્રમાણે કોઇ પણ સપ્રદાયમાંથી ખલીફાની ચુંટણી કરી શકાય. ઉમ્મિયા ખલીફાઓની અંદર એક મુખ્ય મતભેદ હતો કે,–તેઓ મહત્મા હજરતઅલી અને તેઓના વંશજોને ઘણીજ તિરસ્કારીક દ્રષ્ટિથી જોતા અને તેઓના માટે મસજીદોમાં શ્રાપ દેવાતા. બાકીના જુદા જુદા સંપ્રદાયો પોતાના સાંપ્રદાયિક મત પ્રમાણે ચાલતા. જેઓ હજરતઅલીના વંશજો પ્રતિ શત્રુતાના ભાવનું પોષણ કરતા તેઓને નાવાસિબ કહેતા હતા અને હજરત અલીના વંશજોના પક્ષ કરનારાઓને અસ–શિયાત–અલ–આહલે બયેતના નામથી ઓળખતા.



## દાર્શનિક વિદ્યાલય.

ફકત ફાતમત જોહરાના વંશજોએજ ધર્મની દાર્શનિક અને વૈજ્ઞાનિક વ્યાખ્યામાં મન આપ્યું હતું એ પ્રમાણે ધર્મની દાર્શનીક અને વૈજ્ઞાનિક વ્યાખ્યાના બહુ પ્રચારથી લોકવર્ગની અંદર એક પ્રકારના સત્યનું અનુસંધાન કરવાનો ભાવ ઉત્પન્ન થયો હતો. પ્રત્યેક વિશાળ નગરીમાં આ સમસ્ત વિષયોની આલોચના થતી. મહાત્મા હજરત અલીના વંશના ચોથા પુરૂષ ઇમામ જાફર સાદકે, પવિત્ર મદિના નગરીમાં એક દાર્શનિક સ્કૂલ ઉઘાડી દર્શન અને વિજ્ઞાન શિખવાવા માટે પોતે માથે લીધું હતું. તેઓ અતીવ શોધક અને ગંભીર વિચાર કરનારા અને તે સમયના સઘળા જ્ઞાન વિજ્ઞાને વિભૂષિત હતા. ખરી રીતે કહીએ તો દાર્શનિક અને વૈજ્ઞાનિક સ્કુલના સ્થાપન કરનારા પોતેજ હતા. જે સઘળા જ્ઞાની[1] પુરૂષોએ ભવિષ્યમાં વ્યવહાર શાસ્ત્ર સંબંધી સ્કૂલો ખોલી છે. ફક્ત તેઓજ તેમના ( ઇમામ જાફર સાદીકના ) શિષ્ય હતા. તેમ નહિ પણ અનેક દાર્શનિક અને દૂર દેશોના સ્કોલરો તેમની દાર્શનિક વ્યાખ્યા સાંભળવાને આવતા હતા. જે પ્રખ્યાત પુરૂષ ઇમામ હસન અલી[2] બસરીએ પોતાના જન્મ સ્થાન બસરા નગરીમાં એક દાર્શનિક વિદ્યાલય સ્થાપિત કર્યું હતું, તે પણ ઇમામ જાફર સાદિકના એક શિષ્ય હતા. મોતાજેલા–હેતૂવાદ Rationalist–ની સ્કુલ સ્થાપન કરનારા વાસિલ બીન આતા,[3] પણ જ્ઞાનના ઉપાદાન કારણો, ઇમામ જાફર સાદીકની સ્થાપેલી સ્કૂલમાંથી લઈ ગયા હતા. ફાતમત જોહરાના વંશજો પ્રમાણે માહાત્મા વાસિલ[4] પણ મનુષ્યની ઇચ્છાની સ્વાધિનતા સંબંધે શિક્ષણ આપી ગયા છે.

ખલીફા ત્રીજો યજીદ, તેનો ભાઇ ઇબ્રાહીમ, અને ખલીફા બીજો મરવાન, એ લોકો મોતાજેલા (હેતૂવાદીઓ) મતના હતા. દમાસ્કસ નિવાસી

---

૧ ઇમામ અબુ હનિફા અને ઇમામ માલેક.

૨ માહાત્મા હસન બસરી ૧૧૦ હીજરીમાં રજબ મહિનામાં ગુજરી ગયા હતા.

૩ આતાના પુત્ર વાસીલ ૮૦ હીજરીમાં જન્મીને ૧૩૧ હીજરીમાં મરણ પામ્યા હતા.

૪ અબ્બાસ વંશીય ખલીફા મામુનના સમયનું વર્ણન કરતી વખતે વાસીલના મતનું વિશેષ વર્ણન કરશું.

માબાદ અલ-જાહની, ઝીલાન દીમારકી, અને યુન્નાસ-અલ-અસ્વારી આ ત્રણ પુરૂષોએ મનુષ્યની ઇચ્છાની સ્વાધિનતા સંબંધિ માહાત્મા વાસીલના મત કરતાં પણ આગળ વિચારો દરશાવ્યા છે. બીજી બાજુએ સફ્વાનના પુત્ર જહમ અદ્રષ્ટવાદનું શિક્ષણ આપતો હતો.

---

**પ્રથમ ખંડ સમાપ્ત.**

વાંચનાર! તને સલામ કરતાં પહેલાં એક નમ્ર વિનંતિ કરૂં છું કે-જો ખુદાને મંજુર હશે તો આ પુસ્તકનો બીજો ખંડ તાહરા હસ્ત મુબારકમાં જેમ બને તેમ વહેલો આવી શકે, એવી સગવડ કરૂં છું. તું પણ તે કામ સહિસલામત વહેલું પુરૂં થવા માટે તે માહાબુઅની પાક દરગાહમાં દુઆ કરતો કરતો બીજા ભાગની પુરતી ત્વરાથી રાહ જોઇશ; તો મને માહારૂં કામ વહેલું સમાપ્ત કરવામાં જોઇતો ઉત્સાહ મળી ચૂકેલો માનીશ.